"ગુજરાતી" પત્રની ૫૬ મી ભેટ   ઈ. સ. ૧૯૪૨

# પિતૃહત્યા

પ્રકાશક
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

કિં. રૂા. ૩)   પાકું પૂઠું રૂા. ૩-૬-૦

ઈ. સ. ૧૯૨૪ની સાલથી પ્રકટ થાય છે

"ગુજરાતી" પત્રનું સુપ્રસિદ્ધ

# બુકસાઈઝ પંચાંગ

પંચાંગની નવીનતા

गूजरात विद्यापीठ ग्रंथालय
[ गूजराती कॉपीराइट विभाग ]
अनुक्रमांक ૨૩૩૨૯ किमत ૩.૦૦
ग्रंथनाम પિતૃહૃદય
वर्गांक ૮:૨

આ પંચાંગ વેપારી વગેરેને ઘણુંજ સહાયભૂત થઈ પડે છે.

આ પંચાંગ જાહેરાત આપવાનું એક ઉત્તમ સાધન છે, કારણ કે એની સંખ્યાબંધ નકલો ચપોચપ ખપી જાય છે. કિંમતમાં સસ્તું છે.

| મુંબઈમાં | ટપાલ ખર્ચ | ટીકીટો મોકલે ઘેર પહોંચતું |
|---|---|---|
| ૦-૪-૬ | ૦-૧-૯ | ૦-૬-૦ |

"ગુજરાતી" પત્રની ઓફીસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

'ગુજરાતી'ની ૫૮ મી ભેટ ઇ. સ. ૧૯૪૨

# પિતૃહત્યા

લેખક

ઉછરંગરાય કેશવરાય ઓઝા બી. એ.

અજેજી ઠાકોર; તક્ષશિલાની રાજમાતા વગેરેના કર્તા

પ્રકાશક

'ગુજરાતી' પત્રના માલિકો

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

સંવત્ ૧૯૯૮ ] સન ૧૯૪૨ [ શાકે ૧૮૬૩

કિંમત રૂ. ૩-૦-૦ પાકું પૂઠું રૂ. ૩-૬-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—
'ગુજરાતી' પત્રની ઑફીસ
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ
ફોટ, મુંબઈ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૩૩૨૪

(પ્રથમાવૃત્તિના સર્વ હક્ક પ્રકાશકોને સ્વાધીન છે.

Printed and Published by Natverlal Itcharam Desai B. A., at
THE "GUJARATI" PRINTING PRESS
Sassoon Buildings, Elphinstone Circle, Fort, BOMBAY

# ‘ગુજરાતી’ પત્રે આપેલી ૫૯ ઐતિહાસિક વાર્તાની ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... | (૧૮૮૬) | નથી |
| બ. | ગૃહધર્મ ... .... ... ... | (૧૮૮૬) | નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર... | (૧૮૮૬) | નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ... ... | | ૦- ૮-૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ-એક ભાણ સહિત) | (૧૮૮૭) | ૨- ૦-૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૪ | મહારાણી વિક્ટોરીયાનું જીવનચરિત... ... | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો... | (૧૮૮૯) | ૦- ૪-૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | નથી |
| ૭ | દિલ્હીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૧- ૮-૦ |
| ૮ | અરાઢમી સદીનું હિન્દુસ્તાન ... ... | (૧૮૯૬) | ૨- ૦-૦ |
| ૯ | ઓરંગઝેબ અને રાજપૂતો ... ... | (૧૮૯૭) | નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી ... ... | (૧૮૯૮) | ૧- ૮-૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨- ૦-૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ... | (૧૯૦૦) | નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ | (૧૯૦૩) | નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ | (૧૯૦૪) | નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઈવનું કપટતંત્ર | (૧૯૦૫) | નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફ્ઝુલખાનનું ખૂન | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા ! | (૧૯૦૭) | ૩- ૦-૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલણ વેરાગણ | (૧૯૦૮) | નથી |
| ૨૩ | ઓરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ ! | (૧૯૦૯) | ૨- ૦-૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ... ... | (૧૯૧૦) | નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ | (૧૯૧૧) | ૨- ૦-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હીઃ ૪૦ ચિત્રો સાથે... ... | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા... ... ... ... | (૧૯૧૧) | નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... | (૧૯૧૨) | ૨-૦-૦ |

## "ગુજરાતી" પત્રે આપેલી ૫૯ ઐતિહાસિક વાર્તાની ભેટો.

| | નામ | સન | કિંમત |
|---|---|---|---|
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | નથી |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા ... ... ... | (૧૯૧૫) | ૨-૦-૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... | (૧૯૧૬) | ૨-૮-૦ |
| ૩૩ | ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંહધી... | (૧૯૧૭) | નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૨-૦-૦ |
| ૩૫ | રૌનક મહેલની રાજખટપટ ... ... | (૧૯૧૯) | ૨-૦-૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ... | (૧૯૨૦) | ૨-૦-૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | (૧૯૨૧) | ૨-૦-૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | (૧૯૨૨) | ૨-૦-૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર... ... | (૧૯૨૩) | ૨-૦-૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા | (૧૯૨૪) | ૪-૦-૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | (૧૯૨૫) | ૩-૦-૦ |
| • | પ્રતાપી પ્રતાપ ... ... ... ... | (૧૯૨૫) | ૧-૮-૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | (૧૯૨૬) | ૨-૦-૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૨-૦-૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન | (૧૯૨૮) | ૩-૦-૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ગનેસર... | (૧૯૨૯) | ૨-૦-૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ... | (૧૯૩૦) | ૨-૦-૦ |
| ૪૭ | અમરેશરી કટારી... ... ... ... | (૧૯૩૧) | ૨-૦-૦ |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હવેલી... | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યાર અને જોગણીનું ખપ્પર... | (૧૯૩૨) | ૩-૦-૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... | (૧૯૩૩) | ૩-૦-૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર | (૧૯૩૪) | ૩-૦-૦ |
| ૫૨ | મહારાજાધિરાજ ... ... ... | (૧૯૩૫) | ૩-૦-૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક ને ઇસ્લામી સત્તાનો ઉદય | (૧૯૩૬) | ૩-૦-૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત | (૧૯૩૭) | ૩-૦-૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી... ... ... | (૧૯૩૮) | ૩-૦-૦ |
| ૫૬ | જળસમાધિ ... ... ... ... | (૧૯૩૯) | ૩-૦-૦ |
| ૫૭ | ડગમગતી શહેનશાહત ... ... ... | (૧૯૪૦) | ૩-૦-૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત ... ... ... | (૧૯૪૧) | ૩-૦-૦ |
| ૫૯ | પિતૃહત્યા ... ... ... ... | (૧૯૪૨) | ૩-૦-૦ |

દરેકનું ટપાલ ખર્ચ જુદું.

ગુજરાતીના ગ્રાહકોને વટાવ આપવામાં આવશે.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ



# સ્ત્રીનું
# પરમ સૌંદર્યધન
# તેના કેશ છે

કેશ સૌંદર્યમાં વધારો કરવા ઉપરાંત શરીરના નાજુક ભાગોનું રક્ષણ કરે છે. આપણા શરીરનો એક સૌથી નબળો ભાગ માથાની પાછળનો ભાગ છે જેને ઉષ્ણ પ્રદેશના સખ્ત તાપ સામે રક્ષણની જરૂર છે. રક્ષણ માટે ઈશ્વરદત્ત આ સમૃદ્ધિને કાપી નાંખવી કે ટુંકાવી નાંખવી શું ડહાપણભર્યું છે? તમારા વાળ વધારો એને ઘટ તેજસ્વી અને સુંવાળા બનાવો. તેમ કરવા માટે તેને યોગ્ય ખોરાકની જરૂર છે તે ખોરાક—

## કામીનીઆ ઓઇલ

(રજીસ્ટર્ડ)

કામીનીઆ ઓઇલ કેશના મુળોને પોષણ આપે છે ઉગતા વાળને મજબુત બનાવે છે અને જુના વાળને નવો જીવનપટો આપે છે. કીં. શીશીનો રૂ. ૧. ત્રણ શીશીના રૂ. ૨-૧૦-૦ વી. પી. ખર્ચ વધુ. મફત નમુના માટે ૦॥ આનાની ટીકીટ મોકલો.

લખો:-પો.બો.નં. ૨૦૮૨ મુંબઇ ૨

સોલ એજન્ટો




THE ANGLO-INDIAN DRUG AND CHEMICAL CO

# ઐતિહાસિક નવલકથાઓ

| | રૂ. આ. પા. |
|---|---|
| દેશાભક્તિનો મોહન મંત્ર ... ... ... | ૦–૧૨–૦ |
| અમારૂં તે અમારા માટે (આયર્લેન્ડનો સ્વાતંત્ર્ય યજ્ઞ) | ૦–૧૨–૦ |
| લીલા (લયલા અથવા ગ્રેનેડાનો ઘેરો) ... ... | ૧– ૮–૦ |
| મીસરની મહારાણી કલીઓપાત્રા ... ... | ૧– ૮–૦ |
| આર્ય આદિત્ય બાપા રાવળ ... ... ... | ૧– ૦–૦ |
| જહાંગીર ... ... ... ... ... | ૦–૧૨–૦ |
| પચ્ચીસશે વર્ષ પૂર્વનું હિંદુસ્તાન અથવા કૌટિલ્ય ભગવાનની ચઢતી... ... ... | ૨– ૦–૦ |
| એટનો બળવો અથવા રાજબા રણસુંદરી... ... | ૧– ૮–૦ |
| ભદ્રપુરની ભદ્રશ્યામા અથવા વીરેન્દ્રનું વીરત્વ ... | ૨– ૮–૦ |
| વિક્રમ અને કાપાલિક ... ... ... | ૦–૧૨–૦ |
| વીર જયમલ અને ચિત્તોડનો ઘેરો ... ... | ૦– ૬–૦ |
| ગંગા–એક ગુર્જર વાર્તા ... ... ... | ૧– ૪–૦ |
| શિવાજીની સુરતની લુંટ ... ... ... | ૧– ૮–૦ |
| લાલ ઉદેરાની કથા ... ... ... ... | ૨– ૦–૦ |
| ઘાસીરામ કોટવાલ ... ... ... ... | ૦– ૮–૦ |
| મહારાણી વિક્ટોરીયા... ... ... ... | ૧– ૮–૦ |
| ઔરંગઝેબ ... ... ... ... ... | ૧– ૪–૦ |

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# પ્રસ્તાવના

ગૂજરાતને ચરણે આ હું ત્રીજી મૌલિક, ઐતિહાસિક નવલકથા અર્પણ કરું છું. "અજોજી ઠાકોર" આજના રાજકારણોની સંભાવના વિચારતું હતું. "તક્ષશિલાની રાજમાતા" પ્રાચીન હિંદના પશ્ચિમ સાથેના સંબંધની સંભાવનાઓ વિચારતું હતું. આ પુસ્તક મગધના (પ્રાચીન પૂર્વ હિંદના) ઉદયની સંભાવનાઓનો વિચાર કરે છે.

પહેલાં બે પુસ્તકોને ગૂજરાતે મેં સ્વપ્ને પણ નહિ કલ્પેલો આવકાર આપ્યો છે અને તેને પોતાનાં કર્યાં છે. જ્યારે મેં "અજોજી ઠાકોર" લખ્યું ત્યારે હજી હું ઉગતો આવતો હતો. મને જેટલી જોઇએ તેટલી ભાષા પણ આવડતી નહોતી અને મને જનસમુદાયના વૈવિધ્યનું જે જ્ઞાન જોઇએ તે પણ નહોતું. છતાં મેં તે પુસ્તક લખ્યું અને તે "અજોડ" ગણાયું. આજે પરદેશમાંથી આવતાં હું ગૂજરાતમાં જ્યાં જ્યાં જાઉં છું ત્યાં મારી ઓળખાણ "અજોજી ઠાકોર"થી આપવાનું બહુ જ સહેલું થઇ પડે છે.

"તક્ષશિલાની રાજમાતા" લખ્યું ત્યારે હું વર્તમાનપત્રના જગતમાં સ્થિર થયો હતો. તે વખતે મને પ્રાચીન ભારતવર્ષનો અભ્યાસ કરવાના કોડ હતા અને એ કથા મેં અભ્યાસકના નિત્યપાઠ તરીકે પ્રયોગાત્મક રીતે જ લખ્યું. તે પ્રસિદ્ધ કરતાં લગભગ દશ વરસ વીતી ગયાં, પણ તે પ્રસિદ્ધિ પામતાં જ આવકાર પામ્યું.

પોતાનાં પુસ્તકો વંચાય છે એ ભાનથી બીજું કયું ભાન કોઇ પણ લેખકને આનંદિત કરી શકે? પરદેશથી આંહિ વતનમાં વસવા આવતાં મારૂં જીવન આનંદમય અને ઉલ્લાસમય થયું છે. તેને માટે હું ગૂજરાતનો ઋણી છું.

હું સુભાગ્યે કે કમભાગ્યે એકલો જ રહ્યો છું. મેં કોઇ પણ પક્ષ કે મંડળ કે વાડો રચવા કદિ પણ પ્રયાસ કર્યા નથી. સાહિત્યમાં

સ્થાન જમાવવા જે જે પ્રવૃત્તિઓ ઘણીવાર થતી કહેવાય છે તેનો આશ્રય મેં લીધો નથી. કળા અને સર્જનના શાસ્ત્રીય નિયમો વિષે હું વ્યાખ્યાન આપી શકું કે કેમ તે વિષે મને શંકા છે. હું વિચારક પણ નથી. મારૂં જીવન, મેં અનેકવાર લખ્યું છે તેમ, ક્લેશ અને જીવનની ઝુંબેશને અંગે ઉપજતી અનેક ધડમથલોમાં પસાર થયું છે. આજે હું થોડી શાંતિ અનુભવી રહ્યો છું, પણ એ કેટલો વખત નભશે તે મારાથી કહી શકાતું નથી. હું સાહિત્યમાં, સમાજમાં કે રાજકારણમાં જે જે પ્રવૃત્તિ કરી રહ્યો છું તે સેવક તરીકે, અભ્યાસક તરીકે, સંભવિક તરીકે કરી રહ્યો છું. ગણો તો હું આખા ગૂજરાતનું બાળક છું. ગણો તો હું એકલો, અટુલો, સંગતસોબતવિહોણો છું.

આ પુસ્તક હું "ગૂજરાતી" પત્ર મારફતે ગૂજરાતને આપું છું. વર્તમાનપત્રોના જગદાકાશમાં આજે ઘણા પ્રકાશ ચમકી રહ્યા છે. એ અનેક પ્રકાશોને લીધે જૂના જન્મેલા ચંદ્ર તારાઓ ઝાંખા પડયા છે, પણ વિદ્યુલ્લેખા નાળીગત નહોતી થઇ શકી ત્યારે તો તારાઓ અને ચંદ્ર આકાશમાં સામ્રાજ્ય ભોગવતા હતા. "ગૂજરાતી" ગૂજરાતના વાઙ્મય જીવનના અને રાજકારણી જીવનના ચંદ્ર તરીકે આકાશમાં કંઇ થોડો વખત નથી વિરાજ્યું. મેં "ગૂજરાતી"નું વાંચન ૧૯૦૪ માં નિયમિત રીતે શરૂ કર્યું. તે પછી "ગૂજરાતી"એ મારી યુવાવસ્થાનાં મંતવ્યો અને આદર્શો ઘડયાં, એમ હું તો કબૂલ કરી લઉં છું. આજે વીસ વરસથી તો "ગૂજરાતી"ના માલેકો મને સતત બંધુભાવથી તે મોકલે છે. તેના તંત્રમાં પણ પલટાઓ થયા છે. તેણે પણ લીલી સૂકી જોઇ છે. પણ અંબાલાલ જાનીથી માંડીને અત્યાર સુધી નટવરલાલભાઈ તરફથી મેં પ્રીતિ અને સન્માન અનુભવ્યાં છે.

૧૯૨૫ માં મને સૂચના થઇ હતી કે, મારે "ગૂજરાતી" માટે ચાલુ વાર્તા લખવી. તે સમય અસંતોષ અને ઉત્કટતાનો હતો. જે પ્રીતિ અને વત્સલતાથી એ સૂચના મને કરવામાં આવી હતી તે હું આંકી શકયો નહિ અને એ સૂચના તરફ મેં બેદરકારી રાખી. એ પછી

હું આફ્રિકા ગયો. મેં પણ લીલીસૂકી જોઇ. નવા સંબંધો બંધાયા; જૂના સંબંધો મજબૂત થયા; થોડા જૂના સંબંધો ઘસાયા; થોડા તૂટયા પણ ખરા; અને થોડાના બંધનું પોલાપણું તથા તરતબરડપણું પણ કળાઇ ગયાં. અબોલ પરસ્પર માન અને પ્રશંસાના નિઃસ્વાર્થ પાયા પર રચાયેલો "ગૂજરાતી" સાથેનો સંબંધ સતત રહ્યાં કર્યો અને ગયા વરસમાં જ મને લાગ્યું કે મારે "ગૂજરાતી"ની કંઇક સેવા કરવી જોઇએ. મેં તે ભાવનાથી ગૂજરાતી સાપ્તાહિકમાં "આફ્રિકાનાં રેખાચિત્રો" લખવા માંડયાં અને તે છપાવા ઉપરાંત મને ભેટનું પુસ્તક લખવા માટે નિમંત્રણ મળ્યું. પંદર વર્ષ પહેલાંની ઉપેક્ષાનું પ્રાયશ્ચિત્ત કરવાનો મને પ્રસંગ મળ્યો, તે મેં સહર્ષ સ્વીકાર્યો અને આ પુસ્તક તૈયાર કર્યું. મને આ તક આપવા માટે હું "ગૂજરાતી"નો ઋણી છું.

× × × ×

બિમ્બિસાર અને અજાતશત્રુનો ઇતિહાસ પુરાણોમાંથી, બૌદ્ધ પુસ્તકોમાંથી અને જૈન ગ્રંથોમાંથી મળે છે. એમ કહેવું કે મેં એ બધાં સાધનોનું દોહન કે અવલોકન કર્યું છે તે વૃથા જ ગણાય. તેમ કરવાનો મને અવકાશ મળ્યો નથી. તેમ કરવાની મારી પાસે સગવડતા નથી. વાર્તા કલ્પનાનો વિષય છે અને કલ્પનાનો આ વાર્તાના ઘડતરમાં મેં ખૂબ ઉપયોગ કર્યો છે. વિન્સેન્ટ સ્મિથનો ગ્રંથ "ધ અર્લિ હિસ્ટરી ઓફ ઇન્ડિયા," પ્રો. હ્રિસ ડેવિસનો "બુદ્ધિસ્ટ ઇન્ડિયા," તેનો જ "નૉન-ક્રિશ્ચિયન રિલિજીયન્સ," પુસ્તકાવલિમાંનો "બુદ્ધિઝમ," નરિમાનનો "સંસ્કૃત બુદ્ધિઝમ" અને ડા૦ ત્રિભુવનદાસ એલ. શાહનો અંગ્રેજી "એન્શિયન્ટ ઇન્ડિયા" એ ગ્રંથોનો મેં છૂટથી ઉપયોગ કર્યો છે. આ ગ્રંથોમાં આપવામાં આવેલી હકીકત અને મારી કલ્પનાના સંયોગનું આ વાર્તા પરિણામ છે. આ ગ્રંથો ઇતિહાસના શુદ્ધ અથવા શુદ્ધકલ્પ ગ્રંથો તરીકે લખાયા છે એટલે તેના લખનારાઓને જે બંધનો નડે તે મને નડતાં નથી અને તેને લીધે ઐતિહાસિક ગણાતા સમયાનુક્રમનો તથા બનેલી વસ્તુના રૂપનો વિપર્યય કરવાનો મેં કલ્પનામૂલક ગ્રંથના લેખક તરીકે અધિકાર સંપૂર્ણ રીતે વાપર્યો છે.

વળી હું માનું છું કે આ કથાનો મુખ્ય હેતુ ઇતિહાસ આપવાનો નથી, પણ ઇતિહાસે પરિચિત કરેલાં નામ અને પાત્રોનો ઉપયોગ કરીને ગ્રંથકારની કલ્પના મુજબનું નિર્દિષ્ટ સમયના સમાજનું ચિત્ર અને તેની મનોભાવનાએ, ઇતિહાસે વર્ણવેલા બનાવોના ગર્ભમાં રહેલા ઉદ્દેશ, આદર્શ, ખ્યાલ અને સંભવોની પોતાની સંભાવનાઓ આપવાનો હોવાથી એ અધિકાર સંપૂર્ણ રીતે વાપરવામાં કશો અંતરાય આવતો નથી.

બિમ્બિસાર—અજાતશત્રુનું મગધ ચંદ્રગુપ્ત મૌર્યના મગધનું બીજરૂપ હતું, એમ મારૂં માનવું છે. મૌર્યમગધ ભગવાન્ કૌટિલ્યના અર્થશાસ્ત્રથી તથા યવન મેગાસ્થિનિસના રૂપાલેખનથી અત્યંત પ્રસિદ્ધિને પામેલું છે અને ઘણા અભ્યાસકો એવું માનવાની ભૂલ કરી લે છે કે મૌર્યના સમયમાં જ ચાણાક્ય અને મેગાસ્થિનિસે વર્ણવેલી વિશિષ્ટતાઓ મગધમાં ઉદ્ભવી. આમ માની લેવું એ વાજબી નથી. સમાજની સંસ્થાઓ; રાજ્યની વ્યવસ્થાઓ, જનતાવિહિત અને જનતાસ્વીકૃત રૂઢિઓ, વિધિઓ, સંકેતો અને જીવનચર્યાની પરિપાલિત રેખાઓ સેંકડો વર્ષના ઉન્નતિક્રમને પરિણામે સ્થિર થાય છે. ભગવાન્ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર જે મગધનું વર્ણન આપે છે તે જમાનાઓ થયાં પ્રતિષ્ઠાપિતરૂપ મગધનું વર્ણન છે અને અર્થશાસ્ત્રમાં વર્ણવેલા સ્થિતરૂપ ભરતખંડના અશ્વત્થની પહેલી શાખાઓ, થડ અને બીજ આપણે સહુએ શોધવાનાં રહે છે. તેને માટે પુરાણો, બૌદ્ધ ગ્રંથો અને જૈન ગ્રંથો આપણી પાસે છે, તે આપણા સુભાગ્યની વાત છે. ડા. ત્રિભુવનદાસ શાહે ચાણાક્યની મગધવ્યવસ્થાનું, ગણશ્રેણિમૂખ સમાજરચનાનું અને ચંદ્રગુપ્ત મૌર્યની પ્રચંડ સેનાનું મૂળ બિમ્બિસારના કુંવરમંત્રી અભયકુમારની બુદ્ધિમાં, તેને સુલભ જૈનગ્રંથોને આધારે કલ્પ્યું છે: અને હું એ કલ્પનામાં રહેલો સિદ્ધાંત અને સત્યાંશ સ્વીકારૂં છું.

બિમ્બિસારનો સમય આદર્શોની ઉત્પત્તિ અને અથડામણનો સમય હતો. તે વખતે રૂઢ સમાજરૂપમાં અને વ્યક્તિ તથા સમુદાયની પ્રવૃત્તિની મનોભાવનામાં ફેરફાર કરવા માટે ભગવાન્ બુદ્ધ શાક્યમુનિ

ગૌતમ અને ભગવાન્ તીર્થંકર મહાવીર વર્ધમાન સદેહે મૃત્યુલોક-સંનિહિત હતા. એ નવયુગના જન્મમાં અને તે વખતના જૂનાં તથા નવાં માનસિક તથા આધ્યાત્મિક બળોના સંઘર્ષણમાં નવી રચનાઓની જરૂરિયાત જણાય એ તદ્દન સંભવિત છે. અને ભગવાન્ કૌટિલ્યના અર્થશાસ્ત્રની અંદર વર્ણવેલી વાતોનાં બીજ આ સમયમાં રોપાયાં હોય તો કાંઇ બહુ નવાઇ પામવા જેવું નથી. બિમ્બિસારે આ આદેશો હિન્દુસ્તાનની હમેશની રીત પ્રમાણે ઝીલ્યા હોય એમ હું માનું છું. ગાંધીજીનાં સૂત્રો પ્રવૃત્તિમાં ગાંધીજીથી વિરૂદ્ધ પક્ષો કયાં નથી ગણતરીમાં લેતા? અને ખાનગી જીવનમાં તે સૂત્રોનો સામાન્ય વ્યવહારસૂત્રો સાથે સમન્વય કરવા કયાં નથી મથતા? આજે પણ આપણે કુલનો વિહિત-ધર્મ, ઇષ્ટદેવ વગેરે સાચવી રાખી જૈન, બૌદ્ધ, મુસલમાન, પારસી વિચારકો કે સમાજનેતાઓને કયાં નથી સત્કારતા? આપણું આપણા-પણું સાચવતે છતે પણ આપણે હિન્દુ હોઇએ તો અહિન્દુ વિચારકોને સત્કારીએ છીએ; અહિન્દુ હોઇએ તો હિન્દુ સંતજનોના ઉપદેશને ગ્રહણ કરીએ છીએ. ભારતવર્ષની આર્યપ્રજા હંસની માફક બુદ્ધિગત વિષયોમાં તો નીરક્ષીરન્યાય જ પાળતી આવી છે. આ આપણું ખાસ લક્ષણ ધ્યાનમાં લઇ મેં આ કથાની ગૂંથણીમાં કયાંહી પણ એવો આગ્રહ રાખ્યો નથી કે અમુક પાત્રોનો પંથ કે ધર્મ અમુક જ હતો. એ જાતનું શૃંખલાબંધન તે સમયનો ભરતખંડ સમજતો નહોતો એમ હું માનું છું, અને મારી માન્યતા મારી પોતાની મનોભાવનાના નિરીક્ષણ પર ઘડાયેલી છે. મને કદિ પણ ધર્મનાં કે શ્રદ્ધાનાં બંધનોની સાંકળે બાંધ્યો નથી. કુળથી હું સનાતન ધર્મી છું અને હું કુળસમુદાયમાં સનાતનધર્મી તરીકે રહું છું. પણ બુદ્ધિગત વિચાર કરતાં મને દરેક તત્ત્વમાં, દર્શનમાં, પેગામમાં, આશય અને પ્રવૃત્તિ નિર્દેશમાં એવી સરસ એકાન્વિત એકસૂત્રતા સિદ્ધ થતી લાગી છે કે જે વખતે ભગવાન્ બુદ્ધ અને ભગવાન્

મહાવીર જેવી વિભૂતિઓ સાક્ષાત પૃથ્વીપર વિદ્યમાન હોય તે વખતે* પંથવ્યાવૃત્તિ, ધર્મઘેલછા કે ધર્માંતરતાના જૂલમો બિમ્બિસાર જેવા રાજાના સમયમાં અને ભરતખંડ જેવા દેશમાં પ્રવર્તમાન હોય તેવું માનવું જરા મુશ્કેલ પડે છે. તે છતાં પણ આ બધાં અનુમાનો જ હોઇ શકે. કારણ કે તે સમયે શું હતું તે ચોક્કસ કરી શકાય તેવું આપણી પાસે કશું નથી અને જે કંઇ છે તે લખનારના રંગોથી એટલું રંગાયેલું છે કે તે શુદ્ધ ચિત્ર તરીકે સ્વીકારાય તેવું નથી. એટલે સમાજ-રૂપની પુનર્રચના કરવાના આધુનિક પ્રયાસો અધુરા જ રહે અને અત્યા-રના લેખકો તથા અભ્યાસકોની નજરના રંગનો ઢોળ તેના ઉપર ચડે તે દેખીતું છે

જેમ બિમ્બિસારનો સમય આદર્શોનો જન્મ અને નવાં તથા જૂનાં બળોની અથડામણોનો કાળ હોય તેમ કલ્પવામાં આવ્યું છે તેમ જ અજાતશત્રુનું જીવન એ આદર્શો અને અથડામણોના સમર્થ અને બળયુક્ત સમન્વયની દિશામાં પ્રયાસના કાળરૂપે કલ્પવા યત્ન કર્યો છે. અહિંસા, ભૂતદયા અને વીતરાગતાના એવા આદર્શો છે કે તે એકદમ ગ્રાહ્ય થતા નથી. બુદ્ધિથી ગ્રાહ્ય થાય છે તો પણ પ્રવૃત્તિગ્રાહ્ય થતા નથી. અત્યારના ભરતખંડમાં આપણે એ જોયું છે. અજાતશત્રુએ ભારતની સમાજના પાયારૂપ તત્ત્વસિદ્ધાંતોની એકસારતા સ્વીકારી

---

* "ઉપર આવેલો બુદ્ધના જીવનનો વૃત્તાંત મને આશા છે કે એક ખોટો ખ્યાલ જનસમાજમાં પ્રવર્તે છે તે દૂર કરશે—એ ખ્યાલ એવો છે કે ગૌતમ હિંદુ ધર્મનો દુશ્મન હતો, અને ગેરઇન્સાફ, અને જૂલમ અને દગા ઉપર રચાયેલા એક ધર્મપંથનો નાશ કરવાથી તેનો તેના દુશ્મનો પર ઉપકાર થયો હોવાનો હક્ક સિદ્ધ થયો છે. આ ખરું વસ્તુસ્વરૂપ નથી. ગૌતમ એક અદલ, નમૂનેદાર હિંદી તરીકે જન્મ્યો, ઉછેરાયો, જીવ્યો અને મરણ પામ્યો. તેના સમયમાં હિંદુધર્મ ઉદ્ભવજ પામ્યો ન હોતો. અને તે વખતે જે ધર્મ ચાલતો હતો તેની સાથે ગૌતમને બહુ જ થોડો વિરોધ હતો. તેનો હેતુ તેને રચવાનો, બળ આપવાનો હતો. તેનો નાશ કરવાનો ન હોતો."

પ્રો. ર્‍હિસ ડેવિડ્સનો ગ્રંથ બુદ્ધિઝમ; પ્રકરણ ૩ જું પાનું ૮૩. (અંગ્રેજી).

સમુદાયજીવન માટે શિસ્ત, નિયમ, યમ, વીતરાગતા સ્વીકાર્યાં; પણ તેની સ્થાપના માટે તે ભૂતદયા કે અહિંસાનું અવલંબન ન કરી શક્યો. તેણે કરેલી કહેવાતી પિતૃહત્યા વિષે ઘણા જૂદા જૂદા અભિપ્રાયો છે.* હું ઇતિહાસનો આલેખક નથી એટલે એ બધા અભિપ્રાયો મેં આપ્યા નથી.

ફરી "ગૂજરાતી"નો ઉપકાર માની ગૂજરાતને ચરણે આ ગ્રંથ ધરવા હું ભાગ્યશાળી થાઉં છું.

રાજકોટ,<br>ઋષિપંચમી ૧૯૯૬ } ઉછરંગરાય કેશવરાય ઓઝા

---

* "કુણિકને પોતાના વર્તનથી શરમ લાગી અને તે તરત જ કેદખાના તરફ પોતાના બાપને છૂટો કરવા ઉતાવળથી ધસ્યો. રસ્તામાં તેણે એક કુહાડો દેખ્યો અને પોતાના પિતાના પગની બેડીઓ તેનાથી તોડવાનો ઇરાદો ધરી તેણે તે ઉંચકી લીધો. જ્યારે શ્રેણિકે પોતાના પુત્રને આ રીતે પોતાના ઉપર ધસી આવતો જોયો ત્યારે તેણે કુદરતી રીતે એમ જ ધારી લીધું કે તે તેને મારી નાંખવા આવતો હતો અને તેણે તરત આત્મહત્યા કરી."

ડા. ત્રિભુવનદાસ એલ. શાહનો ગ્રંથ 'એન્શિયન્ટ ઇન્ડિયા.' પુસ્તક પહેલું. ખંડ ૨ જો પાનું ૨૭૩.

---

## ગ્રંથ ઉલ્લેખ


1 The Early History of India by Vincent Smith.

2 Buddhist India (Story of Nations Series) by Prof. Rhys Davies.

3 Buddhism by Prof. Rhys Davis in the Non-Christian Religious Systems Series published by the Society for Promoting Christian Knowledge.

4 Local Self-Government in India by Dr. R. K. Mukerjee (Longmans).

5 Sanskrit Buddhism by G. K. Nariman.

6 Ancient India Vol. I & II by Dr. T. L. Shah Translated by Mr. R. J. Desai M. A.

## પ્રો. જેમ્સની

# વીજળીક શક્તિની ગોળીઓ (રજીસ્ટર્ડ)

### મહાન અમેરીકન ઇલાજ

જેઓને, પહેલાં જે ઉમંગ અને જુસ્સો ધરાવતા હતા તે કમી થતો જાય છે એમ લાગતું હોય, જેઓને રાત્રે નિદ્રા ન આવતાં, વિચાર જ કરતા હોય સવારે બિછાના-માંથી ઊઠતાં થાક અને નબળાઇ માલુમ પડતી હોય,




ભૂખ ન લાગતી હોય. હાથ પગમાં કળતર થયા કરતું હોય. થોડુંક કામ કરવાથી થાકી ગયા જેવું લાગતું હોય, યાદદાસ્ત-શક્તિમંદ થતી જતી હોય, પિશાબમાં અગર સ્વપ્નોમાં ધાતુ જવાથી શક્તિ ઘટતી જતી લાગતી હોય-જેઓ-બંધકોશ-અજીરણથી પિડાતા હોય, જેઓ આ એકથી અથવા વધુ દરદોથી પિડાતા હોય અને બીજી દવાથી ફાયદો ન મળ્યો હોય તો આજે જ પ્રો. **જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓનો** ઉપયોગ કરવાનું શરૂ કરો. તે તમારામાં ઘટી ગયેલી જીવનશક્તિ પૂરતા જથ્થામાં ઉત્પન્ન કરી ઉપર જણાવલા એક યા વધુ દરદોને દૂર કરી શરીરના આખા સાંચા કામને બરાબર ઉમંગી હાલતમાં મૂકી આપશે. હજારો લોકોએ આ ગોળીઓ વાપરી પૂરતો સંતોષ જાહેર કર્યો છે. તેમ તમો પણ ફાયદો મેળવી શકશો.

કિંમત:—૪૦ ગોળીની શીશી ૧ ના રૂ. ૨-૦-૦
૨૫ ગોળીની શીશી ૧ ના રૂ. ૧-૪-૦
વી. પી. ખર્ચ જુદો. દરેક દુકાને વેચાય છે.

: લખો :

ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ્સ કું.
પો. બો. નં. ૨૦૮૨ મુંબઈ.

# અનુક્રમણિકા

## પ્રથમ ખંડ

**ખંડ પહેલાનો સમય : વિક્રમ સંવત્ પૂર્વે ૫૦૩ – ૫૦૦**

# દ્વિતીય ખંડ – અનુક્રમણિકા



---


## લોકકથાનું સાહિત્ય

| | |
| --- | --- |
| બેગમ બાજાર અથવા રંગ મહાલયમાં રતિ તાંડવ ભાગ ૧ લો. | ૧–૮–૦ |
| ,, ,, ,, ,, ભાગ ૨ જો. | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૧ લો ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૨ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૩ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૪ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૫ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૬ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૭ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૮ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૯ ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૧૦ ... ... | ૧–૮–૦ |



"ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ" સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ મુંબાઇ.

# “ પિતૃહત્યા ”નાં પાત્રો – પ્રથમ ખંડ

| | |
|---|---|
| બિમ્બિસાર (ગોપાળ, ભંભાસાર) | મગધનો શિશુનાગવંશીય રાજા |
| અભયકુમાર | તેનો પુત્ર અને પ્રધાન, સુનન્દાનો પુત્ર |
| અજાતશત્રુ | બિમ્બિસાર અને ચિલ્લણાનો પુત્ર; મગધનો યુવરાજ |
| શાક્યમુનિ ગૌતમ, સિદ્ધાર્થ બુદ્ધ | વિષ્ણુનો નવમો અવતાર |
| મહાવીર વર્ધમાન | જૈનોના ચોવીસમા તીર્થંકર |
| દેવદત્ત | બુદ્ધદ્વેષી જૈનવિરોધી એક બ્રાહ્મણ |
| કુંધક, બંધક | પરિચારકો, બિમ્બિસારના સામંતો |
| વસુબન્ધુ | ચિતારો |
| ચારિલ | નગરરક્ષક |
| નાગરક-સ્થાનીય | કોટવાળ; દંડનાયક |
| ચેટક | વૈશાલિનો રાજા |
| નંદ, આનંદ, શારિપુત્ર, મુદ્ગલાયન, કુચ્ચાયન, યશ વગેરે | ભગવાન્ ગૌતમના શિષ્યો |
| અનાથપિંડિક | રાજગૃહનો એક શ્રેષ્ઠી |
| જીવક | બિમ્બિસારનો રાજવૈદ્ય |
| સર્વાર્થસિદ્ધિ | વૈશાલિનો એક શેઠિયો |
| અર્થોદય | વૈશાલિનો એક શેઠિયો |
| સુનન્દા | મહારાજ બિમ્બિસારનાં રાણી અને અભયકુમારનાં મા |
| ધારિણી અને ક્ષેમા | મહારાજ બિમ્બિસારનાં રાણી |
| હંસમતિકા | મહારાજ ચેટકનાં રાણી |
| સુજ્યેષ્ઠા | મહારાજ ચેટકની મોટી કુંવરી |
| ચિલ્લણા | મહારાજ ચેટકની નાની કુંવરી અને બિમ્બિસારની પટ્ટમહાદેવી |
| કેસર | વડારણ, કુંધકની પત્ની |

## દ્વિતીય ખંડ

### પાત્ર નામાવલિ

| | |
|---|---|
| પ્રસેનજિત્ | કોશલનરેશ |
| વિરૂઢક | કોશલયુવરાજ |
| શ્યેનક | મગધનો ચાર, સૂર્યકાન્તાનો જાર |
| હલ્લ અને વિહલ્લ | બિમ્બિસારના કુંવરો, ચિલ્લણાપુત્રો |
| ઉદયાશ્વ (ઉદયન) | અજાતશત્રુનો કુંવર |
| સચેનક | સિદ્ધિસંપન્ન હાથી; સિદ્ધગજ |
| સૂર્યકાન્તા | પ્રસેનજિતની વ્યભિચારિણી રાણી |
| કૌસલ્યા | પ્રસેનજિતની પુત્રી બિમ્બિસારની રાણી |
| પ્રભાવતી | અજાતશત્રુની રાણી |

તે ઉપરાંત પ્રથમ ખંડનાં બધાં પાત્રો, સેનાધિકારીઓ, ચારો, દુર્ગાધિકારીઓ, કારાગૃહ અધિકારીઓ વગેરે

---


# સામાજિક નવલકથાઓ

| | રૂ. આ. પા. |
|---|---|
| વિક્રમની ૨૦ મી સદી અથવા આજકાલના હાલહવાલ | ૫– ૦–૦ |
| અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ... ... | ૫– ૦–૦ |
| આત્મહત્યા :: પાપ કે પ્રાયશ્ચિત... ... ... | ૪– ૦–૦ |
| ચુડેલનો વાંસો ભાગ ૧ લો ... ... ... | ૩– ૦–૦ |
| ચુડેલનો વાંસો ભાગ ૨ જો ... ... ... | ૩– ૦–૦ |
| મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગો ... ... ... | ૧– ૪–૦ |
| પાનકી પતિયાં કે છોટી છોટી બતીયાં ... ... | ૧– ૮–૦ |

| | | | |
|---|---|---|---|
| સુવર્ણલતા | રૂ. ૧–૦–૦ | વિક્રમ અને કાપાલિક | ૦–૧૨–૦ |
| વીર જયમલ | રૂ. ૦–૮–૦ | મારી હકીકત | ૧– ૦–૦ |
| સવિતા સુંદરી | રૂ. ૦–૪–૦ | ઉત્તર નર્મદ | ૧– ૦–૦ |

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ

સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# પિતૃહત્યા

## પ્રથમ ખંડ

—:o:—

### પ્રવેશક

"કંધક ! તું દાસીપુત્ર છે."

"તું."

"નહિ, તું."

"બંધક ! વાંસો હળવો કરીશ જો કબૂલ નહિ કર્ય તો, હો." કહી કંધકે બંધકના વાંસામાં મુક્કો લગાવ્યો. બંધક વળ ખાઇ જમીન પર બેસી ગયો.

"લડાઇ, લડાઇ!" કરી બજારનાં છોકરાંઓ આ બંનેની આસપાસ ભેળાં થયાં. નબળા બાંધાનો અને ટીંગણો, પણ અત્યંત ગુસ્સાવાળો બંધક કળ ઉતરતાં ઉભો થયો અને કંધક ઉપર ગાળોનો વરસાદ વરસાવવા માંડયો. છોકરાંઓ નાચવા માંડયાં, બે ચાર વયે પહોંચેલા માણસો પણ આ ટોળાંમાં આવી ભળ્યા.

કંધક ખડખડાટ હસવા માંડયો. "ભાઇઓ! આ બંધકે મને પહેલી ગાળ દીધી." તે બોલ્યો.

"એણે મને ચીડવ્યો." બંધકે બરાડો પાડી, ફાટે સાદે કહ્યું. ટોળું હસી પડયું. એટલામાં નજીકને ચૌટેથી રાજપુરૂષ હાથમાં એક પીંગી ધડબી છડી લઇને આવી પહોંચ્યો.

"રસ્તો કરો, રસ્તો કરો—મહારાજા બિમ્બિસારની આણ છે. રસ્તો કરો." રાજપુરૂષે કહ્યું: લોકોએ માર્ગ આપ્યો. રાજપુરૂષે આગળ આવી કંધક તથા બંધક બંનેને ખભે હાથ મૂકી કહ્યું: "જૂઓ આ છડી."

બન્નેએ છડીને મસ્તક નમાવ્યું. "બાપલા ! અમે તો–"બન્ને સાથે જ કહેવા લાગ્યા.

"કંઇ નહિ–છાનામાના મારી સાથે આવો." કહી રાજપુરૂષે તેમને આગળ કર્યા અને તે તેમની પાછળ પડ્યો. આગળ કંધક બંધક, પાછળ રાજપુરૂષ અને તેની પાછળ લોકોનું ટોળું–એ રીતે સરઘસ આગળ ચાલ્યું.

થોડી વારે આ ટોળું એક દરવાજે પ્રતિહાર અને શિખર પર નેજાવાળા મકાન પાસે આવી પહોંચ્યું. રાજપુરૂષે કંધક બંધકને તે મકાનમાં દાખલ થવા ફરમાવ્યું. પ્રતિહારે તે ત્રણેને અંદર જવા દીધા અને લોકોને બહાર અટકાવ્યા.

અંદર એક મેલી જાજમ પાથરેલી હતી. સામે અત્યંત મેલાં ગાદી તકિયો પડયાં હતાં. આ ગાદી તકીએ શુદ્ધ ધોતિયું પહેરી, શરીરે ઉપવસ્ત્ર ઓઢી એક બ્રાહ્મણ બેઠો હતો. તેની સન્મુખ એક લાકડાનો ઢળતો બાજઠ હતો. તેના ઉપર તેના હાથ ટેકવેલા હતા. તેણે આવનારાઓ તરફ નજર કરી.

રાજપુરૂષ નમન કરી જરા આગળ આવ્યો. "આર્ય ! આ બન્ને રાજમાર્ગ પર લડતા હતા. આ ધીંગા માણસે આ નબળા માણસને મુક્કો માર્યો."

"અભેકુમારની અક્કલ છે, બા ! તારા તાળવામાં. આ બંધકે મને પહેલવેલી ગાળ દીધી, ને મેં સામી દીધી. મહારાજ ! તેણે ઈ પાછી વાળી એટલે મેં એને લગાવ્યો." ધીંગા શખ્સે કહ્યું.

બ્રાહ્મણ હસી પડ્યો. "ચારિલ ! એને શ્રમણ પાસે લઇ જા." તેણે રાજપુરૂષને કહ્યું.

"આર્ય !" ચારિલે હાથ જોડીને કહ્યું: "શ્રમણોને તો મહારાજા બિમ્બિસારે હદપાર કર્યા છે ને !"

"હા, હા, સાચું." બ્રાહ્મણ બોલ્યો: "જતિઓ પાસે લઇ જા એમને. જતિઓનો ઉપદેશ તેમને માટે પૂરતી સજા છે."

"ચાલો." કહી ચારિલે કંધક બંધકને ત્યાંથી બહાર કાઢ્યા. લોકોનું ટોળું તો એમનું એમ ઉભું હતું. એ ત્રણે જણુ બહાર નીકળ્યા એટલે લોકોએ કિકિયારી કરી અને તેમને આગળ થવાનો માર્ગ કરી આપ્યો. પછી તે સરઘસ આગળ ચાલ્યું.

થોડીક સાંકડી ગલીકુંચીઓ વટાવી તેઓ એક વંડા જેવા મકાન પર આવી પહોંચ્યા. આ મકાનના વિશાળ ચોગાનમાં માણુસો ખદબદતા હતા અને સામે વ્યાસપીઠ પર એક તેજસ્વી પણુ તદ્દન દિગંબર પુરૂષ વ્યાખ્યાન કરતો હતો. ભીડમાંથી માર્ગ કરી ચારિલ પોતાના કેદીઓને અંદર લઇ ગયો.

પણુ એટલામાં તો લોકોમાં જબરો કોલાહલ ઉઠયો. "બ્રાહ્મણો આવ્યા, શ્રમણો આવ્યા-પેલા-આંહિથી-તે બાજૂથી" કરતા લોકો ઉભા થઇ ગયા અને ગિરદીમાં ચારિલ અને તેના કેદીઓ છૂટા પડી ગયા.

રસ્તાની બે ત્રણુ બાજૂપરથી દંડા દગડા લઇ માણુસોનું આક્રમણુ આવ્યું. વ્યાખ્યાતા નિશ્ચલ વ્યાખ્યાન કરતો રહ્યો. થોડા શ્રોતાજનો પણુ તેનાં વચનામૃત ઝીલતા બેઠા રહ્યા, પણુ બીજાઓએ ન્હાસભાગ કરવા માંડી અને નાસનારાઓ પર આવનારાઓએ દંડ ચલાવ્યા. ચારિલને હવે પોતાના કેદીઓ પાછા સાંપડવાની આશા રહી નહિ એટલે તે આ દંગલમાંથી છૂટો પડી ગચ્છંતી કરી જવા માંડયો.

૨

ચારિલથી પોતે બેય છૂટા પડી ગયા છે અને હવે તે તેમને પકડી શકે તેમ નથી એવું કંધકે જોયું એટલે તેણે પોતાના સાથીને કહ્યું: "એલા દાસીપુત્ર! હવે શો વિચાર છે?"

બંધકે જવાબ આપ્યો.

"જો તેં મને છેતર્યો તેથી ખીજાઇ મેં તને દાસીપુત્ર કહ્યો ને તેં મને શિરજોરી કરી માર્યો. હવે તારો શો વિચાર છે?"

"શો વિચાર બીજો ?" કંધકે કહ્યું: "મહારાજ કુંવર અભેકુમારનો આશરો શોધીએ. ને જો તારો વિચાર પતવી લેવાનો હોય તો આંહિ જ પતવી લઇએ."

"જા, જા, સા......ળા." કહી બંધક કટાણું મ્હોં કરી હસ્યો. "ઇનો વચમાં વચમાં–આપણે કાંઇ જન્મારાના તો દુશ્મન નથી ને. તને ભૂખ લાગી ને તું ભાતું ખાઇ ગયો–તેમાં તારો શું વાંક ? વાંક ભૂખનો કે તારા પહેલી મને ન લાગી. હાલ્ય ત્યારે અભેકુમારની દેવડીએ."

કંધક હસ્યો. બંને દંગલમાંથી છૂટા પડી જે બાજૂ અભયકુમારની દેવડી હતી તે તરફ ચાલવા લાગ્યા.

૩

મહારાજ અભયકુમાર દેવડીમાં આગળ જ શીસમની એક પાટ ઉપર બેઠા હતા. પાટપર કાંઇ પણ બીછાવેલું નહોતું. મહારાજે ધોતીયું પહેર્યું હતું અને ડાબે ખભ્ભે ઉતરીય રાખ્યું હતું. કંધક બંધકને તેણે દૂરથી આવતા જોયા એટલે દેવડીની ચોકીપર ઉભેલા ધનુર્ધારી બે પ્રતિહારોને તેણે કહ્યું: "પેલા બે આવે છે તેને રસ્તો મોકળો છે." પ્રતિહારોએ માથું નમાવ્યું.

કંધક બંધક આવ્યા કે તરત જ તેમને અંદર દાખલ કરવામાં આવ્યા, "અસ્યાઃ મહારાજ અભેકુમાર પાસે જાવું છે." બંધકે નાક સસવાવતાં પ્રતિહારને કહ્યું: "છાનો મર, આ મહારાજ બેઠા." કંધકે તેને પાંસળામાં આંગળી મારતાં કહ્યું: બંધકને પીડા તો થઇ પણ તેણે જોયું કે પાટ ઉપર બેઠેલા ભદ્ર પુરૂષને કંધક નમન કરી રહ્યો છે એટલે તે પણ નમન કરવા લાગ્યો.

"આવો, કયાંથી આવો છો ?" જુવાન પણ અધિકારચુર, સ્પષ્ટ રીતે પ્રજ્ઞાચક્ષુ લાગતા અભયકુમારે પૂછ્યું.

"જી, વેન્નાતતથી." કંધકે કહ્યું.

"તમે ?" બંધક તરફ ફરીને અભયકુમારે પૂછ્યું.

"જી, ત્યાંથી જ." બંધકે જવાબ આપ્યો.

"બાપુ! વેન્નાતતમાં ભયંકર ભીન થયું છે. ઢોરઢાંખર, માલમતા, ઓરડાં છાપરાં બધું તણાઇ ગયું છે. ખેતરમાં પાણી ભર્યાં છે. નગર જલગરકાવ થયાં છે. શું કરીએ બાપુ—ત્રખાના માર્યા હાલી નીકળ્યા છીએ." કંધકે હાથ જોડી કહ્યું.

"અમારા ગામના શેઠિયાની દીકરી સુનન્દાબા, બાપુ! આ રાજગિરિમાં પરણી છે ને સાંભળ્યું'તું કે એનો દીકરો મોટે હોદ્દે છે." બંધકે કહ્યું. અભયકુમાર ધ્યાનપૂર્વક તેનું કહેવું સાંભળી રહ્યો.

"અને, બાપુ!" કંધકે વાતનો દોર પકડી લીધો. "અમે વિચાર્યું કે મોસાળને સગપણે ભાણો કાંઇક અમારી સામું જૂએ તો અમારો કાંઇ દહાડો વળે. આ અમારી વાત, બાપુ." કહી દયામણું મ્હોં કરી કંધક હાથ જોડી ડાબા પગનું ઘુંટણિયું વાળી જમણો પગ જમીન પર અધૂકડો ઉભો રાખી અરજ કરવા લાગ્યો.

અભયકુમાર હસી પડયા. "બેસો, બેસો. બન્ને બેસો." તેણે હાથને ઇશારે એક જરા નીચી અને નાની પાટ પડખે પડી હતી તેના તરફ આંગળી ચીંધી કહ્યું: "તમારૂં નામ શું?"

"મહારાજ!" બંધકે કહ્યું: "મારૂં નામ બંધક—અને આ મારો સાથી કંધક. બાપુ! છીએ તો શેઢાપડોશી પણ જાણે સગા ભાઇ. લડીએ ત્રિવાર પણ દાડો આખો ભેળા."

"તમારા ભાણાને ગોતવો છે કે નોકરી ગોતવી છે?" મહારાજે પૂછ્યું.

"બાપુ!" કંધકે પાટ ઉપર બેસતાં બેસતાં કહ્યું: "ભાણાની તો માળ લાગી ચૂકી છે. સુનન્દાબા નબળે પોચે ટેકાણે નોતાં પરણ્યાં ને મહારાજ! આ ગરીબ ને દકાળિયા તો ય અમે તમારા મામા." તેણે પોતાના પોતિયાનો છેડો છોડયો. તેમાંથી પ્રોથી ભરેલ માટીનું એક ઢેફું કાઢયું અને મહારાજ અભયકુમારના ચરણોમાં મૂક્યું. 'બાપુ! ભાણેજના

घरनुं कांइ खवाय नहि एटले आ मारी भोमनो भाग तमने आप्यो आप तेने आंगणामां रोपजो. ने अमे तमारा मेमान."

अभयकुमारना चहेरा पर आनंद व्याप्यो. तेणे माटीनुं ढेफुं जमणा हाथमां लइने माथे चढाव्युं, अने कह्युं: "मामा! भले पधार्या. बेन्नातत बाप्पा तो सारुं छे ने? बीनना समाचार मने मूंझवे छे. पण तमे राजगिरिमां आव्या तो भले पधार्या. रोटलो क्यांहि भारे पड्यो छे? हमणां तो तमे देवडीए रहो; खाओ, पीओ, मजा करो. तमारा जोगुं काम पडशे त्यारे चींधशुं."

बंधके पोताना नाना शरीरनुं मोटुं माथुं हलाव्युं. "जोयो रे जोयो, भाणुभा महाराज. अमरिया कुवामांथी छाणुने पेठे हीरानी वींटी काढी तो अमसरखासरखुं काम नहि मळे? हाल, कंबक, मारी ने तारी तो बोनेरेय उगरी गइ." तेओ उठ्या.

अभयकुमारे देवडीना छडीदारने बोलावी आ विचित्र मामाओनुं यथायोग्य स्वागत करवा हुकम आप्यो.

---

# પિતૃહત્યા

## ખંડ ૧ લો

### પ્રકરણ ૧ લું

#### બુદ્ધગયા

જેણે બુદ્ધગયા જોયું હશે તેને જ ત્યાં વસતિ અને શિલ્પ વધ્યા પહેલાં જે જાતની શાંતિ હશે તેની કલ્પના આવી શકે. હિન્દુસ્તાનનાં અરણ્યની શાંતિ અને રમણીયતા જગતનાં બીજાં અરણ્યોમાં નથી.

નદીના વિશાળપટ જળમાં સૂરજ કે ચંદ્રમાનું બિંબ પ્રતિબિમ્બિત થઇ આખી સરિતાને સોનારૂપાના જ્યોતિઃપ્રવાહરૂપ બનાવે અને તેના ઉપર આંખ કેન્દ્રિત થઇ પછી નિઃસર્ગ મન અને આત્માને એકબદ્ધ બનાવે તે પણ જે નદીતટે શિલાપાટ પર ધ્યાન ધરવા બેઠો હોય તે જ વર્ણવી શકે.

ત્યાં એક મહાપિપ્પલ હતો. તેના થડમૂળમાં ઘટા નીચે એક મોટી શિલા પડી હતી. એ શિલાપર એક મહાસંત બિરાજ્યા હતા. તેનું શરીર બાંધી દડીનું હતું. કાયા અલમસ્ત નહોતી પણ તેને કૃશ કહી શકાય નહિ. આંખો વિશાળ હતી. જ્યારે તે પૂરેપૂરી વિકસતી ત્યારે શાંત, ગંભીર નીરની તળાવડીનો એનાથી આભાસ આવતો.

પીપળાની ઘટા ઘણી વિસ્તૃત હતી. તેની છાયામાં મોટી માનવ-મેદની બેસી શકે તેટલા વિસ્તારમાં નદીની ઝીણી વેળુકા પાથરી દીધી હતી અને સ્વસ્થતાથી, પલાંઠી મારી બેસી શકાય તેવી અનેક શિલાઓ પણ અર્ધવર્તુળાકાર છતાં છૂટછૂટી પડી હતી.

સંત સમક્ષ શિષ્યગણ સાવધાન વચનામૃત ઝીલતો બેઠો હતો. સંત કહેતા હતા.

"જગતમાં પશુહિંસાનું કરમ કરો છો તેનું ફળ ભોગવ્યા વિના ચાલતું જ નથી. માનવીએ સરજેલી પીડાનો પ્રતિકાર પીડા જ છે–હિંસાનો પ્રતિકાર હિંસા જ છે."

"ભલા, ભલા." શિષ્યગણે એક અવાજે ઉચ્ચાર કર્યો.

"અને તમો સહુ જગનજાગ શા સારૂ કરો છો? સ્વર્ગ મેળવવા. જગતની હિંસાના પ્રાયશ્ચિત્તરૂપ યાતના ભોગવી તમો સરગમાં જાઓ–જેવો અને જેટલો તમારો જગન તેવી તથા તેટલી તમારી ઉપર દેવતાની પ્રીત. ઈ પરમાણ પૂરાં થયે તમારી શી ગતિ?"

"શી ગતિ?" શિષ્યગણે ઉચ્ચાર કર્યો.

ગયાજીના ગામડાના માર્ગપરથી વેળુની સીમા સુધી એક પાલખી આવી પહોંચી. સંત મહાત્માએ તે પાલખી તરફ નજર સરખી પણ કર્યા વિના પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખ્યું. શિષ્યગણે એ પાલખીની તમા કર્યા વિના વચનામૃતો ઝીલ્યે રાખ્યાં.

એ પાલખીમાંથી એક રૂપશણગાર સુંદરી ઉતરી. ઉતર્યા પછી તેણે પોતાનાં તમામ આભૂષણોનો ત્યાગ કર્યો અને બન્ને હાથમાં ફક્ત આછી રેખાસમાં એકેકાં કંકણ રહેવા દીધાં. ડોકમાં ફક્ત એક ઝીણા સોનાના દોરાથી લટકતું મંગળચગદું રાખ્યું. એ આભૂષણો ઉતારતાં તેને કંઈક વાર લાગી, કારણ કે આભૂષણો ઓછાં નહોતાં. એક સેવકે તે આભૂષણોનો ડાબલો પોતાની પાસે રાખી લીધો.

પછી એ સુંદરીએ દૂરથી જ સંતને નમન કર્યું, અને શિર તથા ચક્ષુ નીચે ઢળેલાં જ રાખી, હાથ જોડી રાખી, મંદ પગલે જ્યાં સંત મહાત્મા પ્રવચન કરતા હતા ત્યાં આગળ આવી તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

મહાત્માએ પ્રવચન અટકાવ્યું, સહસ્ર ચંદ્રમાની શીતળતા ધારણ કરી તેનો આખો કળશ જાણે એ સુંદરી ઉપર ઢાલવતા હોય તેવી મધુરતાથી સ્મિત કરી એણે આશીર્વાદ આપ્યો. 'નિર્વાણઅધિકારિણી હો, પુત્રી.' અને પાછું વ્યાખ્યાન આગળ ચાલવા માંડયું.

એ ભક્તિભાવન શિષ્યાએ સંત સન્મુખ એક શિલા ઉપર સ્થાન લીધું. તે પદ્માસન વાળી, બન્ને હાથની આંગળીઓ પરસ્પર અંકોડાવી, નયન અને મસ્તક નીચાં ઢાળી, વદન એક તરફ સહેજ ઝૂકાવી સંતવદન-માંથી ઝરતી વચનજાહ્નવીના સ્રોતમાં સ્નાન કરવા માંડી.

થોડી વારે એક બીજી પાલખી આવી પહોંચી. તેમાંથી બે વડારુણો નીચે ઉતરી. તેઓ સંતને વંદન કરી વેળુમાં પહેલી આવનાર સ્ત્રીથી જરા દૂર બેસી ગઇ.

"સંસાર અસાર છે." સંતવચનસરિતાના પ્રવાહમાં નવો મોજો આવ્યો. સહુએ તે મોજાને પોતાને માથેથી સરવા દીધો અને સહુ બોલી ઉઠયાં: "સમજો, સંસાર અસાર છે."

સંત થોડીવાર થોભ્યા. એ દરમ્યાનમાં પહેલી આવનાર સ્ત્રી ઘૂંટણિયાંભર થઇ. તેણે માથેથી સાડી સરખી કરી, ડાબા હાથના અંગુઠા અને તર્જની વચ્ચે સાડીની કોરના ઝોકને ઝાલી રાખી, જમણો હાથ વ્યાખ્યાતા તરફ બતાવી એ બોલી: "ગુરુદેવ! જો સંસાર અસાર છે તો તેનાં વ્યવહારબંધન અને પ્રવૃત્તિમાં અમને શા માટે રાખો છો?"

આ પ્રશ્ન કરી તે પાછી બેસી ગઇ. ગુરુદેવે પૂર્ણિમાના ચંદ્ર જેવું ખીલતું સ્મિત કર્યું અને બોલ્યા: "દીકરી! જેના મનમાં સંસાર તરફ

જરાસરખી પણ આસક્તિ નથી રહી તે સંસારનો ત્યાગ કરે—પણ આસક્તિવાળા મનથી સર્વાંશ ત્યાગ થઇ શકતો નથી. એવો આત્મા ત્યાગ કરવાથી વિકર્મ કરે છે. વિકર્મ કરવાથી પતિત થાય છે. પતિત થવાથી જનમોજનમના દેહમાં હમેશને માટે અટવાયાં કરે છે."

"ભલું કર્યું." શ્રોતાગણ બોલ્યો.

"પૂછો અને જાણો." ગુરુની વાગ્ધારા ચાલી. "ક્ષેમાદેવીએ પૂછ્યું તો એને આ જ્ઞાન પ્રાપ્ત થયું. દીકરા! આત્મમ નિરખતાં શીખ. આત્મમના ઘેરા ગેબમાં ઉતરતાં તને સંસાર અસાર લાગે તો તેને છોડ. પણ રાજપાટ, ધરાધન, સુતધામ વગેરે માટે જરાસરખો પણ મોહ રહેતો હોય તો તારાં કર્મ કર્યાં કર. દયા રાખ, ક્ષમા રાખ, વાત્સલદત્તા"— સંતમહાત્માની આ ધારા અખંડિત ચાલી શકી નહીં. કારણ કે સામેને માર્ગે બે ઘોડાઓ દોડતા આવ્યા અને ગુરુશિષ્યગણની એકાગ્રતામાં વિઘ્ન પડ્યું.

ઘોડા અટકયા અને ઘોડેસ્વારો નીચે ઉતરી પીપળા પાસે નમન કરતા આવ્યા. એક ઘોડેસ્વાર કદાવર અને ઉંચો હતો. બીજો ઠીંગણો, નબળો અને કદરૂપો હતો. બંને રાજમુદ્રા બતાવી ઉભા રહ્યા.

"ભગવન્! અમે રાજવિજ્ઞાપન લાવ્યા છીએ." નાના અશ્વારે કહ્યું.

"કહો." મહાત્માએ જરા ભ્રમર ચઢાવી જવાબ આપ્યો.

"મહારાજાધિરાજ શૈશુનાગકુલકેતુ બિમ્બિસારની પ્રકૃતિ હમણાં વ્યાકુળ રહે છે અને તેથી તે દેવી ક્ષેમાની ઝંખના કરે છે. માટે તેને થોડા દિવસ આપની પરિચર્યામાંથી છૂટાં કરી રાજગિરિ અમારી સાથે જ પાઠવો." બંધકે કહ્યું.

"અને ભગવન્! એમના રાજગિરિ સુખરૂપ પહોંચવા વિષે આપ ચિંતા ન કરતા. હું દેવી ક્ષેમાનું રક્ષણ કરીશ." કંધક બોલ્યો.

"દીકરી ક્ષેમા ! પતિ અને રાજા, બે આણ આવી છે." ગુરુદેવે કહ્યું.

ક્ષેમાએ કંટાળાથી મ્હોં મચકોડયું. "ભગવન્ ! શો ધર્મ છે ?"

"દીકરી !" સંતજને જમણા અંગુઠાતર્જનીની મુદ્રા રચી કહ્યું. "પામરને આશ્વાસન, રોગીને સારવાર, માલેકને સેવા, પતિને સહચાર આપવાં યે ધર્મ જ છે."

"ભગવન્ ! પત્નીત્વમાં હવે આસક્તિ નથી." ક્ષેમાએ કહ્યું.

"હજી આત્મમાં ઉંડી ઉતરી તદ્દન સો વસા એ નક્કી કરી લે. પણ અત્યારે તો રાજાની આણ મારે માનવાની અને પતિની આણ તારે, બેટા !"

તેણે બંધક તરફ જોયું. "રાજપુરુષ, ક્ષેમાદેવી આ રહ્યાં. તેના રસ્તામાં મારા તરફથી કશો અંતરાય નથી." અને પછી જાણે કે ક્ષેમા, બંધક, કંધક અને શ્રોતાગણ, સામે ઉભેલું જગત્ જાણે કે હોય જ નહિ તેમ એ સંતપુરુષે આંખો મીંચી દીધી અને ઉદાસીનત્વ સેવ્યું.

---

## પ્રકરણ ૨ જું

### મહારાજ બિમ્બિસાર

શૈશુનાગવંશના પ્રસેનજિત રાજાના પુત્ર બિમ્બિસારે બાળકપણમાં કષ્ટ વેઠવામાં મણા રાખી નહોતી અને તેને અનેક કસોટીઓમાંથી પાર ઉતરવું પડયું હતું. બૌદ્ધમહાનિર્વાણ પૂર્વે ૪૪ ના વર્ષસુધી તેણે રાજ્ય પોતે જ ચલાવ્યું હતું. પણ પછી પોતાના પાટવી કુમાર અભયકુમારને પ્રધાનપદપર નીમી લગભગ બધો રાજ્યભાર તેને માથે નાંખી તે પોતાની અનેક રાણીઓમાં અને તત્ત્વચિન્તનમાં પરાયણ થયો હતો.

અભયકુમાર વૈશાતતના વણિક નગરશેઠની પુત્રી સુનન્દાનો પુત્ર હતો. સુનન્દા ઉપરાંત બિમ્બિસાર મહારાજના અંતઃપુરમાં ધારિણી અને ક્ષેમા નામની બે રાણીઓ હતી; અને એ બન્નેમાં બિમ્બિસારની પ્રીતિ ક્ષેમા ઉપર વધારે હતી. ક્ષેમા વિચારવંત અને સંસ્કારસિદ્ધ હતી. પિયેરમાં તેણે સાહિત્ય, સંગીત અને તર્કસાંખ્યનો અભ્યાસ કર્યો હતો. તેથી બિમ્બિસારના રાજદરબારમાં તે અભયકુમાર સાથે ઘણીવાર અથડામણમાં આવતી અને પોતાના રૂપશૃંગારથી તથા સંસ્કારથી મહારાજાના મનને હમેશાં પોતાનામાં આસક્ત રાખી શકતી.

ક્ષેમાને યજ્ઞયાગ અત્યંત પ્રિય હતા. તે ઉપરાંત તે મૃગયાની પણ શોખિન હતી. રાજા વિચારથી કે ચિન્તાથી વ્યથિત હોય ત્યારે તે તેને નાટક, સંગીત અથવા મૃગયાથી રીઝવતી. વારતહેવારે જ્યારે અભયકુમાર રાજકારણ સાથે લમણાંઝીક કરતો હોય, કાશી, લિચ્છવી, વૈશાલિ વગેરે પડોશનાં રાષ્ટ્રો સાથેના વ્યવહારની આંટીઘૂંટી ઉકેલતો હોય ત્યારે ક્ષેમા રાણી તથા રાજા બિમ્બિસાર કોઈ નહિ ને કોઈ, નાનો મોટો યજ્ઞ કરતાં જ હોય, રાજપુરોહિતો હમેશાં રાજગિરિની ટેકરીના ઢોળાવ ચ્હડઉતર કર્યાં જ કરતા હોય, ગામડાંના ગોપસ્થાનીય અગર નાગરિકો યજ્ઞબલિ માટે પશુઓને ભેળાં કરી રાજગિરિ તરફ ધણના ધણ મોકલતા જ હોય અને આખું નગર ઘી, ચરબી અને ચર્મના ધુંવાડાથી ગંધાતું જ હોય. યજ્ઞબલિનો દરરોજ વધ કરવાથી કાળજાં-વિનાના બની ગયેલા બ્રાહ્મણોના અભિમાની કજીયાથી રાજકોટવાળ હમેશાં આકુળવ્યાકુળ જ બની રહેતો હોય.

આ પ્રમાણે ચાલતું હતું અને અભયકુમાર પોતાની યજ્ઞ તરફની અપાર ઘૃણા છતાં પણ હિંસા તથા વ્યય બંધ કરાવવા સાવ અશક્ત નીવડયો હતો. તે વખતે ગંગાપ્રદેશમાં એક મહાપુરુષ પ્રગટ થયા. લોકો કહેતા કે એ મહાપુરુષ ક્ષત્રિયવર્ણ હતા અને શાક્યરાષ્ટ્રના રાજા શુદ્ધોદનના ઘણાં વરસ પૂર્વે ગુમ થયેલા કુમાર હતા. આ બાતમી સાચી

નીવડી. શાક્ય રાષ્ટ્રના રાજકુટુંબે તેની દીક્ષા લીધી અને બીજા અનેક તેના ઉપદેશને અનુસરવા માંડયા. એનો ઉપદેશ બહુ વિકટ નહોતો. તે કહેતા કે યજ્ઞયાગ એ ધર્મ નથી. ધર્મ તો માનવતાના અભિજ્ઞાનમાં, દયામાં રહેલો છે; ઉપરતિ, અનાસક્તિ અને વૈરાગ્યમાં રહેલો છે. અનેક જાતની હિંસા, માનતા, બાધા, વ્રતનાં બંધનોમાં ફસાયેલા છતાં પણ આધિ, વ્યાધિ અને ઉપાધિથી કદિપણ છૂટી નહિ શકેલા સામાન્ય જનસમાજને આ ઉપદેશ ઘણો જ રૂચિકર થઈ પડયો અને શાક્યસંત થોડી જ વેળામાં ભગવાનનું બિરૂદ પામ્યો. જ્યાં જ્યાં તે પરિભ્રમણ કરવા માંડયો ત્યાં વેદવાચન, યજ્ઞયાગ વગેરે બંધ થવા માંડયાં અને લોકો પરલોકના અને અદૃષ્ટના ભયથી મુકત થઈ સંસારની પ્રવૃત્તિઓથી ઉપજતાં બંધનો છોડી મસ્ત બનવા લાગ્યા.

ભગવાન્ શાક્યમુનિ પણ પરિભ્રમણ કરતા કરતા રાજા બિમ્બિસારના એક ઉંચી ટેકરીપર આવેલા રાજગિરિ નામના ધામમાં આવી પહોંચ્યા. લોકોનાં ટોળેટોળાં તેમના આસન તરફ ઉમટવા માંડયાં અને લોકમાન્ય આ સંતને ચરણે રાજમંત્રી યુવરાજ અભયકુમાર રાજરીત મુજબ બેસી આવ્યા. તેને લાગ્યું કે શાક્યમુનિનો સમાગમ રાજા બિમ્બિસારને તથા ક્ષેમારાણીને અતિ લાભદાયક થઈ પડશે. તેથી તેણે પોતાના પિતાને તથા અપરમાતાને મુનિજીને આસને જઇ આવવા વીનવ્યાં. હમેશાં નવીનતા શોધતી, નવાં તત્ત્વનું ચિન્તવન કરવાની કુતૂહલવૃત્તિ ધરાવતી ક્ષેમારાણીને આ વાત ગમી અને તેણે રાજાને શાક્યમુનિને આસને મુલાકાત આપવા પ્રેર્યો. છડી સવારીએ રાજાએ ત્યાં મુલાકાત આપી. ભકિતભાવથી મુનિભગવાનનાં દર્શન કર્યાં અને રાજારાણી સમક્ષ ભગવાન શાક્યમુનિએ પોતાના પરમવર્ચસથી હિંસા, યજ્ઞયાગ, વેદમીમાંસા અને વર્ણાશ્રમવિધાનનું ખંડન કર્યું.

બિમ્બિસારના મન ઉપર તે છતાં પણ આ ઉપદેશની અસર બહુ થઇ એમ કહી શકાતું નથી, પણ ક્ષેમારાણીના મન ઉપર તો બહુ જ

સચોટ છાપ પડી. તે શાકયમુનિના આસનપર લગભગ દરરોજ જવા માંડી અને પતિને રાજગિરિમાં એક મુનિજીનું નિશ્ચલ આસન સ્થાપવા તેણે વિનંતિ કરી. પત્નીવિવશ બિમ્બિસારે આ વાત કબુલ કરી. જે ધાર ઉપર રાજગિરિનગર વસાવવામાં આવ્યું હતું તે ટેકરીપર આસનાશ્રમ માટે યોગ્ય જગ્યા મળી નહિ એટલે ટેકરી નીચેના મેદાનમાં, અમરાઇ અને વટવૃક્ષથી છાયેલી,સરિતા ભાગીરથીના તટપર શાંત વિશાળ મુનિઆશ્રમ વસાવવામાં આવ્યો અને પાસે જ નવું નગર બાંધવામાં આવ્યું. આ નવા નગરમાં સહુથી પહેલો જ રાજમહેલ બંધાયો, એટલું જ નહિ પણ તેમાં સહુથી પહેલો નિવાસ પણ રાજદંપતીએ કર્યો, તેથી જનતા તે નગરને રાજગૃહ કહેવા લાગી. શાકયમુનિના સંપર્કથી ક્ષેમારાણીનો અવતાર બદલાઇ ગયો. તેણે યજ્ઞયાગ મૂકી દીધાં. બ્રાહ્મણોની આવજાવ બંધ કરી; અભયકુમારને નગરને પીડનારા દ્વિજોને અંકુશમાં લાવવા પ્રેરણા કરી. નવા નગરમાં યજ્ઞશાળાઓ તો બાંધવામાં જ ન આવી. તેને બદલે વ્યાખ્યાનગૃહો, નવતર જૈવાતૃકોના આશ્રમો, દવાશાળાઓ, રોગીપરિચારગૃહો અને પશુપાલનશાળાઓ ઉભાં થયાં. અંતે ક્ષેમારાણીએ તથા રાજા બિમ્બિસારે ભગવાન્ શાકયમુનિ પાસેથી તેમની શિષ્યદીક્ષા લીધી; બન્નેએ બુદ્ધકંઠી બંધાવી.

પણ મહારાજ બિમ્બિસારને જીવનમાંથી રસ જતો રહ્યો. રાજકારણ તો તેણે અભયકુમારને જ સોંપી આપ્યું હતું, એટલે તે પરત્વે નિવૃત્તિ હતી. યજ્ઞયાગ અને કર્મકાંડમાં તે વ્યવસાયયુકત રહેતા અને તેના દિવસો નીકળતા તે બંધ થતાં એ પ્રવૃત્તિ બંધ થઇ. જો ક્ષેમામાં કશો પણ ફેરફાર ન થયો હોત તો હજી મહારાજાને કંઇ ઊણું લાગત નહિ. પરંતુ જેમ જેમ શાકયમુનિના શાસનની અસર ક્ષેમારાણી ઉપર વધતી ગઇ તેમ તેમ તેણે સંગીત, નાટક, મૃગયા, એ પણ મૂકવા માંડયાં. એટલે બિમ્બિસારની જિંદગીમાં વ્યવસાય જેવું કંઇ પણ રહ્યું નહિ. ક્ષેમારાણીને તો શાકયમુનિની એટલી જબરી લગની લાગી કે તેણે

પતિને વિસારીને જ્યાં જ્યાં શાકયમુનિનો મુકામ હોય ત્યાં ત્યાં જ વસવા માંડયું. આ એકાંતવાસે બિમ્બિસાર મહારાજાને ફરી જાગૃત કર્યા. તેણે અભયકુમારને બોલાવી, રાજગૃહમાંથી શ્રમણોને દૂર વસાવ્યા. કાંટિયા-વરણના લડવૈયા તરીકે કામ આવે તેવા માણસોને બોલાવ્યા અને ઉત્તરાપથ તથા પશ્ચિમ સૌવીરના રાજાઓને સંદેશો મોકલી તેમના દેશની નવતર ચીજો રાજગૃહની બજારમાં મોકલવા વિજ્ઞાપના કરી. આ અરસામાં જ રાજગૃહમાં અહિંસા ઉપરાંત શુદ્ધ જીવદયાનો ઉપદેશ કરનારા કેટલાક જતિઓનું આવવું થયું. મહારાજાને જો તેમાં રસ પડે તો એક નવીન પ્રવૃત્તિ સૂઝે એમ ધારીને અભયકુમારે તેમને શ્રમણો પાસે ખાલી કરાવેલાં કેટલાંક સ્થાનોમાં ઉતારો આપ્યો.

એક દિવસ રાજા બિમ્બિસાર અમરાઇમાંથી રસાલાસહિત પસાર થતા હતા. તે વખતે કંધક તથા બંધક ધનુષ્યબાણ લઇ આંબાના શાખોટા તીર તાકી પાડતા હતા. બિમ્બિસારે કંધકને પોતાની પાસે બોલાવ્યો અને પૂછયું: "વિદ્યામાં પારંગત છે ?"

"બાપુ !" કંધકે કહ્યું: "ઉડતું પંખી પાડું, ડૂબતું માછલું ઉપર આકાશ તરફ જોઇ વીંધું. આપ હુકમ કરો."

"સૂસવાટે અંધારામાં સળકતો સાપ વીંધું, બાપલા !" બંધકે કહ્યું.

પરિણામે અભયકુમારની દેવડીએથી કંધક, બંધક રાજદોઢીના ચોકીદાર થયા.

---

## પ્રકરણ ૩ જું
## લખચોરાસી ટાળું

પહારો આગળ ચાલતા અટક્યા. "દેવ! આમ, આમ નહિ."

પાછળ ચાલતાં ક્ષેમારાણી અને રાજા બિમ્બિસાર પણ અટક્યાં. "કેમ ?" એકાએક કશી દુર્ગંધ આવી હોય તેમ રાજા બિમ્બિસારે નાક દાબી પૂછ્યું.

"દેવ!" કંધક પાછળ હતો તેણે કહ્યું: "સામે કુતરાનું મડદું સડતું પડયું છે, તે બાસ મારે છે. આપને જોવા યોગ્ય એ વસ્તુ નથી."

બિમ્બિસારની ભ્રમર ગુસ્સામાં મરડાઇ. "આ ચોકનો ગોપ કોણ છે ?"

ક્ષેમાદેવી આગળ થયાં. "દેવ! એ ગોપનો તો ઉપકાર માનો. આ કુતરાના મ્હોની દંતાવલિ તો જૂઓ. કેટલી સાફ, કેટલી સ્વચ્છ છે ! દાંત કેટલા તીણા છે. આવી કલામય, સુંદર ચીજ આપણને બતાવવા એ ગોપ નિમિત્તભૂત થયો છે."

બિમ્બિસારનો ઓઠ મર્મમાં મરડાયો. "રાણી! નેત્રને દંતાવલિ ગમે ભલે પણ હજી કાંઇ નાક કપાઇ છૂટું પડી ગયું નથી."–

તે આગળ બોલે તે પહેલાં તો ક્ષેમા રસ્તાપર સડતા, બદબો મારતા મડદા પાસેથી પસાર થઇ ગઇ. રાણી તે રસ્તે ચાલી એટલે ચોપદારો, રાજા, પરિચારકો, બધાને એમ જ કરવું પડયું.

રાજસવારી મહેલમાં પહોંચી. રાજા ક્ષેમાને ગયાજીથી તે આવી પહોંચી હતી તેવા ખબર મળતાં રાજગૃહની ભાગોળે લેવા ગયો હતો. તેને આશા હતી કે ક્ષેમા મળતાં વેંત જ અથવા તો મહેલમાં પહોંચીને

તેની તબિયતના ખબર પૂછશે, અગર કંઇ પોતાના સમાચાર કહેશે. ક્ષેમાએ તેવું કંઇ કર્યું નહિ. ગૃહદેવતાને નમન કરી, આંગણામાં મૂકેલી તાંબાકુંડીમાંથી જળ લઇ પગ મ્હોં ધોઇ તે પોતાના અંતર આવાસમાં ચાલી ગઇ. રાજા એકલો જ પરિચારકો સાથે રહ્યો.

તેણે પરિચારકોને પણ રજા આપી અને ફક્ત કંધક અને બંધકને રહેવા દીધા.

"મને આનંદ કરાવો." તેણે હુકમ કર્યો.

બંધકે રાજમહાલયના છાપરામાં જાળિયા આડું એક કરોળિયાનું જાળું જોયું. તેના એક તારપર કરોળિયાને સરતો જોયો. તેણે તે કંધકને બતાવ્યું.

"દેવ! આને વીંધાય?" કંધકે તે રાજાને બતાવીને કંઇક પ્રશ્ન તરીકે, કંઇક સૂચના તરીકે કહ્યું.

"જરૂર. કેમ ન વીંધાય!" રાજા બોલ્યો. તેણે પોતાના ઉચ્ચ આસનપર સ્થાન લીધું. કંધક અને બંધક નીચે ભોંય ઉપર ઘુંટણભર બેઠા. રાજાએ ચાપ ચઢાવી બાણ માર્યું. બાણ આડું ગયું.

"દેવ" બંધકે કહ્યું: "એ તો હુનર છે. જોશો."

"શીખવો." રાજાએ કહ્યું.

કંધક રાજા પાસે આવ્યો. નીચે બેસી તે રાજાને નિશાન કેમ લેવું તે બતાવવા માંડયો. બેત્રણ વાર બતાવ્યા છતાં પણ નિશાન પડયું નહિ.

"રે રે; કંધક, ચેલાપેઠે બેઠાય તે ગરુપેઠે બેઠેલાને તે હુનર કેમ બતાવાય?" બંધક કચવાઇને, નાક સૂસવતો બોલ્યો. બિમ્બિસાર હસી પડયો.

"કંધક, બંધક સાચું કહે છે. લે આવ ગુરુઆસને." તે નીચે ઉતર્યો અને કંધકને ઉપર બેસાર્યો. ફરી અજમાયેશ થઇ. આ વખતે નિશાન પડયું.

તે જ વખતે કંચુકિ અંદર આવ્યો. હાથ જોડી તેણે રાજાને કહ્યું: "દેવ! ક્ષેમાદેવી યાદ કરે છે આપને પોતાને ઓરડે."

"ચાલ, આ આવ્યો." કહી રાજાએ પોતાનાં શરચાપ મૂકી દીધાં. તેના નયનમાં તેજ ચળકવા માંડ્યું. તેના ઓઠ ફરકવા માંડ્યા. તેની છાતી ધબકારા કરી રહી.

"આ, દેવ પધારે છે." નિવેદન કરીને કંચુકિ આઘો ખસી નજર બહાર થઇ ગયો.

રાજાએ ક્ષેમાદેવીના ખંડમાં પ્રવેશ કર્યો. એ એક મયૂરકંઠ સોનાના સળિયાવડે લટકતા હિંચકા ઉપર ડાબો પગ નીચો લટકતો રાખી જમણો પગ અધૂકડો હિંચકા ઉપર જ રાખી બેઠી હતી. રાજાને જોઇ તે ઉઠી અને તેને માટે હિંચકો રાખી પોતે નીચે એક દર્ભના ગૂંથેલા આસનપર બેઠી. "દેવ, પધારો." તે રાજા બેઠો તે પછી પોતે બેસતાં બેસતાં બોલી. તેનાં નયન અનેરી તેજસ્વિતા ધારણ કરતાં હતાં. તેનું મ્હોં જાણે તાવ આવ્યો હોય તેવું લાલચોળ હતું. સૂક્ષ્મ નિરીક્ષણ કરનાર તેના હાથની તથા શરીરની ચેષ્ટા થોડી કંપારી પણ જોઈ શકે:

"હા, દેવી: કંચુકિને કેમ મોકલવો પડ્યો ?" રાજાએ ઓઠ ઉઘાડા રાખી શિખાના ગુચ્છાને બે હાથમાં લઇ જરા વીંઝી પૂછ્યું.

"મહારાજ, હું વિચાર કરતી હતી" ક્ષેમાએ પલોંઠી મારી, નખવતી ભૂમિ કોતરતાં, નયનો ઢળતાં રાખી, પોપચાં લગભગ બીડી દઇ શરૂઆત કરી "હું વિચાર કરતી હતી કે આ સંસાર ક્ષણભંગુર છે, આ વિભૂતિ મૃગજળ સમાન છે."

"રાણી, ભરજોબનમાં એવા વિચાર કરવાની કંઇ જરૂર!" રાજાએ કુતૂહલપૂર્વક પૂછ્યું.

"ભગવાન્ ગુરુ ગૌતમ શાક્યમુનિને ચરણે જ્યારથી બેઠી છું અને જ્યારથી અન્તરનાં પ્રજ્ઞાચક્ષુ ઉઘાડ્યાં છે ત્યારથી મહારાજ આ સંસાર-

જીવનની અસારતા મને સાલ્યાં કરે છે. મને આ વૈભવ ગમતો નથી. આ સમૃદ્ધિ ખૂંચે છે. હું ચોતરફ ભય, દુઃખ, પામરતા અને દારિદ્ર્ય નિહાળી રહી છું."

"રાણી, એ તો બધા જીવજીવના કર્મપરિપાક છે. તમે આગલા ભવમાં સત્કર્મ કર્યાં હશે" રાજાએ હિંચકાના કઠેરાપર એક હાથ ટેકવી બીજો હાથ આગળ લંબાવી માથું તથા ગરદન રાણી તરફ ઝૂકાવી કહ્યુંઃ "એટલે તમને રાણીપદ મળ્યું. તમે પાપકર્મ કર્યાં હોત તો તમને પણ કોઇ એવો જ અવતાર મળત."

રાણી રાજાનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળી રહી અને એકાગ્ર નજરથી આવાસના ખંડમાં પાડેલાં ગારનાં વેળિયાં ગણી રહી. રાજા બોલી રહ્યો એટલે ઉંચું જોઇ કમળવિશાળ લોચન વિકસાવી રાણી બોલીઃ "સાચું છે, મહારાજ પણ કહે છે કે તપેશ્વરી એ રાજ્યેશ્વરી અને રાજ્યેશ્વરી એ નરકેશ્વરી. ક્રિયમાણ એવો હશે કે "આવતે ભવ કાંઇ ને કાંઇ દુઃખે થાય—એ સંભવ ઉભા કરવા કરતાં કર્મનાં બંધનથી છૂટી જવું અને નિર્વાણ મેળવવું એ યોગ્ય નથી?"

રાજા થોડીવાર તો ચૂપ રહ્યો. પછી પોતાની પીઠ કઠેરાને અઢેલી, માથું પાછળ નાંખી તે બોલ્યોઃ "રાણી! તમારાવિના આ રાણીવાસ સૂનો થઇ જાય. હું તમારા વિના રસ્તો ચાતરી જાઉં. તમારે આવા વિચાર શીદ કરવા જોઇએ? કોણ જાણે છે કે આવતો ભવ છે કે નહિ? કોણ જાણે છે કે કર્મ ભોગવવાં પડે છે કે નહિ? ખાઓ, પીઓ, પહેરો, ઓઢો, ભોગવો, ભોગવાવો—"

"ક્ષમા કરો" ક્ષેમારાણી હાથ જોડી બોલ્યાંઃ "એમાં મારૂં ચિત્ત જરા પણ ચ્હોંટતું નથી. આજે તો આપને હું એ પ્રાર્થના કરી રહી છું કે જો આપ મને મારાં બંધનોથી છૂટી કરો તો હું હમેશાં ભગવાન ગુરુવર ગૌતમ શાક્યમુનિની શ્રાવિકા બની જીવનમુક્ત થાઉં અને લખ-ચોરાસીના ફેરા ટાળું."

ચોપાસ શાંતિ હતી. રાજાનો એક પગ હિંચકાને હેલારા દેતો હતો તે પણ થંભી ગયો. રાણી થંભી તે સાથે રાજાની વૃત્તિએ પણ થંભી ગઇ. રાણીની આ અસાધારણ યાચના એટલી અસામાન્ય હતી કે શો જવાબ દેવો તે રાજાને સુઝયું નહિ.

---

## પ્રકરણ ૪ થું

### અભયકુમાર

મહારાજ અભયકુમાર નમ્ર ભાવના ધારણ કરી ચાકળે બેઠા હતા. સામે તેનાં માતા સુનન્દા કોઇ કુશળ સંઘાડિયાએ ઉતારેલી રાતી કસુંબલ સોનાછાંટ રંગવાળી માંચીપર બેઠાં હતાં. સુનન્દા રાણી બોલી રહ્યાં હતાં.

"અભે, રાજાજી ક્ષેમાથી વળતા જાય છે. તેને જિનેંદ્ર ભગવાનની લગની લગાડ કે તેનું કલ્યાણ થાય અને તું હવે રાજા થા."

"માતાજી, હું રાજા થાઉં ?"

"હા, દીકરા, રાજાનો દીકરો તો રાજા જ થાય ને ? તું પાટવી ને પાછો ચતુર. દેશદેશમાં તારી વિદ્યાનો ડંકો વાગે. રાજાજીની હવે અવસ્થા થઇ. અવસ્થા થયે રાજાઓ રાજ્ય છોડી વાનપ્રસ્થ થાય છે. આત્માનું કલ્યાણ સાધે છે."

"માતાજી ! રાજાજીની હજી અવસ્થા થઇ ન કહેવાય, તે ક્ષેમાબામાં આસકત છે." અભયકુમારે કહ્યું.

"પણ તારાં ક્ષેમાબા તેનામાં ક્યાં આસકત છે ? એ તો પેલા ગૌતમ પાછળ જ ગાંડાં થઇને ફરે છે. મને તો ખાત્રી છે, દીકરા, કે ક્ષેમા વૈરાગણ થઇ જશે. હવે તેને કુંવર પ્રગટવાની મને આશા નથી. તારો રસ્તો કાંટા વિનાનો છે." સુનન્દાએ પોતાના પુત્રને કહ્યું.

"માતાજી ! મારે રસ્તે તો ગોખરૂ તો શું પણ અમસ્તું ખડનું તરણું પણ નથી. પણ મારે જ રાજા થવું નથી."

આશ્ચર્યચકિત સુનન્દાએ ડાબા હાથની તર્જની અને અંગુઠા વચ્ચે પોતાની ઘાટીલી, કોમળ, રેશમી હડપચી દાબી. "કેમ, દીકરા ?"

"માતાજી ! સત્તા અને ઐશ્વર્ય સર્વ પાપનાં મૂળ છે, રાજા થવાથી માણસને પ્રજાનાં કર્મબન્ધનો પણ સહન કરવાં પડે છે. પ્રજાનાં કર્મ પણ કેટલેક અંશે રાજાએ ભોગવવાં પડે છે."

સુનન્દાએ સાંભળ્યાં કર્યું.

"માતાજી ! રાજપદનાં પાપ ઓછાં કરાવવા હું પ્રવૃત્તિ કરી રહ્યો છું. અને સત્કર્મના નાવડાથી હું કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કરીશ. જે દિવસે હું યુવરાજપદ કે રાજપદ સ્વીકારીશ તે દિવસ મારી અધોગતિ થશે." અભયકુમારે મા પાસે પોતાના જીવનના મંત્રો સ્પષ્ટ કરીને મૂકી દીધા.

"દીકરા !" સુનન્દાદેવીએ કહ્યું: "ત્યારે શું હું રાજમાતા નહિ થાઉં ?"

"માતાજી !" અભયકુમારે હાથ જોડી જવાબ દીધો: "રાજમાતા થવા કરતાં શ્રાવકમાતા થવામાં વધારે શ્રેય રહેલું છે, એમ તમને નથી લાગતું ?"

સુનન્દા વિચાર કરતી બેસી રહી. અભયકુમારે મૃદુ નજરે માતાનું વદન નિરખ્યાં કર્યું. તે જાણતો હતો કે માતાને દુઃખ થાય છે. બિમ્બિસાર વેન્નાતતમાં સુનન્દાને અને અભયકુમારને છોડીને ચાલ્યો આવેલો હતો. વિરહિણી માતાનું કલ્પાંત, ધીરી પ્રતીક્ષા વગેરે બાળક અભયકુમારે સ્નેહથી, પૂજ્ય ભાવથી વર્ષો સુધી જોયાં હતાં. ગોપાળ નામનો પોતાનો પિતા તો રાજગિરિપતિ બિમ્બિસાર જ છે એવી ભાળ મોટા થતાં અભયકુમારે જ કાઢી હતી અને માતાને લઇ તેજ રાજગિરિ આવ્યો હતો.

માદીકરા વચ્ચે અબોલ પણ ઉંડી, અપાર, અતૂટ, પ્રીતિ હતી. બિમ્બિસારે અભયકુમારની ચતુરાઇથી જ સુનન્દાનો રાણી તરીકે તરત જ સ્વીકાર કર્યો હતો અને તેને પ્રધાનમંત્રી બનાવ્યો હતો. પણ અભયકુમારના માથા ઉપર હજી યુવરાજપદનું છત્ર ધરાતું થયું નહોતું. સુનન્દાદેવીને તો તે બહુ લાગતું હતું. છતાં ક્ષેમાના જાજરમાન જોબનના આકર્ષણમાં ખેંચાઇ રહેલો રાજા બિમ્બિસાર એ રાણીના કુંવરને યુવરાજપદે સ્થાપવા અંતરમાં ઉંડી ઇચ્છા સેવતો હતો.

પણ ક્ષેમાએ પહેલાં નિરંકુશ વિલાસ ભોગવવા સંતતિ ન થાય તેવા ઉપચારો લીધા અને જ્યારે વિલાસની તૃપ્તિ થવા આવી અને સંતતિ ઉપજે તેવી ઇચ્છા તેના મનમાં ઉગવા માંડી ત્યારે જ તેને ગૌતમ શાક્યમુનિનો પરિચય થયો. તેના હૃદયઆકાશમાં વૈરાગ્યની જ્યોત પ્રગટી. એ જ્યોતના પ્રગટ્યાની જાણ થતાં સુનન્દાના દિલમાં આશાકુસુમ ખીલ્યું.

"પણ, અભે ! ત્યારે રાજ્યનું શું ?" માતાએ દીનતાથી દીકરાને પૂછ્યું.

"માતાજી ! રાજ્યનું ભાવિ વિધાતાએ નહિ ઘડયું હોય !" અભયકુમારે હાથ જોડી રાખી કહ્યું.

"ઘડયું જ હશે." મા બોલી, "પણ નિમિત્ત ક્યાં છે ?"

"કેવી રીતે, માતાજી !"

"મહારાજના વંશમાં તો રાજગિરિ રહેવું જોઇએ ને ? દીકરા ! તું મંત્રી છે તો મંત્રીપદનો ધરમ તો તારે બજાવ્યો જ જોઇએ ને ? આજે તારી પાસે, જો તું યુવરાજપદ ધારણ ન કરે તો મહારાજના કુળમાં રાજગિરિની ગાદી સાચવી રાખવા શું સાધન છે ? એ સાધન તારા હાથમાં આવે તેવાં નિમિત્ત પણ ક્યાં છે ?"

"ધારિણી દેવી–" અભયકુમારે ઉચ્ચાર કર્યો.

'ધારિણીનું નામ મૂક. રાજાજીએ તેને તો એવાં છાંડયાં છે કે તેના તરફની તો કાંઇ આશા જ નથી. રાજાજી મેઘને તો કદિ સંભારતા પણ નથી." સુનન્દાએ અભયકુમારને વચમાંથી જ કાપ્યો.

"માતાજી! મેઘકુમારને પાછા સંસારમાં બોલાવી તેને બિંબિસાર યુવરાજપદે સ્થાપીએ તો શું ખોટું ?"

"અભે! તેને બદલે, તેને બોલાવવા સમજાવવાની માથાકૂટ કરતાં તું અધિકારથી જે છો તે જ થા તેમાં શું ખોટું ?

"મા તે મા" અભયકુમાર હસીને બોલ્યો: "માતાજી! રાજા થવા તો સહુ ઝંખે છે, જતિ થવા કોઇ ઝંખતું નથી. ધન્ય માનો આ યુગને કે રૂખભદેવ અને તીર્થંકરોના જ્ઞાનનો ઉપદેશ આજે જગતને વધારે જોરથી પ્રભુ મહાવીરસ્વામી આપવા માંડયા છે. હું તો યુવરાજ કે રાજા થવાનો જ નથી. ભાગ્યમાં લખ્યું હશે અને આ પદ ઉપર બેસવા રાજાજી પાસે કોઇ યોગ્ય માણસ હશે તો તો હું દીક્ષા લઇ મહાવીરસ્વામીનાં પાદકમળ સેવીશ."

"દીકરા! ત્યારે તારી પાસે એક માગું ?" સુનન્દાએ કહ્યું.

"જરૂર માતાજી! હું આપનો પુત્ર. આપ આજ્ઞા કરો."

"દીકરા! વહેવારનાં બંધનો અધૂરાં તોડવાથી પણ પાપ લાગે છે. હું તારી મા છું. રાજાજી તારા પિતા છે. મેં તેનાં પાસાં સેવ્યાં છે. તેનું કલ્યાણ, તેનું સારૂં ઇચ્છવાનો મારો ધરમ છે."

"માતાજી! તેની હું કયાં ના કહું છું ?" અભયકુમારે કહ્યું.

"તું સ્વામિચરણમાં જાય તે પહેલાં તારે રાજાજીના વંશમાં રાજગિરિ રહે તેવો બંદોબસ્ત કરવો, રાજાજી સ્વામિચરણમાં આવે તેવી તેની વૃત્તિ કરવી અને રાજ્યમાં ભૂતદયા અને અહિંસા પ્રવર્તે એવું શાસન સ્થાપવું. તે પહેલાં મને કોલ આપ દીકરા! કે તું દીક્ષા લઇશ નહિ." સુનન્દાએ માગણી કરી.

અભયકુમાર જરા વિચારમાં પડયો. "માતાજી ! ફળ તો આપણા હાથમાં નથી, કારણ કે સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણની પરસ્પરની અથડામણ અકળ છે; પણ હું તમે કહી તેવી જ પ્રવૃત્તિ કર્યા કરીશ અને મને એમ લાગશે કે હવે એથી વધારે પ્રવૃત્તિ કરી શકાય તેમ નથી, ત્યારે જ દીક્ષા ધરીશ."

---

## પ્રકરણ ૫ મું

### જતિ વર્ધમાન

મહારાજ અભયકુમાર તે પછી મા સાથે થોડી પ્રાસ્તાવિક વાતચીત કરીને પોતાને મહેલે જવા નીકળ્યા. અંધારું થઇ જવા આવ્યું હતું તેથી મસાલ સળગાવી તેની સાથે તેનો મશાલચી ચાલવા માંડયો.

રાજકુટુંબના આવાસો નગરની એક બાજૂએ આવેલી એક ટેકરી ઉપર એક જ સાથે છૂટાછૂટા બાંધવામાં આવ્યા હતા. પરંતુ અભયકુમાર દરરોજ રાતે સંધ્યાકાળ પછી જતિ વર્ધમાનનાં પ્રવચનોમાં જતા એટલે તેને તો શહેરમાં જવું હતું. રાજમહાલયનું ચોગાન સાફસુફ હતું એટલે તેના સોંસરું દોઢીએ પહોંચતાં અભયકુમારને વાર ન લાગી. પણ તે પછી શહેરના રસ્તા સાંકડા અને અવડચવડા હતા.

રસ્તા ઉપર તો ઘરનાં પછવાડાં જ પડતાં હતાં. કોઇ પણ ઘરમાંથી દીવાનો પ્રકાશ પણ બહાર પડતો નહોતો અને રસ્તા ઉપર રાજ્ય કે નગર તરફ બત્તીઓ થતી નહોતી. ધનિકો અને સત્તાધરો મસાલચી-ઓને લઇને બહાર જવું હોય તો જતા હતા અને સામાન્ય માણસો આવી મસાલોનો અનાયાસ ઉપયોગ પોતાને માટે કરતા હતા. રસ્તા ઉપર માણસોની પુષ્કળ આવજા હતી.

જતિ વર્ધમાન જે સ્થાનકમાં પ્રવચન કરતા હતા તે ગલ્લી તરફ વળતાં મહારાજ અભયકુમારની નજરે એક આરજા પડી. તેના હાથમાં એક કપડામાં વીંટાળેલું ચોરસ પાટિયું હતું. બીજા હાથમાં પીચ્છી અને નાનકડો ભીડો હતો. તેના મ્હોં ઉપર મુમતી હતી.

મસાલ અને રાજપુરુષને આવતાં જોઇ એ આરજા રસ્તાને પડખે થઇ લપાઇને ઉભી. અભયકુમારે તેના આરજાપણુને નમન કર્યું અને તે પસાર થઇ ગયો.

જરા આગળ ગયા પછી અભયકુમારે મ્હોં ફેરવીને પાછળ જોયું. જમણા હાથની એક ગલીમાં તેણે એ આરજાના સફેદ પાલવને અદૃશ્ય થતો જોયો.

તેણે એક ઝીણો સીત્કાર કર્યો. મસાલચી એ સમજ્યો અને તેણે ત્રણ વાર મસાલને ચક્કર ચક્કર ધૂમાવી. થોડીવારમાં જ એક માણુસ પાસેની ગલીમાંથી આવી મંત્રીજી સમક્ષ ઉભો.

"ભગવતી આર્યાનાં દર્શન કર્યાં?" અભયકુમારે પૂછ્યું.

"જી!"

"મને તેના સ્થાનકનો પરિચય જોઇએ છે." પ્રધાને કહ્યું.

"ભગવન્! કાલે અઢી પ્હોર દિવસ થતે?"

"ચાલશે." કહી મહારાજે ચાલવા માંડયું. નવો આવનાર માણુસ જેટલો અણુચિંતવ્યો આવ્યો હતો તેટલો જ અણુચિંતવ્યો ગેબ થઇ ગયો.

જતિ વર્ધમાન અત્યંત તેજસ્વી મૂર્તિ હતા. તેને યોગસિદ્ધિ પ્રાપ્ત થઇ હતી અને તેના જ્ઞાનની પરિસીમા ન હોતી. તેના જ્ઞાનપ્રકાશના દાહમાં વેદવાદ અને વિશિષ્ટ અહિંસાવાદ જળી મરતાં હતાં. અભયકુમારના એ ગુરુ હતા.

એમની પાસે મહારાજ અભયકુમાર જઇ પહોંચ્યા. પ્રણામ કરી આશીર્વાદ ગ્રહી તેણે ગુરુચરણમાં આસન લીધું.

"શ્રાવક! શી વિટંબણા ભોગવી રહ્યો છે?" જતિએ અત્યંત વત્સલતાથી અને મધુરતાથી પૂછ્યું.

"ગુરુદેવ! શાંકયમુનિનો ઉપદ્રવ તો વધતો ચાલે છે."

વર્ધમાને સ્મિત કર્યું.

"એને ઉપદ્રવ કેમ ગણે છે વારુ?" જતિએ પૂછ્યું: "એ કર્મ અને ચિંત્વનનો પરિપાક છે. હિંસાનાં જે જે કર્મ તેનું પરિણામ કષ્ટ. હિંસા કર્યા વિના તેનાથી પ્રાપ્ત થતાં ભૌતિક સુખ મેળવવાની સતત ચિન્તાનું પરિણામ વિશિષ્ટ અહિંસા!"

"ગુરો!–" અભયકુમારે કંઇક કહેવાનું શરૂ કર્યું, પણ સૂરિજીએ તેને અટકાવ્યો.

"વત્સ! જો હું થોડા જ વખતમાં સમાધિસ્થ થઇશ. મને જ્ઞાનમંડળની અવિચ્છિન્ન તેજોધારાનો અનુભવ થવા માંડયો છે અને જણાય છે કે હું કૈવલ્યજ્ઞાનને આરે ઉભો છું. તને મારે એક જ બાબત કહેવાની છે."

"ગુરો! હું ધ્યાનસ્થ છું."

"તો સાંભળ; તારી માતાની આજ્ઞા પાળ. જિનશાસનની તારે ચિન્તા કરવાની છે. ત્રેવીસ તીર્થંકરોના અવતાર અને જીવનચર્યાથી એ શાસન પુરાણું છે. એ શુદ્ધ અહિંસાનું પ્રતિપાદન કરે છે માટે સનાતન છે. માટે સાક્ષીભૂત થઇ, સમુદાય સંઘનું કલ્યાણ કરે તેવી પ્રવૃત્તિ કરતો રહે."

"ગુરો! હું તો આંહિ ઘણું કહેવા આવ્યો હતો. આપનાં વચનોને સાંભળી મારી જીભ તો બંધ થઇ ગઇ." અભયકુમાર દીન બની બોલ્યો.

"બેટા! જગત્ યુગપલટાને આરે ઉભું છે."

અભયકુમાર આંખ મીંચી, હાથ જોડી બેસી રહ્યો.

થોડીવારે તેણે સાંભળ્યું. "વત્સ! જા, ઘેર જા, અને બીજી ચિન્તા કર્યા વિના તારી આસપાસ નીરખ. માનવીને તો બુદ્ધિતત્ત્વની પ્રાપ્તિ

છે. તે કર્મનો આરંભ અને કર્મની સમાપ્તિ પોતાના હાથમાં રાખી શકે છે. પણ મુંગાં, અબોલ, અનાથ જનાવરોને જો, તારા પગ નીચે ચાલતાં ચાલતાં કચડાઇ મરતી કરોડો કીડીઓનો વિચાર કર. તારૂં ભોજન રક્ષવા તારા રસોઇયાને હાથે કચ્ચડઘાણુ પામતી માખીઓના જીવની દશા પારખ. જગતની આવી નિર્બાધિત હિંસાનો કંઈ અંદાજ તો કાઢ."

"ગુરો!" અભયકુમારને વધારે કહેવાનું ન સૂઝયું.

"એ હિંસાનો અંદાજ કાઢ અને હિંસાનો સમૂળો નાશ કર. હવે તારી નજર આ તરફ ફેરવ. સંચિતના પરિપાકરૂપ જગતમાં વ્યાપેલું કષ્ટ અવલોક. વત્સ! પ્રાણિયોની પામરતા પર પ્રકાશદૃષ્ટિ નાંખ. અને સંચિતે ખડકેલા આ ઉકરડાને જોઇ શકે નહિ તેવાં જગતના જીવોનાં અજ્ઞાનપડળ જો. એ પડળ દૂર કરવા આજે જગતના કર્મથી અલિપ્ત આત્માઓ પ્રયાસ કરી રહ્યા છે."

"ગુરો! આ જ્ઞાન ઊંડું છે."

"અભેશ્રાવક! નવીન અવસર્પિણીની તદ્દન અપૂર્વ આરા જગત્‌ચક્રના પરિભ્રમણમાં આજે ઉપર આવી રહી છે. તું તે આરા ઉપર બેસ; તેની સાથે ઉપર જા. કર્મવિમુક્ત થા. તને પણ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થશે."

અભયકુમારે કંઇ અપૂર્વ શાંતિ અનુભવવા માંડી. એને લાગ્યું કે રાજ્યનો અધિપતિ કોણ થશે તેની ચિન્તા કરવા કરતાં જનતાને – સંઘને સુખી, શુદ્ધ અને મુક્ત કરવાની પ્રવૃત્તિ કરવામાં જ જીવનનું સાર્થક રહેલું છે. તેના દિલમાં સંસાર તજી દઇ ગુરૂચરણે આજે જ દીક્ષા પામવાનું ઉગી આવ્યું. પણ તે ક્ષણજન્મ પામેલી ઇચ્છા જાણે ભગવાન્ વર્ધમાન યોગનજરથી જાણી ગયા હોય તેમ કુંવર એ ઇચ્છાને વાણીનું રૂપ આપે તે પહેલાં તો સ્વામીએ કહ્યું.

"હું ઉપદેશી રહ્યો છું. પણ ઉપદેશને કર્મગત તો કોઇ કરશે ને! અભે! એ કાર્યમાં તું નિમિત્ત થા. જો આ શૂદ્ર જનતા – સેવાના ભારથી દબાયેલી, આત્માથી બ્રાહ્મણહીણાયેલી – એનાં કર્મબન્ધનો તોડ, એનાં કર્મફળોનો નાશ કર."

થોડીવાર ગુરુ આદેશ બંધ પડયો. પરંતુ માથે જાણે કેમ કોઇએક પ્રકારની નવી વૃષ્ટિ થઇ રહી હોય તેવી શીતળતા અનુભવતો અભય-કુમાર આંખો મીંચી રાખી તેમાં સ્નાન કરી રહ્યો.

"જા, વત્સ! જગતચક્ર સતત ચાલ્યા કરે છે. જે એની ગતિમાં સાથે રહે છે તે સુખી થાય છે. જા."

અને કશું બોલ્યા વિના કેવળ વંદન કરી અભયકુમારે રજા લીધી.

---

## પ્રકરણ ૬ હું

### ચિત્રપટ

આરજા શીલભદ્રા શ્રાવિકાસદનમાં જમીન ઉપર બેઠી હતી. તેણે આજે અનશન રાખવાનો વિચાર કર્યો હોવાથી તેને વ્હોરવા જવાનું નહોતું એટલે નિરાંત હતી. તે મનમાં જાપ પણ કરતી હતી.

થોડીવાર પછી લાકડાનો એક ચોરસ કકડો ઉશીકાની જગ્યાએ ગોઠવી તેણે જમીન ઉપર જ શરીર લંબાવ્યું. લગભગ મધ્યાહ્ન થવા આવ્યો હતો. ઉપાશ્રયમાં બીજા જતિઓ તથા આરજાઓ પણ હતાં. કોઇ પાઠ કરતાં હતાં; કોઇ હઠયોગ સાધતાં હતાં. કોઇ અપવાસહાન્ત લાંબાં થઇ પડયાં હતાં.

આરજા શીલભદ્રાનું ચિત્ત સ્વસ્થ પણ નહોતું અને શાંત પણ નહોતું. તેના મનમાં કંઇક સતત ખટકયા કરતું હતું. આપણે તેમ તેને બેઠેલી જોઇ હતી. પછી તરત જ તેણે શરીર લંબાવ્યું હતું. પણ તેને બહુ વાર ગમ્યું નહિ. તે પાછી ઉઠી. ચોતરફ નજર કરી જોયા પછી અને કોઇનું ધ્યાન પોતાના તરફ નથી એવું નક્કી કર્યા પછી તેણે પાસે જ ભીંત સાથે અઢેલેલું એક પાટિયું હાથમાં લીધું. એ પાટિયું પાસે લઇ પોતા તરફ ફેરવી તેણે તે ધારી ધારીને જોયું.

એ પાટિયા પર એક મનોરમા કન્યાનું ચિત્ર ચીતરેલું હતું. નવજોબનમાં ફુટતી એ સુંદરીનાં નયનમાં અને મ્હોં પર અભિમાન અને પ્રગલ્ભતા હતાં. ઘણીવાર સુધી શીલભદ્રાએ એ ચિત્રપટ સામે નીરખ્યા કર્યું. પછી પોતાના ચ્હેરા પર તેણે હાથ ફેરવ્યો.

"આ છોકરી ? એ રાજકુંવરી થઇ તેથી શું થયું ? તેણે મારા શરીરની મશ્કરી કરી. મને તેણે ડાકિની કહી. "હાય, હાય, આ તો આરજા – અપશુકન થયાં." એમ મોટેથી કહી એ બરેલી છોકરીએ પોતાનો રથ પાછો વળાવ્યો. અને એની બ્હેને તેને સાથ આપ્યો. બન્ને ખડખડાટ હસવા માંડયાં. રથસારથિને આંગળી ચીંધી ચીંધી મને બતાવવા માંડયાં."

શીલભદ્રા અટકી. ચિત્રગત રાજકુમારીએ કરેલા તેના અપમાનને સંભારી સંભારી તે પોતાનો ક્રોધ વધારવા માંડી. તેનાં નયન લાલધુમ થઇ ગયાં. તેના મ્હોંમાંથી સીત્કાર નીકળવા માંડયા.

"હું આરજા થઇ એટલે સ્ત્રી મટી ગઇ એમ ? હું અહિંસક થઇ એટલે મારૂં અપમાન આ ટચાક રાજકુંવરીઓ કરી જાય એમ ? એનાં વિકર્મ મારે સહેવાં ? હું જ એ વિકર્મનાં ફળ એને આંહિ આપીશ."

આ નિશ્ચયથી શીલભદ્રાને શાંતિ થઇ. તેણે પાટિયું ઉઠાવ્યું અને ભીંતભર મૂકી દેવા હાથ લંબાવ્યો, તે જ સમયે એક આધેડ વયની બીજી આરજા બહારથી તેની સમીપ આવી ચઢી.

"શ્રાવિકા, બ્હેન ! શાં વ્રત ?" આગન્તુક આરજાયે પૂછ્યું.

"જુહાર, બ્હેન !" સફાળી ચમકી, ચિત્રપટને એકદમ ભીંત–સરસું મૂકી, ઉંચું જોયા વિના જ સ્વાગત શબ્દ કહી શીલભદ્રા સાવધાન થઇ ગઇ. આવનારી શ્રાવિકા તેની પાસે જ બેસી ગઇ. તે હાંફતી હતી. કારણ કે એ શરીરની સ્થૂળ હતી. ચાલતાં શ્રમ પડયો હોય તેમ તેના મ્હોં ઉપર આછો પસીનો બાઝયો હતો. તે સૂકવવા અગર તો આસપાસથી માખીમચ્છર ઉડાડવા તે પીચ્છી નાંખવા માંડી.

"સફળ હો, બહેન ! લાભ હો, કયાંના ?" તેણે પૂછ્યું.

"વૈશાલિની, રાજા ચેટકનો આશરો."

"હા...રાજા ચેટક તો સાંભળ્યું છે કે બહુ શ્રદ્ધાળુ શ્રાવક છે, શું આંહિં આવવું થયું ?"

"કાંઇ નહિ. રાજા તો શ્રદ્ધાળુ શ્રાવક છે, બહેન ! પણ કાંઇ તોય રાજાનાં બધાંય તેવાં હોય. તેની દીકરીઓ જ બહુ બરેતી, બહુ ચાવળી." શીલભદ્રાએ આ ભોળી જેવી લાગતી, વિશ્વાસ નિમંત્રતી, આધેડ, માતા જેવી લાગતી આરજા પાસે કાળજું ખાલી કરવાનો ઠરાવ કર્યો.

"એમ ? પણ ગમે તેમ તોય રાજાનાં છોકરાં ને ? અને મોટા મોટા મહારાજાઓનાં સગાં. – સંસારિયાં તો અભિમાની જ હોય. આપણે તેમને ખમ્મા કહેવું – શીખવવું."

"સાચું, બ્હેન ! પણ કહે – શીખવ્યે કોઇનાં અભેમાન ટળ્યાં છે ? બાળક કોઇદી ટોકયે અંગારો હાથમાં ઝાલતો અટકયો છે ?" શીલભદ્રાએ પોતાના મનના ઉભરા બહાર લાવવા શરૂ કર્યા.

"પણ કહે છે ને" તેને આંખના ઇશારાથી, વાણીના ઉત્સાહથી અને ચેષ્ટાની ચપળતાથી ઉત્તેજતાં આગન્તુક બાઇએ કહ્યું કે "વાર્યું ન કરે તે હાર્યું કરે, બાળક એક વાર અંગારો પકડી દાઝે તો ફરી ન પકડે–"

"તો બહેન ! હું પણ એજ કહું છું ને." શીલભદ્રા વચમાં જ બોલી ઉઠી. તેણે હાથ લંબાવી ચિત્રપટ લીધું. "જૂઓ, બહેન ! આ એ અભેમાની કુંવરી, મેં તેનું ચિત્ર દોર્યું છે, કોઇ અનેક ભમરીઓનો ભમરો આ ફુલ દેખે–"

"ઓહો, એમાં શું ? દીકરી !" આગન્તુક બોલી: "પણ એક વાત કહું ? મારું કહ્યું માનશે ?" આમ કહેતાં તો આ હસમુખી આર્જાનાં નેત્ર ભીનાં થયાં અને થોડી વારમાં તેમાંથી દડદડ આંસુ પડવા માંડયાં.

શીલભદ્રા છોભિલી પડી ગઇ. તેનાથી સમજી ન શકાયું કે આમ કેમ થયું. તેણે તો પોતાનાં વીતકો કહ્યાં હતાં. કોઇ રીતે આવનારની અવ-ગણના પણ કરી નહોતી. તે ટગર ટગર જોઇ રહી.

"દીકરી! ક્ષમા કર, પણ આ તારો આવો રૂપાળો દેહ ને આવા ઇર્ષ્યાના વિચાર! દીકરી! તું જે કહે છે–જે કરવા ધારે છે તે તો બહુ જ સાદું, બહુ જ સહેલું છે. પણ જ્યાંસુધી તારી કાયામાં મચ્છર, અને માર રાખસો ભરાયા છે ત્યાંસુધી તારૂં શ્રાવિકાપણું ભ્રષ્ટ થાય છે. દીકરી! એનો સંગ છોડી દે. એ પાટિયાને ફગાવી દે. માન, બાપુ! આ આરજાનું કહ્યું માન." અને આધેડ આંખોમાંથી હવે તો આંસુની ધારા વહેવા માંડી. આષાઢના ઘેરાયેલા ભૂરા આકાશમાંથી જાણે વરસાદની હેલી.

"મા! મને એમ કહો મા" શીલભદ્રા પણ સામી રડી પડી. "એના તૂંકારા તથા મ્હોંમચકોડથી ધૂંધવાતે મેં આ ચિતર દોર્યું છે અને એ એટલે જ એવું સરસ દોરાયું છે. કોઇ રાજપુરુષ કે કોઇ રાજા એ જોશે કે તે કુંવરીને પરણશે. અને રાજકુળમાં એ પેઠી કે એને માથે શોકયનાં સાલ લાગશે. શોકયો એના બોલે બોલ ઉપર, ચાલેચાલ ઉપર, અંગે અંગ ઉપર પછી મ્હોં મચકોડશે. મા–"

મોટી આરજાએ હવે મોટેથી ડુઠવો મૂકયો. ઉપાશ્રયનાં લગભગ તમામ અન્તેવાસીઓનું ધ્યાન આ બે આરજાઓ તરફ ખેંચાયું. કેટલાંક તો આ ડુઠવાથી દયાર્દ્ર બની જુવાન આરજાએ પ્રૌઢ આરજાનું કંઇક અપમાન કર્યું હશે અને તેથી તેને ખોટું લાગ્યું હશે એવું ધારીને નજિક આવ્યાં. તેમના સાંભળતાં રોવાનું ખાળી એ મોટી આરજા બોલવા માંડી. "દીકરી! એ ચિત્રપટમાં પાપ છે. ત્યાગી દે એને. આર-જાને એવી આસક્તિ ન શોભે, દીકરી! હું સાચું કહું છું. આરજા થઇ તો આત્માનું કલ્યાણ કર, નહિ તો પાછી સંસારમાં ચાલ, તને પરણાવીએ–તને પુષ્ટાવીએ–તને જે કહે તે કરી આપીએ–"

ઉપાશ્રયનાં અન્તેવાસીઓમાંથી થોડાંક ખાસ કુતૂહલવાળાંઓએ ચિત્રપટનું પાટિયું જોયું અને તે હાથમાં લીધું; રૂપઅવતાર કોઇ રાજકુંવરીનાં તેના ઉપર દર્શન કરી તેઓ સમજ્યાં કે નાની આરજા કોઇ ગંભીર પ્રીતિકપટ યંત્ર કરી રહી છે અને મોટી આરજા તેને તે છોડી દેવા સમજાવી રહી છે. તેઓએ ચિત્રપટ મોટી આરજાના હાથમાં આપી દીધું.

"ધન્ય છે, ધન્ય છે:' ચોપાસથી પોકાર થયો. "દીક્ષા ધરી સંસારમાં આસક્તિ રાખવી એ મહાપાપ છે."

નાની આરજા શરમથી દબાઇ ગઇ, મોટી આરજાએ ચિત્રપટ લઇ લીધું. તે ઉભી થઇ ગઇ.

"આ તો નદીએ જ ધરાવ્યું શોભે. જિનેંદ્ર ભગવાનના શાસનની શ્રાવિકાઓને તો સાપથી જેમ રાહદારી દૂર ન્હાસે તેમ જ આનાથી ન્હાહું જોઇએ."

કહી તે ચાલવા માંડી, સંઘ તેને ઓળખે કે સાવધાન થાય તે પહેલાં તો એ ઉપાશ્રયની બહાર નીકળી ગઇ. શીલભદ્રા શરમથી માથું નીચું નાંખી સંઘ સમક્ષ દબાઇ, હીમત ખોઇ બેઠી રહી.

---

## પ્રકરણ ૭ મું

### મુનિ દેવદત્ત

ચિત્રપટ લઇ ચાલતી થયેલી આરજા ઉપાશ્રયની બહાર નીકળી પડખેની જ ગલીમાં અદૃશ્ય થઇ ગઇ. ઉપાશ્રયમાંથી તેની પાછળ જ બે ચાર શ્રાવકો નીકળી પડયા, પણ તેઓ તેને જોઇ શકયા નહિ અને એક નવીન શ્રાવિકા ધર્મ ચૂકતી બચી તેથી જ સંઘને ધન્ય માનતા તેઓ પાછા ફર્યા.

મહારાજ અભેકુમાર જમી રહ્યા પછી પોતાના રિવાજ મુજબ દોઢીની પાટયે બેઠા હતા તેવામાં એક માણુસ આવ્યો અને તેને નમન કરી ઉભો રહ્યો. તેના હાથમાં કપડામાં વીંટાળેલું પાટિયું હતું.

તેને જોઇને મહારાજ ઉઠયા અને તેને પોતાની પાછળ આવવાનું કહી અંદર ગયા. બન્ને એક ખંડમાં આવી યોગ્ય રીતે ગોઠવાયા પછી મહારાજે કહ્યું: "કેમ?"

"મહારાજ! આ પટ ઉપર વૈશાલિનરેશ ચેટકરાજનાં કુંવરી સુજ્યેષ્ઠાનું ચિત્ર છે." કહી તેણે તે ચિત્રપટ અભયકુમારના ચરણમાં ધરી દીધું. તેના તરફ નજર નાંખી મહારાજે સહેજ ઉંચું જોયું. તેમાં પ્રશ્ન હતો.

"આરજા શીલભદ્રાનું કુંવરીબાએ હડહડતું અપમાન કર્યું છે. તેના રૂપરંગવેષ ઉપર એણે અને તેની નાની બ્હેને મ્હોં મચકોડયું છે. એથી આરજા શીલભદ્રા વેર લેવા તૈયાર થઇ છે, તેણે આ ચિત્ર કાઢયું છે અને તેની ઇચ્છા એવી છે કે એ ચિત્ર કોઇ એવા પુરુષની નજરે પડે કે જેને ઘણી બૈરીઓ હોય અને તે છતાં પણ તે કુંવરીને પરણે."

એકાગ્ર ચિત્તથી મહારાજ અભયકુમાર આ સાંભળી રહ્યા. નિવેદન પૂરું થયા પછી તે થોડી વાર વિચારગ્રસ્ત રહ્યા. પછી એક ભોજપત્ર ઉપર પોતાની મુદ્રા કરી નિવેદકને આપી.

"ભલા! તને સોંપેલું કામ બરોબર બજાવ્યું. હવે જા અને દોઢીદારને કહે કે કંધકને આંહિ બોલાવે. આ મુદ્રા લેતો જા, એ કચેરીમાં બતાવજે એટલે તને યોગ્ય બદલો મળશે."

ભલ્લે હાથ જોડી, માથું નમાવી મુદ્રાનો સ્વીકાર કર્યો અને પછી ખંડથી બહાર નીકળી તેણે દોઢીવાનને મહારાજનો સંદેશો કહ્યો.

થોડી વારે કંધક આવી પહોંચ્યો. તેને તરત મહારાજ પાસે લઇ જવામાં આવ્યો.

"ભાણુભા!" કંધકે હાથ જોડી કહ્યું: "સારા તો છો? મામાને આજ યાદ કર્યો?"

"મામા!" અભયકુમારે તે ગ્રામ્યસંબંધ જાળવી કહ્યું: "તમ જેવે ભાણેજ શીદ સારો ન હોય? વાત કરું કે?"

"ભાણુભા! વેત્રાતતથી જ માથું તો તમારા ચરણમાં ઢાળ્યું'તું. વાત કરો ને માથાં વાઢી લ્યો."

અભયકુમાર હસ્યો. ગાદીના તકિયાની પડખે મૂકેલું ચિત્ર હાથમાં લઇ તેણે તે કંધક સામે ધર્યું. કંધકે તે ધારી ધારીને જોયું.

"ભાણુભા! કળાતું નથી. ઓળખાણ પડતી નથી." તે બોલ્યો.

"ફિકર નહિ, મામા!" મહારાજ બોલ્યા: "આ ચિત્ર પિતાજી—મગધનરેશ બજારમાં બરોબર નિહાળે. સમજ્યા."

"ભલો, ભલો, ભાણુભા! ક્ષેમાબા વેરાગણ થાય તે પહેલાં તો એનું રાણીપદું એનું વેરાગી થાશે.' તેણે હાથ જોડયા "ભા! હરકત ન હોય તો જરા કળવોને એ કુંવાર્યકા કયાંનાં છે? બાપુ પૂછે ને જરાતરા તો જવાબ દીધો જોશે ને?"

"મામા! સાચવજો એ" અભયકુમાર બોલ્યો: "ગમે ત્યાં ભખી દેતા નહિ. અને બાપુને પણ ચેતવજો કે એ કાંઇ જે તે નથી. કહું કોણ છે એ?'

"ભા! મામાને નહિ કહો તો કહેશો કોને?" કંધક હિંમતથી બોલ્યો.

"એ છે, મામા! વૈશાલિનરેશ ચેટકની કુંવરી સુજ્યેષ્ઠા. નાંખી નજર પહોંચતી નથી, ભલભલાઓની ત્યાં. નજર માંડી નથી આ કુંવરી સ્હામે હજી કોઇએ." અભયકુમારે મામા કંધકને વિશ્વાસમાં લીધો.

"ભ...લું...." કંધકે કહ્યું: "આમાં કાંઇ બાપુનો કે કોઇનો તાગ લાગે એમ નથી. આ તો ચક્કરવર્તીઓનું સાસરૂં."

મામોભાણેજ બન્ને હસ્યા.

"ત્યારે, મામા !" અભયકુમારે ગંભીર અમલદારી ભાવ ધારણ કરી કહ્યું: "ત્યારે સમજ્યા ને? ભૂલ ન થાય. બાપુ આ તસ્વીર ન્હાળે અને સાચવી સંભાળીને બોલે ચાલે."

"સો વાલ ને માથે એક રતિ, ભાણુભા !" કંધકે ટચાકડી વગાડીને જવાબ આપ્યો અને રજા લીધી.

કંધક દેઢીથી ઘણે દૂર જઇ શકે તેટલી રાહ જોયાં પછી મહારાજ અભયકુમારે ફરીથી દોઢીની પાટય ઉપર જગ્યા લીધી. તે ત્યાં થોડીવાર બેઠા તેટલામાં એક મુનીશ્વર અંદર આવ્યા. "મંત્રી ! આશીર્વાદ. શું થઇ રહ્યું છે ?" તેણે હાથ લાંબો કરીને પૂછ્યું.

અભયકુમારે તેને જોઇને પાટ ઉપરથી ઉતરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

"મુનિરાજ ! ભલે પધાર્યા. આવો, આસન લ્યો."

મુનિરાજે અભયકુમારનું આસન લીધું. મહારાજ પાટય ઉપર પડખે ગાદી નીચે બેઠા.

"આર્ય દેવદત્ત ! શી આજ્ઞા છે ?"

મોટી જટા અને પિંગળી દાઢી પસવારતાં દેવદત્તજીએ કહ્યું: "આર્ય અભયકુમાર ! રાષ્ટ્રમાં ચોમેર પાખંડ પ્રવર્તે છે. વેદની નિન્દા થાય છે. યજ્ઞયાગનો ત્યાગ થાય છે. વર્ણ કે આશ્રમ સચવાતા નથી. આપ શું કરવા બેઠા છો ?" તેની આંખમાં ઉગ્રતા હતી. તેના અવાજમાં ડારો હતો.

"મુનિવર ! કાંઇ ધોકે મારીને ધરમ કરાવાય ? આજે મગધમાં બુદ્ધકીર્તિ અને મહાવીરસ્વામી અહિંસાનો ઉપદેશ કરી રહ્યા છે. જાનપદ એ બન્નેને અનુસરવા માંડેલ છે. અમે શું કરી શકીએ ?"

"રે, શું કહો છો ? રાષ્ટ્રપતિ પાસે અશ્વમેધ કરાવો." મુનિવર દેવદત્તે નિશ્ચલતાથી કહ્યું: "અને બુદ્ધકીર્તિ તો જિનશાસનમાંથીય ગયેલો છે ને ! નહિતર છેલ્લા તીર્થંકરને માથું ન નમાવે ? એ પોતાને બુદ્ધ-કીર્તિ કહેવડાવે છે જ ક્યાં ?"

"એને પણ અમે શું કરીએ ? જ્ઞાનમહારથીઓ સામે કંઇ થોડાં જ સંગ્રામ મંડાય છે ?" અભયકુમારે નમ્રતાથી જવાબ આપ્યો.

"અને એ ગૌતમ શાક્યમુનિ જિનશાસનમાંથી છૂટો થઇ, મહાવીર સ્વામીની અવગણના કરી સનાતન વેદકુળમાં પણ આવતો નથી." દેવદત્ત મુનિએ બીજી ફરિયાદ કરી. "એ તો કોઇ નવું જ ધતિંગ લઇને બેઠો છે. એ પોતાને બુદ્ધ કહેવડાવવા માંડ્યો છે અને તેના ઉપદેશને આ દેશના લોકો બુદ્ધશાસન કહેવા માંડયા છે. આ શો ઉલ્કાપાત છે ? ક્ષત્રિય કુળો આજે વેદધર્મની રક્ષા કરી શકતા નથી."

"મુનિસત્તમ! વેદધર્મ સનાતન છે અને સુરક્ષિત છે." અભયકુમારે દેવદત્તને શાંત પાડ્યા. "શું વેદભગવાન્, અહિંસા, સત્ય અને ક્ષમાનો ઉપદેશ નથી આપતા ? કર્મ અને જ્ઞાન – લોકો કર્મ કરી શકતા નથી, કર્મનાં કરેલાં કરજો ચૂકવી શકતા નથી."

"મંત્રીજી!" દેવદત્તે બૂમ પાડી. "તમે પણ વેદવિરોધી, નિરીશ્વરવાદી છો. યજ્ઞયાગનિંદક છો."

તેનો પ્રચંડ સ્વર વાતાવરણમાં ગાજી રહ્યો.

---

## પ્રકરણ ૮ મું

### પ્રજા કચ્ચરાય છે



"મુનિરાજ, બિમ્બિસાર મહારાજ બધાં શાસનોને એક સરખી નજરે નિહાળે છે. રાજ્યચક્ર કદિ યજ્ઞયાગમાં કે કર્મમંડળમાં હરકત નાંખે છે ?" અભયકુમારે બહુ જ નમ્રતાપૂર્વક સવાલ કર્યો.

"એમાં શું પાકે ?" દેવદત્તે ગર્જના કરી સવાલ કર્યો. "રાજમંડળે એકે યજ્ઞ કર્યો ? અને ખબર છે – મેં આજે મહારાજ બિમ્બિસાર અને મહારાણી ક્ષેમાને ક્યાં અને શું કરતાં જોયાં ? મંત્રીજી ! અવનિ રસાતળ પહોંચી, ધર્મનો ધ્વંસ થયો !"

અભયકુમારનું કુતૂહલ હવે જાગૃત થયું. "ક્યાં, મુનિરાજ! એ બન્ને શું કરતાં હતાં?"

"અરે! નગર બહાર, ચાંડાલવાડામાં મહારાજ ઉભા હતા અને વિસ્ફોટકથી પીડાતા એક ચાંડાલ બાલકના ઉપરથી ક્ષેમારાણી માખી ઉડાડતાં હતાં. સત્યાનાશ નહિ તો શું – પ્રતિલોમ જાત – એને રાજરાણી માખી ઉરાડે?"

અભયકુમારે મનથી જ ક્ષેમારાણીને ધન્યવાદ આપ્યો. દેવદત્તજીને તેની શાંતિ રૂચી નહિ.

"મંત્રીવર! સાંભળો. હું રાજમહેલમાં જાઉં છું. સમગ્ર બ્રાહ્મણ-જનતા તરફથી રાજાને અશ્વમેધ કરવા વિનતિ કરૂં છું. દેશ દુકાળને ઉંબરે ઉભો છે. દેવતાઓને યજ્ઞબલિ નહિ પહોંચવાથી તેઓ ભૂખ્યા ડાંસ થયા છે. આમાં ઇંદ્ર વરસાદ ક્યાંથી આપે? વરૂણ જલભંડાર ક્યાંથી આપે? અને કુબેર સમૃદ્ધિની રેલછેલ ક્યાંથી મોકલે?"

ક્રોધમાં ને ક્રોધમાં દેવદત્તજીએ પોતાની મ્હોટી પિંગળી જટા છોડી નાંખી. તેના અમળાયેલા જાડા કેશ અનેક કાળવર્ણી નાગણો પેઠે છણાઇ પહોળા થઇ વેરાઇ પડયા.

"તમે નિર્વાણ પામો તેમાં શું? માનવતાનાં જીવન સુખભર્યાં, સગવડભર્યાં કરો. દેવો રીઝશે અને પોતપોતાનાં કાર્ય કરશે તો લોક સુખી થશે. એકના વિસ્ફોટકપરથી માખી ઉડાડયે કાંઇ જાનપદનાં વિસ્ફોટકનો નાશ થવાનો છે?"

તે એકદમ ઉભો થયો અને અભયકુમાર કોઇ જાતનો વિવેકશબ્દ કહે કે આચાર કરે તે પહેલાં તો દોઢી બહાર ચાલતો થયો.

ક્રોધમાં અને વિચારમાં આગળ ચાલતા દેવદત્તને ભાન ન રહ્યું કે તે ક્યાં જાય છે, કેમ ચાલે છે. "હટો, હટો" કરી સામેથી આવતા એક રાજહજુરી સાથે તે અથડાતો રહી ગયો. હજુરીએ હાથ જોડી કહ્યું: "વિપ્ર! રાજરથ આવે છે. બાજૂપર જશો?"

દેવદત્તનો પિત્તો ઉછળ્યો, તે રસ્તામાં જ ઉભો રહ્યો. "બ્રાહ્મણ ! કહે તારા રાજાને કે તે રથમાંથી ઉતરી બ્રાહ્મણને યથાવિધિ પ્રણામ કરે. શાસ્ત્રમાં કહ્યું છે કે રાજાએ રસ્તે બ્રાહ્મણ કે ગાય મળે તો વંદન કરવું. જા." તેણે ત્રાડ મારી.

આટલામાં રથ આવી પહોંચ્યો. રસ્તામાં દેવદત્તને જોઇ સારથિએ રથ ઉભો રાખ્યો. અંદર ક્ષેમારાણી અને મહારાજા બિમ્બિસાર હતાં. બન્ને નીચે ઉતર્યાં.

મહારાજા મુનિરાજ પાસે ગયા. "અભિવાદન, મુનિરાજ !" તેણે કહ્યું.

"આશીર્વાદ રાજા !" બ્રાહ્મણે જવાબ આપ્યો. તેણે ક્ષેમાદેવી સામે નજર કરી પણ તે તો પ્રણામ કર્યા વિના શાંત, સ્થિર જ ઉભી રહી. મુનિથી આ સહન ન થયું.

"ક્ષેમાદેવી ! બ્રાહ્મણને વંદન કરો." તેણે છેવટે તેને ઉદ્દેશીને કહ્યું.

"મુનિરાજ ! અમે હમણાં જ ચાંડાલવાડામાંથી આવીએ છીએ." ક્ષેમાએ વંદન કર્યા વિના જવાબ આપ્યો.

દેવદત્ત રસ્તામાંથી ખસી ગયો. "પાપને અને અનાચારને આજે રસ્તો આપવો પડે છે રાજા !" તેણે બિમ્બિસાર સામે હાથ વીંઝી કહ્યું: "જે અવ્યવસ્થા તું જાનપદમાં ઉપજાવે છે તે અવ્યવસ્થા તારા જ મહેલમાં ઉપજશે."

ક્ષેમા હસી. "મુનિજી ! તમે લોકોને કાંઇ થોડાં બંધનોમાં જકડયાં છે ? ક્ષમા કરવાની તો કહે ના; દયા કરવાની તો કહે ના; પુણ્યમાર્ગે વળવાની તો કહે ના :– આ ના નો બદલો તમને બધાને પણ મળશે. જીવેજીવ તમારાં બંધનોમાંથી છૂટો થશે અને નિર્વાણ પામશે." તેણે કહ્યું.

ઉગ્ર દેવદત્ત ક્ષેમા સામે ટકી શકયો નહિ. તેણે હાથ જોડયા, રાજા તરફ જોયું, ક્ષેમાની ઉપેક્ષા કરી અને પછી કહ્યું: "રાજા ! તું વેદધર્મ, વર્ણાશ્રમધર્મનો પરિપાલક છે. યજ્ઞયાગ કરી ક્રોધાયમાન થયેલા દેવતાઓને સંતોખ. જો, મોસમ ચાલી પણ વરસાદનો છાંટો નથી.

વસતિ કષ્ટાય છે, એ રાજાને પાપે. રાજા દેવતાને સંતોષે તો વસતિ અને વસુધા રસકસવાળાં રહે."

ક્ષેમા આગળ આવી. "મહારાજ ! કોણ રાજા ને કોણ વસતિ ? આપણે બધાં પંચમહાભૂતનાં પૂતળાં. એક સરખાં જ માટીનાં માનવી. શીલ એ જ સાચી વાત છે. જીવેજીવ શીલ આચરે તો બધું સારું થાય. જનાવરોનાં જૂથ રહેંસ્યે તે ક્યાંહિ સુખસમૃદ્ધિ મળી આવતાં હશે ?"

તે પાછી ફરી અને બિમ્બિસારને તેણે પોતાની સાથે ખેંચ્યો. અબ્રાહ્મણીય અવિવેકની, મર્યાદાલોપની અવધિ થઇ ગઇ. બિમ્બિસારે પરવશતાથી દેવદત્ત તરફ જોયું. દેવદત્તની આંખમાંથી અગ્નિ ઝરી રહ્યો. તે ત્યાં ઉભો ન રહેતાં ચાલતો થયો. રાજારાણી રથમાં ચ્હડી મહેલને પંથે પડયાં.

પણ બિમ્બિસાર વિહ્વળ થઇ ગયો. ક્ષેમા રાણીપદે હતી પણ તે પત્ની રહી નહોતી. બિમ્બિસાર શાકયમુનિનો શિષ્ય થયો હતો તે ક્ષેમાને લીધે. ક્ષેમાની મોહિની ઉપર તે પાગલ હતો અને જ્યાં સુધી ક્ષેમા તેની પતિવૃત્તિ પોષતી હતી ત્યાંસુધી તે જ્યાં રાણી ત્યાં પોતે એ રાહે વર્તતો હતો. પણ હવે શાકયમુનિના સંપર્કથી ક્ષેમાએ પત્નીત્વ છોડી દીધું હતું. તે તો શ્રમણિકા થવા તૈયાર થઇ હતી. માથું મુંડાવી, ભગવું ચીવર પહેરી તે તો બુદ્ધોપદેશિકા બનવા ઇચ્છતી હતી. પતંગિયા જેવા ચંચળ સ્વભાવનો બિમ્બિસાર ક્ષેમાથી આટલામાટે અળગો થવા માંડયો હતો. તેને શાસનો સાથે સંબંધ નહોતો. રાજા તરીકે તે તો બધાં શાસનોનો રક્ષક હતો. તે તો ભ્રમર હતો. મધુકોષનો શોધક હતો, મધુભોક્તા હતો; રસપિપાસુ, રસપાન કરનાર હતો.

તેને અત્યારે ક્ષેમા કરતાં દેવદત્ત વધારે પ્રિય લાગ્યો. દેશ ઉપર દુકાળ ઝઝૂમી રહ્યો હતો. યજ્ઞ શામાટે ન કરવો ? તેણે પોતાના અંતઃકરણને પૂછ્યું. દેવતાઓ રીઝે તો જરૂર વરસાદ પાડે—વરસાદની દેશને જરૂર હતી; રાજાને પણ જરૂર હતી. રાજકોષ વરસાદથી ભરાય તેમ

હતો. શાસનોના ઝઘડા રાજકોષમાં સોનું કે રૂપું તો શું પણ તાંબું પણ ભરે તેમ નહોતા. તેણે યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. શાક્યમુનિના શાસનનો તેથી ભંગ થશે પણ રાજા તો પ્રજાનો છે–તે કોઈ પ્રજાના એક અંગનો તો નહિ જ ને ?

બિમ્બિસારને સંતોષ થયો. તેણે ચાલતે રથે ક્ષેમાના વદન ઉપર નજર નાંખી. ક્ષેમા લાવણ્યમયી હતી, રૂપભોગ્ય હતી. જો ક્ષેમા હજી પણ પોતાનું રૂપ અને દેહ તેને આપવાનું ચાલુ રાખે તો તે યજ્ઞવિના ચલાવી લે.

"ક્ષેમા !" બિમ્બિસારે ધીમેથી કહ્યું.

"ધર્મચર્યા વિચારો, રાજા !" ચતુર ક્ષેમાએ ચેતી જઈ ધીમેથી જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૯ મું

## વસંતવિનોદને રસ્તે

રાજા સ્થિર તો થયો, પણ તેની વિલાસલાલસા ઉત્કટ બની. તેની બ્રાહ્મણપ્રિયતા વધી.

મહેલમાં પહોંચતાં જ તે ક્ષેમા સાથે તેના આવાસમાં ગયો. ત્યાં જઈને એક મશરૂની ગાદી ઉપર પડયો.

ક્ષેમા બહારથી આવીને ગુરુમૂર્તિને નમી. પછી રાજાના જવાની વાટ જોતી તેની સામે પણ ગાદીથી નીચે બેઠી. રાજાજી હતા એટલે વડારણો બહાર રોકાઈ અંદર આવવાની રાહ જોતી ઉભી.

પરંતુ રાજાએ જતા રહેવાની જરા સરખી પણ વૃત્તિ બતાવી નહિ. તે તો તકિયાને અઢેલી લાંબો થયો. ઉત્તરીયનો ડૂચો વાળી તેણે પડખે મૂકી દીધું. ક્ષેમા સામે જોઈ જોઈ તે મૂછ આમળવા લાગ્યો.

"રાજાજી !" થોડીવાર પછી ક્ષેમા બોલી: "મારે શણગાર ઉતારવા છે."

રાજા હસ્યો. "રાણી! શણગાર નથી ઉતારવા. હું તો આજે આંહિ જ રહેવાનો છું. કેસરને કહો કે શય્યા તૈયાર કરે."

"રાજાજી!" ક્ષેમાએ જરા કંટાળો બતાવી કહ્યુ: "મારે આજે વ્રત છે. રાતે હું ધ્યાનમાં બેસવાની છું."

"રાણી! પતિની પત્નીને વ્રત શાં? ધ્યાન શાં? હું તમારે માટે તલસું છું. રાહ જોઉં છું."

"દેવ! એ બધું નકામું છે. વિષય અને ઉપાધિથી છૂટી થઇ મેં તો કર્મમાત્રથી છૂટી થઇ જવાનો ક્યારનોય નિશ્ચય કરી લીધો છે. હું મારે રસ્તે, રાજાજી અને તમે તમારે રસ્તે."

"ક્ષેમા! હું તને પરણ્યો છું. તને કામપત્ની તરીકે પરણ્યો છું. તારી કાયાનો હું માલિક છું. જો, આ સુંદર જગત્. આ છલકતો વૈભવ. આ પુરુષાતન. આ જોબન. રાણી! કાલ કોણે દીઠી છે? નિર્વાણ કોણે અનુભવ્યું છે?"

"દેવ! આટઆટલાં વરસ ગુરુવચન સાંભળ્યા પછી પણ આમ કહો છો? ચાલો મારી સાથે. આપણે બન્ને સંસાર ત્યાગી ચીવર ધારણ કરી ભગવાન્ શાક્યમુનિનો સેવાધર્મ માનવતાને ઉપદેશીએ. જગતનાં ઉદ્ધારક બનીએ—"

"ક્ષેમા! જગત્ જોગવીએ. આ અણભોગવ્યા ભોગ ભોગવીએ."

"નથી ગમતું, રાજાજી! આ હાડચામના કોથળામાં મને કશું લાગતું નથી." ક્ષેમાએ પોતાની તથા રાજાની કાયાને પોતાના બન્ને હાથોવતી બતાવીને કહ્યું.

રાજા ક્રોધથી લાલ થઇ ઉભો થયો. "રાણી! તમે ભૂલો છો કે હું રાજા છું. તમે ધર્મ અને બંધન બન્ને ચૂકો છો? મારો હક્ક અને અધિકાર ઉવેખો છો. હું અત્યારે જાઉં છું. પણ તમને શાક્યમુનિ પાસે જવાની આજથી બંધી છે. શ્રમણોને તો મેં નગરમાંથી ક્યારનાય

કાઢી મૂક્યા છે.” તેનો અવાજ ફાટી ગયો. તે ઉત્તરીય ઉપાડી, ઓઢી, ચાંખડી પહેરી આવાસની બહાર ચાલ્યો ગયો.

“વસંતવિનોદનો રસ્તો બતાવો.” બહાર નીકળી તેણે આગળ આવી નમન કરતા એક ચોબદારને કહ્યું.

બે ચોબદારો આગળ થયા. રસ્તામાં પાણીની પરબ આવી. તે જોઇ બિમ્બિસાર ઉભો રહ્યો. “આ પરબ કેમ માંડી છે?” તેણે ચોબદારને પૂછ્યું.

“જી, મહારાજ! દેશમાં પાણી નથી.” એક ચોબદારે કહ્યું.

“જી, વરસાદ જ ક્યાં આવ્યો છે?” બીજા ચોબદારે તેમાં પૂર્તિ કરી.

“બાપુ! નદી કુવા સાવ સૂકાં છે. તળિયામાંય પાણી નથી. વીરડી ગાળે તોય રેતી જ નીકળે છે.” પહેલા ચોબદારે કહ્યું.

બિમ્બિસારે તેને જવાબ ન આપ્યો. મનમાં તેણે કહ્યું: “ક્ષેમાને સંસાર ત્યાગવો છે. ત્યાગથી દુકાળ મટશે? વરસાદ વરસશે? ગાંડી–સાવ ગાંડી.” તે ભૂલી ગયો કે રાજકુળો રાણીઓ માટે ગ્રામ્ય શબ્દો વાપરતાં નથી.

તે દરવાજાની બહાર નીકળ્યો. અવેડામાં પાણી છેક તળિયે હતું. બે ગાયો પાણી સામે જોતી ઉભી હતી. રાજા ઉભો રહ્યો. “જા” તેણે એક ચોબદારને કહ્યું: કુંડું લઇ આવ. માથું નમાવી ચોબદાર ચાલ્યો ગયો.

“અવેડામાં પાણી ક્યાંથી આવે છે?” રાજાએ પોતાની સાથે રહેલા ચોબદારને પૂછ્યું.

“બાપુ! કોટવાળ કાવડ મંગાવીને ભરાવે છે.”

“દિવસમાં કેટલીવાર?”

“જી. સવારના પહોરમાં કાવડો આવે.”

રાજાએ મનમાં ઠરાવ કર્યો કે એવી ગોઠવણ કરવી કે જેથી ઢોર ન પહોંચી શકે તેટલું અવેડાનું પાણી ઉતરવું જોઈએ નહિ.

બીજો ચોબદાર કુંડું તથા કુંભાર લઈ આવ્યો. કુંભારે કુંડાથી પાણી બહાર કાઢી ગાયોને પાયું.

"ઓલા ! આ અવેડાની કાવડ કોણ લઇ આવે છે ?"

"બાપુ !" કુંભારે કહ્યું: "કોટવાળ જેને પહેલો પકડે તે."

"ને રોજ એકનો એક જ પકડાય તો ?" રાજાએ સવાલ કર્યો.

"તો, બાપુ ! એમાં શું ? રાજ્યનું કામ છે ને ?–કાંઇ અમથી ના પડાય છે ?"

"વારૂ. જા, કોટવાળને ગોતી કાઢ અને વસંતવિનોદમાં મોકલ." રાજાએ હુકમ આપી આગળ ચાલવા માંડયું. અવેડાથી થોડે દૂર એક નાનું સરખું માટીનું એક ઢાળિયાવાળું, પડશાળવાળું મકાન હતું. ત્યાં લોકો ભેળા થયા હતા. રાજાએ લોકોનું ટોળું જોયું અને તેને તે શા માટે મળ્યું હતું તે જાણવાની ઇચ્છા થઇ. ચોબદારને તેણે રસ્તો કરવા કહ્યું.

ચોબદારે રસ્તો કર્યો. લોકમેદની પાછાવળતા સમુદ્રના મોજા માફક સરી ગઇ અને માર્ગ થયો. વસતિનાં વંદન ઝીલતો રાજા છેક પડશાળના પગથાર સુધી આવ્યો.

"ખમ્મા બાપુને" એકેક બાજૂએ એક એમ બન્ને બાજૂપરથી કંધક તથા બંધક બન્ને બોલી ઉઠયા. બન્ને ત્યાં લોકોના ટોળામાં હતા. કંધક જરા આગળ આવ્યો અને કહેવા લાગ્યો: "મહારાજ ! કોઇ અપસરાનું ચિત્ર છે. પધારો–નજર તો કરો, જોવા જેવું છે."

રાજાએ પડશાળમાં નજર કરી. સામે જ શીલભદ્રાના હાથમાં હતું તે ચિત્રપટ ગોઠવાઇને વિરાજી રહ્યું હતું. પ્રકાશનાં કિરણો તેના ઉપર રમતાં હતાં અને તેના સુંદર વર્ણસંહારને વધારે સુંદર બનાવતાં હતાં.

ચિત્રની પ્રતિમાથી રાજા વીંધાયો. ક્ષેમાથી પણ અતિશય સુંદર, ધારિણી દેવીથી પણ વધારે ઘાટિલી, અને સુનન્દાથી અણદીઠી પણ

વારેવારે સાંભળેલી સ્વર્ગની અપ્સરાઓથી પણ વધારે લાવણ્યવતી કોઇ સુંદરી ચિત્રફલક ઉપરથી બિમ્બિસારસામે આકર્ષક, મોહક સ્મિત કરી રહી હતી. તેની સાડીનો પાલવ તેના માથા ઉપરથી ઉતરી ગયો હતો તેમાંથી તેની વેણી છૂપાઇને હેરતી હતી. તેનાં પાંખડીપાંખડીં છૂટાં પડતાં ડોલરનાં ફૂલ રાજાને એ અદ્ભુત મોહિની કાયાનું હરણ કરવા નિમંત્રણ કરી રહ્યાં હતાં.

"ક્ષેમાનું અભિમાન ઉતરશે." ચિત્ર જોતાં જ રાજાના મનમાં પડછંદો પડયો. "આ સુંદરીને હું અંતઃપુરમાં આણીશ-ક્ષેમા ભલે સાધુડી થાય."

"કોનું છે ચિત્રપટ આ ?" રાજાએ પૂછ્યું.

એક માણસ નમન કરતો આગળ આવ્યો. "મહારાજ ! એ આ દાસનું છે; પણ પીચ્છી કોઇ ગુપ્ત ચિત્રકારની છે. આપને ચરણે ધરૂં !"

"હું સ્વીકારૂં છું. કંધક ! આને મહેલમાં લાવજો. એટલે રાજ-પરિતોષ બદલે તેને ઉપહાર અપાય." કંધકે નમન કર્યું. લોકો ચિત્રના માલિકને અભિનંદન આપવા માંડયાં. "ભાઈ ! તારો તો બેડો પાર. સોનાનાં નળિયાં થયાં." એક માણસે કહ્યું.

"અરે ! એ ચિત્રસુંદરીનું નામ તથા ઠેકાણું આપ-તારા ભંડાર ભરાશે-તારી એકોતેર પેઢી ખાશે." બીજા એક માણસે તેને સલાહ આપી.

કંધકે ચિત્રપટ ઉંચકી લીધું અને પોતાના ઉત્તરીયમાં વીંટવા તે ઉતાર્યું. રાજાએ તે જોયું. પોતે ઓઢેલું મૂલ્યવાન્ ઉત્તરીય ઉતારી તેણે કંધકના હાથમાં આપ્યું અને તેને કહ્યું: "કંધક ! લે, એ ચિત્રને આમાં લપેટ. આ સુયોગ જ એને શોભે છે.

લોકો પોતપોતામાં હસવા માંડયા. "મહારાજ ઘવાયા છે હો–" એક જણે કહ્યું: "અરે ! થોડા દિવસમાં જ–કાં તો લગન,–કાં તો લડાઇ." રાજાએ તે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. તે વસંતવિનોદ તરફ જવા પાછો ફર્યો.

થોડું ચાલ્યા પછી તે પાછો ફરી ઉભો રહ્યો. "હાં, હાં." જાણે તેને કંઇ યાદ આવ્યું હોય તેમ તે બોલ્યોઃ "બધું તો ઠીક, પણ કંધક! આ ચિત્રસુંદરી છે કોણ?"

ચિત્રનો માલેક આગળ આવ્યો. "મહારાજ ! એ ચિત્ર તો વિદેહ-નરપતિ ચેટકરાજની કુંવરીનું છે."

બિમ્બિસાર ફટાર નયને તેની સામે જોઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

## ચેટકની પુત્રીઓ

વસંતવિનોદ નગર બહાર પણ તેની પાસે જ એક સુંદર બગીચો હતો. ત્યાં નગરના લોકો, રાજા, મંત્રીઓ વગેરે વિશ્રામ પામવા ગમે ત્યારે આવી રહડતાં. બગીચાની વચમાં ચારે તરફ પગથિયાંથી બાંધી લીધેલી એક નાની તળાવડી હતી. તેના આઠે ખૂણા ઉપર છાયો મળી શકે તેવી નાની દેરડીઓ બાંધી લેવામાં આવી હતી અને એમાં માણસોને, યુગલોને બેસવા માટે શિલાઓ ગોઠવી હતી. રાજા આવી એક દેરીમાં પેઠો તે વખતે એક બીજી દેરીમાં દેવદત્ત એક શિલા ઉપર પલોંઠો મારીને બેઠો હતો. ત્રીજી દેરીમાં મહારાજ અભયકુમાર જરા વિસામો લઇ રહ્યા હતા. તળાવડી ઘણી સુંદર હતી અને તેની સુંદરતામાં તેમાં ઉગેલાં કમળો વધારો કરતાં હતાં. સાંજ થવા આવી હતી એટલે કમળો બીડાવા માંડયાં હતાં; કુમુદો વિકસવા માટે તૈયારી કરતાં હતાં.

મહારાજને પોતાને પધારેલા જોઇ અભયકુમાર અને દેવદત્ત બન્ને તેની પાસે જવાને નીકળ્યા. બન્નેએ અભિવાદન કર્યું અને જગ્યા લીધી, પણ બિમ્બિસારે કેવળ આંખને અણસારે તથા વદન નમાવી તેમનું સ્વાગત કર્યું. તેણે એક શબ્દ ઉચ્ચાર્યો નહિ અને બીજા બન્નેને જ્યાં સુધી રાજા વાતચીતનો આરંભ ન કરે ત્યાં સુધી શરૂઆત કરવાનું યોગ્ય લાગ્યું નહિ.

થોડીવારે નગરકોટવાળ આવી ચઢયો. બિમ્બિસારે તેનાં વંદન સ્વીકારતાં કહ્યું: "સ્થાનીયજી! ઢોર અને માનવી બન્ને પાણી વિના મરે છે. તેમને પૂરું પાણી પહોંચતું નથી."

કોટવાળ, જેને તે વખતે સ્થાનીય કહેવામાં આવતો તે જવાબ આપે તે પહેલાં તો દેવદત્ત પોકારી ઉઠયો. "રાજન્, હવન કર. સહસ્રાક્ષ ઈંદ્ર લીલાલહેર કરશે."

રાજાએ તેના તરફ જોયું, પણ તેને જવાબ આપ્યો નહિ. કોટવાળે તે જોઈ પોતાનું નિવેદન કર્યું: "મહારાજ! માનવીઓ માટે પાણીની પરબો મૂકાવી છે. ઢોર માટે અવેડા ભરાય છે. દરરોજ સવારે પાંચ હજાર કાવડ પાણી લઈ આવે છે, બાપુ!"

"પાંચ હજાર કાવડિયા મળી રહે છે?" બિમ્બિસારે પૂછ્યું.

"જી, જરા કઠણાઈ તો પડે છે, પણ દરરોજના મળી આવે છે. રાજદંડ સમર્થ છે, મહારાજ!" નગરસ્થાનીયે કહ્યું.

"પણ, અભયકુમારજી! રાજદંડના ભય વિના કાવડિયા પોતાની મેળે જ નગરને, ઢોર માત્રને, માનવી માત્રને પાણી પૂરું પાડવાનું માથે ન લઈ લે?"

"લઈ લે, મહારાજ!" અભયકુમારે કહ્યું.

"તો તેમ કેમ થતું નથી?"

"મહારાજ! થોડા રાજશાસનની અને રાજપ્રોત્સાહનની જરૂર છે. હું પ્રબંધ તૈયાર કરું—આપ તેના પર મ્હોર કરશો?"

"જરૂર. અને એ પ્રબંધ, મંત્રીવર! કેવળ દુકાળના સમયમાં પાણી પૂરનારા કાવડિયાઓ માટે જ નહિ, પણ જાનપદ, સમાજની તમામ પ્રવૃત્તિ માટે કરજો. દંડથી થતી પ્રવૃત્તિ કરતાં સ્વેચ્છાથી સ્ફુરણા પામતી પ્રવૃત્તિઓ હમેશાં વધારે ફલિતાર્થ થાય છે."

"બધું ભલે, પણ યજ્ઞ કર, રાજા!" દેવદત્તથી રહેવાયું નહિ. "યજ્ઞ કર—એટલે પાણી વરસશે. પાણી ભરાશે એટલે કાવડની, પરબની

કે અવેડાની જરૂર નહિ રહે. પછી તારા પ્રબંધની ઉપાધિ પણ નહિ રહે. યજ્ઞ કર."

"ભલે, મુનિરાજ !" રાજાએ દેવદત્તને એકાએક કહ્યું: "મુહૂર્ત જોવડાવો." તે અભયકુમાર તરફ ફર્યો. "કુંવર ! આપણે યજ્ઞ તો કરવો જ છે. મુહૂર્ત જોવડાવો અને તૈયારી કરાવો."

બગીચામાં જાહેર રીતે મળેલા આ હુકમ સામે અભયકુમારને દલીલ કરવી યોગ્ય ન લાગી. તેણે હાથ જોડયા અને કહ્યું: "જેવી મહારાજની ઇચ્છા." દેવદત્તને તો આનંદની પરિસીમા આવી ગઇ તેમ લાગ્યું. "ચિરંજીવ હો, રાજન્ ! દીર્ઘાયુ હો. આજ દેવતાનાં દુંદુભિ વાગશે. દેવપત્નીઓ આજે ઉલ્લાસમાં આવી આનંદમંગળ ગજાવશે. યજ્ઞભાગ ઘણા વખતથી નહિ મળેલો હોવાથી અણોસરા થઇ ગયેલા દેવતાઓ આજે આશાના પૂરમાં નહાશે. ધન્ય હો, જય હો મગધરાજનો." તે બોલી ઉઠયો.

વાતો કરતાં અંધારૂં થઇ ગયું. રાજા આજે હમેશના કરતાં વધારે વાતો કરતો હતો. રાજા સાથે વાતોમાં રોકાયેલા અભયકુમાર માટે તથા રાજા માટે મશાલ પણ આવી ચૂકી હતી. એકાએક રાજાએ અભયકુમાર પાસે ચિત્રની વાત ઉચ્ચારી.

"કુંવર ! વૈશાલિનરેશને કેટલી કુંવરી છે?"

અભયકુમારે ચમકયા હોવાનો દેખાવ કર્યો.

"મહારાજ ! ખાસ તો ખબર નથી. જરૂર હોય તો સમાચાર મેળવું."

"સમાચાર તો મેળવજો જ. પણ પૂરી નહિ તો થોડી પણ માહિતી તો હશે જ ને ?"

"જી, મારા જાણ્યામાં એક તો પ્રભાવતી-એ સિંધુ-સૌવીરના ઉદયન-દેવનાં પટ્ટરાણી; બીજાં અંગનાં દધિવાહન દેવવાળાં પદ્માવતી; પછી જાણેમાં અવન્તીરાજ ચંદ્રપ્રદ્યોતનાં શિલાદેવી અને વત્સરાજ શતાનીકનાં પટ્ટમહાદેવી મૃગાવતી, આ તો જાણે બરોબર છે."

"પણ કુંવારી પણ હજી હશે ને? મેં સાંભળ્યું છે કે હજી એ કુંવરીને કે પછી બેને પરણાવવાની બાકી છે." બિમ્બિસારે કહ્યું.

"રાજન્! કુંડગ્રામના નન્દિવર્ધનવેરે જ્યેષ્ઠાદેવી છે." દેવદત્તે કહ્યું "બહુ ભાવનાશાલિ બાઇ—અહોહો, શો તેનો પુણ્યોદય?"

દેવદત્ત પોતાનું વચન પૂરું કરે તે પહેલાં તો કંચુક રાજા સા દેખાયો. હાથ જોડી, માથું નમાવી તેણે કહ્યું: "મહારાજ! ખમ્મ ખમ્મા રાજગૃહના ધણીને, પણ ક્ષેમાદેવીને ઓરડે પધારશો, બાપુ?

બિમ્બિસારના મ્હોં ઉપર કુતૂહલની ચમક દેખાઇ. "કેમ, કંચુક દેવી યાદ કરે છે?"

"બાપુ! રાણીજીને તો હું મળ્યો નથી. પણ તે છતાં આપ ( પધારો તો ઠીક."

"ચાલ, હું સીધો જ ત્યાં આવું છું."

તળાવડીના તીરપરનો દરબાર બરખાસ્ત થયો. દેવદત્તને યજ્ઞાદેશ પરમસંતોષ થયો હતો. અભયકુમારને પણ ખૂબ જ સંતોષ થયો હે એવું તેની પ્રસન્ન મુખમુદ્રાપરથી જણાતું હતું. રાજા આગળ થ એટલે તેની પાછળ પડી અભયકુમારે પૂછ્યું: "મહારાજ! ત્યારે ય માટે તૈયારી કરાવું કે?"

રાજા જરા વિચારમાં પડયો. "ક્ષેમા ઠેકાણે આવી હશે તો તેના મનમાં ઉગ્યું. "જો તેમ હોય તો આ બ્રાહ્મણની લપ ટળે. પ્રધાનને તેણે કહ્યું: "મંત્રીજી! હું એ ન ફેરવું તો તો તૈયારી કર જ રહીને?"

"જી, મહારાજ!" કહી અભયકુમારે પોતાની તથા રાજાની વચ્ચે અંતર વધાર્યું.

રાજા જરા અટકયો "અને કુંવર! ચેટકરાજની કુંવારી કુંવરી કોણ કોણ તેની પણ તપાસ ન ભૂલાય."

અભયકુમાર આગળ આવ્યો. "જી, ના બાપુ! એ કેમ ભૂલાય

"હવે જાઓ. મારી સાથે કોઇનું કામ નથી." બિમ્બિસારે બધ રજા આપી.

"રાજન્! એ વેદવિરોધી સિદ્ધાર્થકુમારની ચેલકીના ફંદામાં ન ફસાતો." જતાં જતાં દેવદત્તે રાજાને કહ્યું. રાજાની આંખમાંથી તેની પ્રિયતમા ક્ષેમારાણી વિષેના આ અપમાન ભરેલા ભાવથી ક્રોધની એક જ્વાળા ભભૂકી પણ તે શાંત રહ્યો. દેવદત્ત અંધારામાં અદૃશ્ય થયો.

રાજા, કંધક, ચોબદારો વગેરે આગળ ચાલ્યા. હવે બહારનું કોઇ ન રહ્યું. એટલે રાજાએ કંધકને પૂછ્યું: "કંધક! ત્યાં શું થયું છે? રાણીજી બીમાર તો પડી નથી ગયાં ને?"

"જી, ના, મહારાજ!" કંધકે કહ્યું: "રાણીજીની તબિયત બહુ જ સારી છે."

"તેં તેને જોયાં છે?"

"જી, હા. બાપુ! મેં તેમને જોયાં છે. હું મળ્યો નથી."

"શું કરતાં હતાં?"

"બાપુ! હું આપની પાસે આવવા નીકળ્યો ત્યારે ગંગાકિનારે એક વડલાનું ઝાડ ચીતરતાં હતાં." આમ કહેતાં કંધકે ઝીણી નજરે રાજા સામે જોયું. બિમ્બિસાર મહારાજાએ એક આછો નિઃશ્વાસ મૂકયો.

---

## પ્રકરણ ૧૧ મું
## વિજળીની સળી

મિથિલા, વિદેહમાં જ્યારથી જનકરાજા રાજ્ય કરતા હતા ત્યારથી વેદના જ્ઞાનકાંડનું પરિશીલન થતું હતું. જનક વિદેહીએ પાડેલી આ પ્રથા યુગપલટાઓ થયા છતાં પણ મિથિલાના રાજાઓએ સાચવી રાખી હતી. એ કુળવટની વાત હતી. જ્યારે બીજા ક્ષત્રિય રાજાઓ બ્રાહ્મણોનાં લખેલાં કર્મકાંડમાં અને યજ્ઞયાગમાં સ્પર્ધા કરતા હતા ત્યારે વિદેહનું રાજકુળ બ્રહ્માંડ અને બ્રહ્મના ગેબનો ઉકેલ કરાવવામાં, કરવામાં અને સમજાવવા સમજવામાં અભિમાન માનતું હતું.

એકમેકથી ચ્હડિયાતા જ્ઞાનયોગી નરેશોની પરંપરાથી તેજસ્વી વિદેહનું રાજ્ય જે જમાનાની આ વાર્તા છે તેમાં વૈશાલિના નામથી પ્રસિદ્ધ હતું. જે વખતે બિમ્બિસાર શૈશુનાગ મગધમાં રાજગૃહમાં સત્તાધર હતો, તે વખતે વૈશાલિમાં ચેટક નામનો મહાજ્ઞાની નરેશ હતો. તેના રાજ્યમાં જ્યારે સામાન્ય જનમંડલ ગૃહસ્થોને યોગ્ય કર્મકાંડ કરતાં ત્યારે રાજા પોતે અને રાજકુળ તત્ત્વજ્ઞાનમાં રસ લેતાં રહ્યાં હતાં અને અનેક ઉપનિષદોમાં બતાવેલા સેશ્વર અને વેદ સિવાયનાં બીજાં નિરીશ્વર દર્શનોનો ય વિચાર કરતાં હતાં.

ચેટકરાજને પણ તેના પૂર્વજ જનકની માફક પુત્ર નહોતો પરંતુ જ્યારે જનકને ચાર પુત્રીઓ હતી ત્યારે ચેટકને સાત પુત્રીઓ હોવાનો ઉલ્લેખ છે. સાતે રૂપરૂપના અવતાર હતી. અને પાંચ તો આસપાસનાં તેજસ્વી, ગૌરવવંતાં રાજકુલોમાં પરણી રાજપટરાણીની પદવીપર સ્થિર થઇ હતી.

પરંતુ સુજ્યેષ્ઠા અને ચિલ્લણા નામની કુંવરીઓ હજી કુંવારી હતી. એ બન્નેને ક્યાં પરણાવવી તેનો રાજા ચેટક હમેશાં વિચાર કર્યા કરતો હતો. ચેટકરાજ જ્ઞાની હતો પરંતુ તેનામાં કુલાભિમાનનો બહુ મોટો દોષ હતો. કાશ્યપગોત્રીય લિચ્છવી–સંવૃજ્જા ક્ષત્રિય વંશના નવકુળનો તે વડિલ હતો અને પોતાની પુત્રીઓને પોતાનાં સમોવડિયાં કુળોમાં જ દેવાનો તે આગ્રહ ધરાવતો હતો.

પાંચ પાંચ તેજસ્વી, ઉર્જસ્વી નરેન્દ્રોનો સસરો ચેટક બાકીના બે જમાઇઓને પણ એવી જ કોટિમાંથી શોધવા પ્રયત્ન કરતો હતો. તે સ્વયંવર રચતો નહોતો, કારણ કે તેને ભય હતો કે પુત્રીઓ કોઇ હલકા કુળના રાજાને વરમાળ આરોપે.

પુત્રીઓને પરણાવવામાં ચેટકરાજ એક બીજો પણ આગ્રહ ધરાવતો હતો. જે કોઇ તેનો જમાઇ થાય તે બ્રહ્મવિદ્યા અને આત્મજ્ઞાનમાં તેની સાથે ઝીક ઝીલી શકનાર હોવો જોઇએ.

પરશુરામે ક્ષત્રિયોને સંહાર્યા પછી પાછો એવો યુગ આ વખતે હિન્દુસ્તાનમાં બેસી ચૂક્યો હતો કે જ્યારે બ્રાહ્મણોના રૂપાકાર, વિધિ-વિધાનયુકત ધર્મસામે ક્ષત્રિયોએ ફરીથી ઝુંડો ઉઠાવ્યો હતો.

વૈશાલિનું રાજ્યચક્ર મૂળ તો વેદમૂલક જ્ઞાન પ્રચારતું હતું. કપિલવસ્તુના રાજકુમાર સિદ્ધાર્થે વેદવિરૂદ્ધ નિરીશ્વર નિર્યંત્ર જ્ઞાન પ્રસારવા માંડયું હતું. પરંતુ વૈશાલિના ક્ષત્રિયકુંડગ્રામમાં લિચ્છવિ-સંવૃજજી કુળમાં મહાવીર વર્ધમાનનો ઉદય થયો. તેણે જ્ઞાનકાંડમાં ઋષભદેવજી અને પાર્શ્વનાથના જિનશાસનને પસંદ કર્યું અને વર્ધમાનની અસર વૈશાલિની આખી સંસ્કૃતિ ઉપર ખૂબ ઉંડી રીતે પડી.

ચેટક વેદાનુયાયી હતો કે વેદવિરોધી હતો તે વિષે પણ તેના જમાનામાં તર્કવિતર્ક થતા હતા. પરંતુ આ ક્ષત્રિય તત્ત્વચિન્તન યુગલક્ષણ હતું. ચેટકના પાંચે જમાઇઓ જ્ઞાનમાર્ગી હતા અને તેમના ચિન્તનને વેદની મર્યાદા હમેશાં રહેતી એમ માનવાને કશું કારણ નથી.

આચાર મર્યાદાયુકત હોય છે. વિચારની ફલાંગ તો અંજનિસુત હનુમાનની ફલાંગો કરતાં પણ અતિમર્યાદ હોય છે. કોણ કહી શકે કે આ સ્વતંત્ર ક્ષત્રિય વિચારકોના વિચારો કયા લોક અને કયી ભૂમિકા ઉપર પહોંચતાં હતાં.

એક દિવસ રાજા ચેટક મહેલના બગીચામાં ફરતો હતો. તેની સાથે તેની બન્ને પુત્રીઓ, સુજ્યેષ્ઠા અને ચિલ્લણા પણ ફરતી હતી. એક ભમરો ઉડતો ઉડતો ત્રણે જણ પાસેથી પસાર થયો. તેના ગુંજારવથી એ ત્રણેનું ધ્યાન તેના તરફ ખેંચાયું.

"સુજ્યેષ્ઠા!–ચિલ્લણા!" રાજાએ બન્નેને કહ્યું: "આ ભ્રમર તરફ નજર કરો અને તે કેવી રીતે વર્ત્તે છે તે મને કહો."

બન્નેએ ભમરાને ઉડતો, ગૂંજતો, જૂદાં જૂદાં ફુલ ઉપર બેસતો, તેના મધુકોષ ચૂસતો નિહાળ્યો.

"પિતાજી!" સુજ્યેષ્ઠાએ કહ્યું: "જેમ દત્તાત્રેય જ્યાં જ્ઞાન મળે ત્યાં ગુરુ નિર્ધારતા હતા તેમ આ ભ્રમર પણ જ્યાં મધ મળે ત્યાં પર્યટણ કરે છે."

"નહિ, પિતાજી!" નાની પણ ચાલાક ચિલ્લણાએ કહ્યું: "આપણા મિથિલાના નાગરકની માફક જેમ તે ઘેર ઘેર રાજભાગ ઉઘરાવવા જાય અને પૂરેપૂરો મળે નહિ ત્યાં સુધી બેસી રહે, તેમ જ આ ભ્રમરો ફુલે ફુલમાંથી મધ લે છે અને તેનો મધુકોષ ખાલી ન થાય ત્યાં સુધી તેને ચ્હોંટી રહે છે."

ચેટક હસ્યો. "સુજ્યેષ્ઠા!" તેણે પૂછ્યું: "તારે લગ્ન કરવાં છે?"

સુજ્યેષ્ઠાએ પિતા સન્મુખ આછું સ્મિત ફેંક્યું: "પિતાજી! જો લગ્ન બંધન હોય તો તો મારે નથી પરણવું."

"અને તારે, ચિલ્લણા?"

"પિતાજી! વત્સલતાનાં, પ્રીતિનાં, સંબંધનાં બંધનો તો હમેશ મીઠાં જ લાગે છે. હું તો, પિતાજી! પરણીશ." ચિલ્લણાએ જવાબ આપ્યો.

ચેટક ખડખડાટ હસ્યો. બન્ને પુત્રીઓના સ્વભાવનો ભેદ તે આ રીતે હમેશાં અવલોક્યાં કરતો હતો.

"બેટા સુજ્યેષ્ઠા! તારી ઇચ્છા જો કુંવારી જ રહેવાની હશે તો હું તને પરણાવીશ નહિ."

"પિતાજી! સાચે જ?"

ચેટકે તેના સામું અત્યંત વાત્સલ્ય અને માર્દવથી જોયું. "દીકરા! બ્રાહ્મણોને એ નહિ ગમે, પણ મહાવીરને એ વાત બહુ ગમશે. તેને તો પરિવ્રાજિકાઓની ઘણી જરૂર છે. પત્ની વિના યજ્ઞ ન થઇ શકે એવું બ્રાહ્મણો માનતા હોવાથી તે તો દરેક સ્ત્રીને લગ્નના બંધનમાં જોડાવાનો આદેશ કરે છે. પણ જ્ઞાનદષ્ટિએ તો યજ્ઞ એ પણ કર્મ છે અને એ હીન, હિંસામય કર્મ છે. એનું બંધન શા સારૂ કોઇએ પણ

સ્વીકારવું પડે? "જેવો પુરુષનો આત્મા તેવો જ સ્ત્રીનો આત્મા. દીકરા! તારે કુંવારૂં રહેવું હશે તો તું ખુશીથી સંઘશ્રાવિકા થજે." ચેટકે પુત્રીના મનોરથોને પ્રોત્સાહન આપવા માંડયું.

"અને હાથમાં આખો દિવસ પીચ્છી લઇને માખી મારજે; બહેન શ્રાવિકા!" ચિલ્લણાએ સુજ્યેષ્ઠાના ચાળા પાડી કહ્યું.

ચેટકે સ્હેજ આંખ ખેંચી. ચિલ્લણાની તોફાની આંખો ગંભીર થઇ. તેના વદન ઉપર ફરી વળતા ઉપહાસ્યના તરંગો દબાયા.

"હવે જાઓ, બન્ને. હું જરા વ્યવહારમાં જાઉં." રાજાએ દીકરીઓને રજા આપી. બન્ને તરત જ પોતપોતાના ખંડ તરફ જવા ચાલતાં થયાં. રાજા તે બન્નેની પાછળ થોડીવાર નિહાળી રહ્યો.

"ખરેખર મહાવીર સ્વામી હૃદયને બંધનમુક્ત તો બનાવે છે." તે બોલ્યો.

પણ થોડીવાર પછી તેને કંઇ બીજી કલ્પના આવી "એ બંધન મુકિતમાં જીવનની સ્થિરતા શી?"

"અને અત્યારના વ્યવસ્થાબદ્ધ સમાજમાં ગોટાળો, વર્ણસંકરતા અને અવ્યવસ્થા નહિ વ્યાપે?"

આજના જમાનાના પટેલો અને પિતાઓ પોતાને જે સવાલ પૂછી રહ્યા છે અને જેનો ઉકેલ થઇ શકતો નથી તે સવાલ ચેટકે પોતાને પૂછયો. આટઆટલો જ્ઞાની છતાં પણ આ ગુંચવાડાનો ઉકેલ તે ય ન કરી શકયો.

તેણે દૂરથી બન્ને છોકરીઓને જોઇ. ચિલ્લણાએ હાથ ઉગામી સુજ્યેષ્ઠાનો વાંસો ઢીબવાની તૈયારી કરી હોય તેમ તેને લાગ્યું: "આ વિજળીની સળીને કયો પુરુષ હાથ લગાડશે?" ચેટકે પોતાને સવાલ કર્યો.

---

# પ્રકરણ ૧૨ મું

## ચેટકરાજની ચિલ્લણા

ચિલ્લણા અને સુજ્યેષ્ઠા પોતાના ખંડમાં પેઠાં. બન્નેનો ખંડ એક જ હતો અને સ્વભાવના અંતર છતાં બન્ને વચ્ચે ગાઢ સ્નેહ હતો. ચિલ્લણા ખંડમાં જતાં એક હિંચકાપર બેસી ગઇ. સુજ્યેષ્ઠા એક તામ્રપત્ર લાકડાની ઘોડી ઉપર ગોઠવીને મૂક્યું હતું તેની પાસે પલોંઠી મારીને બેઠી.

"બહેનબા ! તમે પરણવાની ના કેમ પાડો છો ?" ચિલ્લણાએ બ્હેનને પૂછ્યું: "માતાજી તે દિવસ નહોતાં કહેતાં કે તમને પરણાવ્યા પહેલાં મને તે પરણાવશે નહિ ?"

"ચિલ્લણા, પરણીને આ કાયાને સાવ નકામી કરી નાંખવા કરતાં શક્તિ, બુદ્ધિ અને અવકાશનો ઉપયોગ આ લોકનાં ભૂતોના કલ્યાણમાં કરવાની છું." સુજ્યેષ્ઠાએ કહ્યું.

"પણ એ તો આ બધા પુરુષો કરે છે ને? રાજા મહારાજા, પ્રધાન મંત્રી મુનિજતિ, શેઠ શાહુકાર—આપણે એ શા માટે કરવું ?"

"પુરુષોને તો, ચિલ્લણા ! આપણા નોકર તરીકે સરજાવ્યા છે. તેના પશુબળથી કરીને એ લોકો નારીજગતને પોતાને વશ રાખે છે. તારે પુરુષવશ થવું હોય તો થજે–હું તો કદિ પણ થવાની નથી."

સુજ્યેષ્ઠાએ તામ્રપત્રમાં લખેલું વસ્તુ વાંચવા માંડયું. ચિલ્લણા થોડીવાર ખંડની છતમાં ચીતરેલ ચીતરામણ જોઇ રહી. પછી તે બોલી.

"બહેનબા ! એકવાર તમે પરણો–પછી હું પરણું–પછી તમને ન ગમતું હોય તો પરિણયમાંથી છૂટાં થઇ જજો."

સુજ્યેષ્ઠાએ તામ્રપત્ર ઉપરથી નજર વાળી. "ચિલ્લણા ! આપેલા કોલ તોડવા તેના કરતાં કોલ ન આપવા એ વધારે ઠીક નહિ ?"

"આત્માનું કલ્યાણ થતું હોય તો બ્હેનબા ! હજ્જારો કોલ, હજ્જારો બંધનો તૂટે—તેમાં શું ? આત્માથી કંઇ પણ મોટું છે ? અને વળી હું કહું છું તેમાં તો મારૂં અને તમારૂં, બન્નેનું કલ્યાણ રહેલું છે. મારૂં આ સંસારમાંનું કલ્યાણ અને તમારે આ સંસારનો થોડો અનુભવ લીધા પછી આત્માનું કલ્યાણ."

સુજ્યેષ્ઠાને હસવું આવ્યું. પણ તેનાં માતાજી તેજ વખતે ખંડમાં અંદર આવ્યાં. બન્ને બ્હેનો માને આવકાર આપવા ઉભાં થઇ ગયાં.

રાણી હંસગતિકા પડછંદ હતાં, જાજરમાન હતાં. ખંડમાં આવીને તે હીંચકે બેઠાં. તેના ગોર મુખ ઉપર રતાશ હતી. તે પાન ચાવતાં હતાં તેથી ઓઠ લાલ સુરેખ થયા હતા. આવતાં વેંત જ તેણે સુજ્યેષ્ઠાને ઉદ્દેશી કહ્યું: "સુજ્યેષ્ઠા ! કેમ, શું નક્કી કર્યું ?"

આ આગલી વાત સાથે સંબંધ ધરાવતો સવાલ આમ પૂછાશે એમ સુજ્યેષ્ઠાએ ધાર્યું નહોતું. તે જરા ગભરાઇ "શું, માતાજી ! શાનું ?" તેનાથી પૂછાઇ ગયું.

"શુ–શાનું ? આ પરણવાનું ? હું તને પરણાવ્યા વિના રહેવાની નથી ? આપણે બૈરાં–આપણે કાયા અને માયાનો, બેયનો ભો. રાજકુલને કદિ પણ કાળી ટીલી લાગે તેવું ન થાય માટે પરણવાનું સારૂં."

"સાચું, માતાજી !" ચિલ્લણા વચમાં બોલી ઉઠી.

"બા ! તમને કોઇએ બોલાવ્યાં નથી." ચેટકરાણીએ કરડાકથી ચિલ્લણાને ડારી. "નાને મ્હોંયે મોટા કોળિયા ભરો માં." ચિલ્લણા દબાઇ ગઇ. તેણે મ્હોં મચકોડયું અને ચ્હડાવ્યું. પણ વચમાં માથું મારવાનું બંધ કર્યું. મનમાં ને મનમાં તેણે પ્રાર્થના કરી "હે ભગવન્, બ્હેનબાને પરણાવજે."

રાણીજીએ બન્ને બ્હેનોને, પણ ખાસ કરીને સુજ્યેષ્ઠાને કહ્યું— "નગરમાં કોઇએક બહુ સારો ચિતારો ચ્હડી આવ્યો છે. તેની પાસે દેશપરદેશના રાજેન્દ્રોનાં ચિત્રો છે. મેં તેને મહેલમાં આ ચિત્રો બતાવવા બોલાવ્યો છે. તમે બન્નેય ત્યાં વેળાસર આવી જજો. વાર નહિ લગાડતાં."

"માતાજી! ક્યારે?" ચિલ્લણાથી રહેવાયું નહિ.

"ક્યારે તે વળી ક્યારે?" માયે ગુસ્સાથી કહ્યું: "એ ત્રણ એ ત્રણ વાડીમાં."

"ભલે, માતાજી! આવીશું." ચિલ્લણા બોલી.

"પણ તને કોણ પૂછે છે? તું આવ ન આવ તેની પણ કોને પડી છે. આ તારાં બહેનબાને સમજાવને: એ તો મ્હોંમાંથી મજ્જાલ એક અક્ષર પણ ઉચ્ચારતી નથી."

"ભલે, માતાજી!" નરમાશથી સુજ્યેષ્ઠાએ કહ્યું: "ચિત્રો જોવા તો હું જરૂર આવીશ."

"ચિત્રો જોવા તો હું જરૂર આવીશ." માતાજીએ દીકરીના ચાળા પાડયા. "જો, હું તને સાફ કહું છું—એ ચિત્રોમાંથી તારે એક ચિત્ર પસંદ કરી લેવાનું-પછી આપણે સ્વયંવર રચીએ અને તારે એ ચિત્રગત રાજાને વરમાળ પહેરાવવાની."

સુજ્યેષ્ઠાને કશો પણ જવાબ દેવાનું ઉચિત ન લાગ્યું. પણ ચિલ્લણા તાળી પાડી ઉઠી. "માતાજી! હું પણ એમ જ કરીશ-અમારા બન્નેના સ્વયંવર સાથે જ રચાય."

ચિલ્લણા વાક્ય પૂરૂં ન કરી શકી. ગુસ્સાથી લાલચોળ બનેલાં માતાજી હાથણી પેઠે મ્હાલતાં ઓરડામાંથી બહાર ચાલ્યાં ગયાં. ચિલ્લણા કિલકિલાટ કરી રહી.

"બહેનબા, બહેનબા!" તેણે કહ્યું: "આપણે બન્ને એક જ ચિત્ર પસંદ કરશું. પછી તમે છૂટાં થઇ જજો અને હું સંસાર માણીશ."

સુજ્યેષ્ઠા હવે ખરેખર કચવાણી. "ચિલ્લણા! હવે છાની રહે છે કે નહિ? તારે જે કરવું હોય તે કરજે. મને હેરાન ન કર."

બન્ને કુંવરીઓ માતાજીને ઓરડે જવા સહેજ ઠીકઠાક થવા લાગી. ચિલ્લણાએ બહારથી વડારણોને બોલાવી. તેમણે આવીને બન્નેના વાળ સરખા કર્યા. નવેસરથી ત્રિભુવનિયાં કર્યાં. આંખનાં અંજનની કપ ઝીણુવટથી જરા બહાર કાઢી, વેણીનો ગુચ્છ દૃઢ કર્યો.

પછી બન્ને માને આવાસ ગયાં. માતાજીને એક વડારણ પાનની પટ્ટી આપતી હતી. બીજી ઘુંટણિયાંભર થઇને જેના પર રાણી હંસગતિકા બેઠાં હતાં તે ગાદી તથા તેનો તકિયો સરખાં કરતી હતી. ત્રીજી વીંઝણો લઇ તે ગરમી થવાની ચેષ્ટા બતાવે કે તરત પવન ઢાળવા ઉભી રહી હતી. બાકીની વડારણો ગાદીથી થોડે દૂર ગુંચળું વળી બેઠી હતી.

થોડીવારે ચિતારાના આવી પહોંચવાનું નિવેદન આવ્યું. રાણીજીએ તેને અંદર લાવવાનું કહ્યું: અને થોડી જ વારમાં ચિતારો ચિત્રપટો લઇ અંદર આવ્યો. એ ચિત્રપટો બાજૂપર મૂકી તેણે રાણીજી તથા કુંવરીઓને ધોળ કરી: બે શંકુઓ ભેગા કર્યા હોય તેવા રૂપાના માદળિયા જેવા બબ્બે કટકાઓ તેમને બધાને માથેથી ઉતારીને પગમાં મૂકયા.

પછી ચિત્રપટો ઉંચકી એકેકને ભીંતને અઢેલીને મૂકવા લાગ્યો. નાનાં મોટાં વીસેક ચિત્રપટો હતાં.

ભારતવર્ષના તે વખતના લગભગ તમામ નરેન્દ્રોનો ચિત્રદરબાર રાણીજી હંસગતિકાના ખંડમાં ભરાયો.

ચિત્રપટો ગોઠવાઇ રહ્યા પછી તેણે હાથ જોડી રાણીજી તથા કુંવરીઓને કહ્યું: "પધારો, આગળ આવો."

એ ત્રણે આગળ આવ્યાં. તેની પાછળ વડારણો પણ આવી. પંખાવાળી વડારણ વીંઝણો ઢાળવા માંડી.

"આ સિન્ધુ—સૌવીરના–" ચિતારે શરૂઆત કરી.

"અરે એ તો કુંવરી પ્રભાવતીના પતિ–એમને જોઇને શું કરવાના હતા?" રાણીજી બોલી ઉઠયાં. ચિતારો જરા છોભીલો પડી ગયા જેવો લાગ્યો, પણ તેના મુખ ઉપર આછું સ્મિત હતું.

"જી, મહાદેવી! ભૂલ્યો, આપ જોતાં આવોને:–આ મગધનરેશના બિમ્બિસાર.—"

જેમાં આધેડ બિમ્બિસારને જુવાન કામદેવના અવતારસમો ચીતરેલો હતો એવા ચિત્રપટને આગળ ધરી ચિતારો અટકયો.

## પ્રકરણ ૧૩ મું

### ભંભાસાર–કોડામણો કામ

"એને તો બહુ જ રાણીઓ છે. ભંભાસારે રાજ્ય જ ક્યારે કર્યું છે?–પરણ્યાં જ કર્યું છે?" હંસગતિકાદેવીએ ટીકા કરી.

"માતાજી ! હોય નહિ." ચિલ્લણાએ ટહુકો કર્યો.

"ચુપ–" રાણીજીએ આંખ કાઢી. "દેશવટે હતો ત્યારથી પરણતો આવ્યો છે તે આજ દિવસ સુધી પરણ્યાં જ કર્યું છે. મને તો એવું ગમે જ નહિ."

ચિતારો જોઇ શક્યો કે બિમ્બિસારના ચિત્ર ઉપર ત્રણે જણની નજર ઠરી હતી. તેણે બીજા રાજાઓનાં ચિત્રપટો અને ફલકો બતાવવા માંડ્યાં; અને પ્રદર્શન થોડીવારમાં પૂરૂં થયું. ચિતારાએ રજા માગી.

"આ ચિત્રો વેચવાનાં છે?" રાણીજીએ પૂછ્યું.

"મહાદેવી ! આપને જોઇતાં હોય તો બધાં રાખો. જે વસ્તુની આપને ઇચ્છા થાય એ બીજાંને કઇ રીતે મળે?"

રાણીજીએ બિમ્બિસારના ચિત્રપટ સાથે બીજાં પાંચ છ ચિત્રપટો પસંદ કર્યાં અને વડારણને હુકમ કર્યો કે રાજાજીને નિવેદન કરી તેની કિમ્મત ચિતારાને અપાવે.

ચિતારો વડારણ સાથે ગયો, કુંવરીઓ માતાથી છૂટી પડી ફરીથી પોતાના ખંડમાં ગઇ.

રાજાજી પાસે જતાં જતાં ચિતારાએ વડારણ સામે જોયું. વડારણ શામળી પણ દેખાવડી અને નમણી હતી.

"મારૂં નામ કંધક" ચિતારો બોલ્યો: "રાજગૃહમાં હું મોટે હોદ્દે છું."

"તે તેમાં શું?" વડારણે હસી આંખ ચમકાવી જરા છણકો કરીને કહ્યું: "રાજ્યમાં મોટા હોદ્દા ધરાવતા તો ઘણાય પડ્યા છે."

"તમારૂં નામ શું?" કંધકે પોતાની ચાલ ધીરી પાડતાં પૂછ્યું.

"તમારે શું કામ? રાજા તમને ઇનામ આપશે એટલે તમે તમારે રસ્તે." વડારણે કહ્યું.

"અરે કામ તો ઘણું. પિયાવા કાંઠે ઉભાં હો ને પાણી જ માગવું પડ્યું. ઓળખતા હોઇયે તો કહેવાય ને કે કેસરબાઇ, જરા પાણી પાશો? તરસ્યા થયા છીએ." કંધકે હસીને કહ્યું.

"મારૂં નામ કેસર. પરણ્યાં છો?"

"રાજાજી મને પરણાવવાનો વિચાર કરે છે."

"જો એકાદ કુંવરીબા તમારા રાજાને પરણે—" વડારણે ધીમેથી કહ્યું.

"તો?–તો કેસરબાઇ!" કંધકે ચાલતા અટકી જઇને પૂછ્યું.

"ના, ના, કંઇ નહિ." કેસરને આગળ બોલતાં સંકોચ થયો. તેણે આગળ ચાલવા માંડ્યું.

પણ કંધક રસ્તો રોકી ઉભો. "ના, ના. એમ નહિ. હશે, અમારા રાજાને એકાદ કુંવરી પરણે તો શું થાય?"

"કંઇ ન થાય–એ તમારાં રાજાનાં રાણીજી થાય." હસી પડી કેસરે જવાબ આપ્યો.

"ના, ના." કંધક પગ ખોડી આગળ ચાલવાનો બધો ઇરાદો બિલકુલ બંધ કર્યો છે એવું સૂચવી બોલ્યો: "ના, ના. બીજું ઘણુંય થાય. ન કહો તો તમને મારા સમ છે–આ આવડો મોટો કંધક ફાટી પડે."

"ના રે ના, એવું શું બોલો છો? ભગવાન્ તમને સો વરસના કરે." કેસર જાણે પોતાને આઘાત પહોંચ્યો હોય તેમ બોલી: "એ તો હું એમ કહેતી હતી કે તો મને દાયજામાં તમારે ગામ તેની સાથે મોકલે." તે હસી પડી.

"ઓત્ તારી" કંધક બોલ્યો: "પણ ત્યારે એમ કરીએ તો કે આપણે દાયજો પહેલો લઇ જઇએ ને કુંવરીબાને સાથે રાખીએ."

"હાય હાય, એમ તે કેમ થાય?" કેસર ચમકીને બોલી.

"કેમ ન થાય, કેસરબા?" કંધક બોલ્યો.

"તમે નાનાં કુંવરીબાને અમારા ભંભાસાર રાજાનું ચિત્ર રોજ રોજ બતાવ્યા કરો અને રોજ એનાં વખાણ કરો. અમારે ત્યાં કુંવરીબાનું ચિત્ર છે; છે તો મોટાં કુંવરીનું પણ મને તો અમારાં રાણી-પદે નાનાં બા આવે એવું ગમે છે. હું નામબામ દીધા વિના કુંવરી-બાનાં વખાણ કરીશ. રાજાને ગમે તે એક કુંવરીબા મળશે પણ ગમે તે મળે, તમારે તેના દાયજામાં બંધાવું. છે વિચાર."

"કોલ." કેસરે કહ્યુ.

"ત્યારે આપણા પણ કોલ." કંધકે કેસરના કોમળ હાથ પોતાના હાથમાં લઇ કહ્યું.

"છેટા, છેટા—હજી દાયજામાં બંધાઉં તો ખરી. આવડા ઉતાવળા શેના થાઓ છો?" કંધકે હાથ છોડી દીધો. બંને રાજાજીના ખંડ તરફ જવા માંડ્યાં.

ચેટકરાજ સાયંસંધ્યા કરવા તૈયાર થતા હતા. કેસરે મહારાજનાં દુઃખડાં લઇ કહ્યું: "મહારાજ! આ ચિતારો છે. દેવીએ કહાવ્યું છે કે મેં મારા આવાસ માટે અને મહારાજના નયનાભિરામ માટે તેનાં છ ચિત્રપટો મૂલવ્યાં છે. આપ એને યોગ્ય મૂલ્ય આપવાનો હુકમ કરશો."

રાજા ઉતાવળમાં હતો. તેણે કંચુકીને કહ્યું: "જા તેને કોષાધ્યક્ષ પાસે લઇ જા. મૂલ્ય ઠરાવી તેને આપી દે અને મારી મુદ્રા કરાવી લે."

તે ચિતારાને પૂછવાનું ભૂલી ગયો કે કોનાં અગર શાનાં ચિત્રપટો તેણે રાણીજીને આપ્યાં હતાં. કંધક કંચુકીની પાછળ ચાલ્યો અને કેસર રાણીજીના મહેલ તરફ પાછી વળી.

રાતે સુવાટાણે, સુજ્યેષ્ઠા અને ચિલ્લણા, બંને બહેનો પલંગમાં પડી પડી વાતો કરવા લાગી.

"બહેન બા! એને માતાજી ભંભાસાર શા માટે કહે છે?" ચિલ્લણાએ સુજ્યેષ્ઠાને પૂછ્યું: "એનું નામ તો બિમ્બિસાર છે."

"અલિ ! ચિત્રની જ વાત સૂઝે છે કે કશા બીજાની ?" મોટી બ્હેને જરા કચવાઇને પૂછ્યું: "પિતાજીના, બ્હેનોના, બીજા ઘણા ય ખબરો તો પૂછવાના છે. તે પૂછને ?"

"પૂછીશ, પણ આ તો કહો." ચિલ્લણાએ આજીજી કરી.

"ખબર નથી."

"જૂઠું ! બ્હેન બા ! તમે જૂઠું બોલતાં તો શીખ્યાં. હવે તમે નક્કી પરણવાનાં." ચિલ્લણા તાળી પાડી ઉઠી.

"એ રાજા દેશવટે હતો ને ત્યારે ભંભો વગાડતો'તો." સુજ્યેષ્ઠાએ નાની બ્હેનથી વાજ આવીને કહ્યું. વાત સાચી હતી. જે વખતે વેન્નાતતમાં બિમ્બિસાર ગોપાલ નામ ધારણ કરીને સુનન્દાના પિતાને ત્યાં નોકરી કરતો હતો ત્યારે તેને ભંભો, વાંસની વાંસળી વગાડવાનો અત્યંત શોખ હતો અને તે વખતથી તેનું ભંભાસાર નામ પડયું હતું. તેને તિરસ્કારમાં અગર મરડમાં લોકો હજી પણ ભંભાસાર કહેતા હતા.

"બ્હેન બા ! તમે એને જ પરણજો."

"અલિ ! છાની રહે છે કે નહિ ?" સુજ્યેષ્ઠા અકળાઇને બોલી "કે, જીભ ખેંચી કાઢું ?"

"બા ! મને બોલાવી ?" કહેતી કહેતી કેસર અંદર આવી. "માતાજીએ મને આપને ઓરડે મૂકી છે." મેં વાતવાતમાં કહ્યું: "બા ! મગધરાજ તો કોડામણા કામદેવ સરીખડા છે. મને શી ખબર કે એ ગુસ્સે થશે, હું તો જાણતી હતી કે તેથી તે રાજી થશે. પણ તે તો ઉલટાં ગુસ્સે થયાં અને મને કહે; "અલિ ચીબાવલી ! બહુ બોલી ! કાંઇ જીભ બહુ છૂટી થઇ છે. જા, ખસ. અત્યારે જ કુંવરીઓના આવાસમાં જા અને હું પાછી ન બોલાવું ત્યાં સુધી મારી નજરે ફરકીશ નહિ." "

"પારકા પુરુષનાં રૂપવર્ણન કરવાનું કંઇ કામ ?" સુજ્યેષ્ઠાએ તેને પૂછ્યું.

પણ ચિલ્લણાએ કહ્યું: "કેસર ! કહે કહે–તેં શું કહ્યું ? અલિ !–કહે તો ખરી ?"

"નથી કહેવું." સુજ્યેષ્ટા ગુસ્સે થઇને બોલી: "તને, પણ, ચિલ્લણા! કંઇ ભાનબાન છે કે?"

"તેમાં શું, બ્હેન બા? તમે તેને ન પરણો તો મને તમારે બદલે તેની સાથે પરણાવજો. અલિ કેસર! કહે તો ખરી તેં માતાજીને શું કહ્યું?"

---

## પ્રકરણ ૧૪ મું

## નૈવેદ્ય કરીએ તો

બિમ્બિસાર રાજા કંધકની સાથે ક્ષેમાદેવીને ઓરડે પહોંચ્યો ત્યારે તેણે જોયું કે ક્ષેમાએ ગયાજીના વટવૃક્ષ નીચે શાક્યમુનિની પ્રવચન કરતી મૂર્તિ એક ફલક ઉપર ચીતરી હતી અને તેની સમક્ષ પદ્માસન વાળી તે કાષ્ઠવત્ સમાધિસ્થ થઇને બેઠી હતી. કંધક બહાર ઉભો રહ્યો અને રાજા અંદર ગયો, પણ ક્ષેમાએ આંખ ઉઘાડી નહિ તેમજ પતિદેવતા અને રાજા આવાસમાં આવ્યો છે તે ગણકાર્યું નહિ.

ખરેખર જ ક્ષેમા સમાધિસ્થ હતી. તેનો જડદેહ જ એ પિંડનો અંતેવાસી હતો. તેનો આત્મા ચિત્રપટલીન થઇ તે રસ્તે ભગવાન્ ગૌતમ શાક્યમુનિ પાસે ગયાજીમાં ચાલ્યો ગયો હતો.

રાજા ઘણીવાર ત્યાં ઉભો રહ્યો, પણ ક્ષેમાની સમાધ ન છૂટી તે ન જ છૂટી.

અંત કંટાળીને રાજા બહાર નીકળ્યો. કંધક ત્યાં બહાર જ ઉભો હતો. "મહારાજ! ભાણું વાટ જોઇ રહ્યું છે." તેણે કહ્યું.

"કહેવડાવો કે આજે નથી જમવું." રાજાએ ટુંકો જ જવાબ દીધો.

"શયનાગાર—" રાજાએ કહ્યું. કંધક રાજાજીની પાછળ રહ્યો અને ચોપદારો શયનાગાર તરફ ચાલ્યા. ચોપદારો રાજાને તેમાં પ્રવેશાવી છૂટા

થયા. શયનાગારના હજામે રાજાને અંદર લીધા પછી કંધક બહાર ખડે પગે ઉભો રહ્યો.

રાજાએ વસ્ત્ર બદલ્યાં; અલંકારો ઉતાર્યા, માથે તથા પગે તેલ ઘસાવ્યાં અને શરીર ચંપાવ્યું. પણ તેને નિંદર ન આવી. દિલ ચાંપતાં ચાંપતાં હજામને પણ ઝોલાં આવવા માંડયાં.

અંતે રાજાએ હજામને કહ્યું: "જો, તો, બહાર કંધક ઉભો છે?"

હજામે બહાર ડોકિયું કર્યું. ત્યાં કંધક અને બંધક બંને ઉભા હતા. તે પાછો અંદર ગયો. "મહારાજ! કંધક તથા બંધક બંને બહાર ઉભા છે."

"બંનેને બોલાવ."

એ બંને અંદર આવ્યા. તેમને અંદર મૂકીને હજામ આઘોપાછો થઇ ગયો.

"બાપુ!" કંધકે અંદર આવતાં જ હાથ જોડીને કહ્યું: "કેમ આજ કાંઇ આંખ મળતી નથી. વારાંગનાઓને બોલાવું?"

બિમ્બિસારે નિઃસાસો મૂકયો.

"બાપુ! આ કાળજાં લોઢાના પટારા છે હોં. તેમાં મૂકયું ધન પાછું નીકળે નહિ." કંધકે કહ્યું.

બિમ્બિસારે તે છતાં પણ તેને કશી આજ્ઞા ન કરી. કંધકે બંધકને જાણે કે નિદ્રાવશ રાજાને જગાડવા ન માગતો હોય અને છતાં વાત કરવા માગતો હોય તેમ કહ્યું: "બંધક! બાપુને તો આજ સ્વપ્નાં આવતાં હશે, સ્વપ્નાં."

બંધકે પૂછ્યું: "કોનાં?"

"ઓલી વૈશાલિની કુંવરીનાં. હું તો ચિતરમાં એને જોઇ ત્યારથી એના જ વિચાર કરૂં છું. કુંવરીબા તો મગધનાં પટ્ટમહિષી થવા સરજાયાં છે."

રાજાને લાગ્યું કે હવે તે કંધકને નહિ બોલાવે તો તે કંઇ કંઇ વિચિત્ર સંભળાવશે. તેણે કહ્યું: "કંધક! આપણા રંગમહેલમાં એ ચિત્રપટ આવ્યું કે?"

"બાપુ!" કંધક બોલ્યો: "આવ્યું જ હશે ને? આજ્ઞા હોય તો ભાળ કાઢું અને અહિં લઇ આવું."

"બંધકને મોકલ." રાજાએ જવાબ આપ્યો. બંધક ઉપડયો. શય્યાગારમાં રાજા તથા કંધક બંને એકલા રહ્યા. થોડી વાર બેમાંથી કોઇ પણ બોલ્યું નહિ. પછી રાજાએ કહ્યું: "કંધક! કુંવરીનું ચિત્રપટ આપણે ત્યાં છે ખરૂં?"

"હા, બાપુ!—" કંધક અટકયો.

"કેમ અટકયો? કહી દે કહેવું હોય તે?" રાજાએ તેને ઉત્તેજન આપ્યું,

"બાપુ! ગુસ્સે નહિ થાઓ?" કંધકે દીનતાનો, ભીરૂતાનો ડોળ કર્યો.

"તું જલદી બોલી નાંખ તો ઠીક, કંધક?" રાજાએ અવાજમાં આર્જવભરી આ પ્રગલ્ભ નોકરને કહ્યું.

"બાપુ! આપણા રંગમહેલમાં એની છબી તો એના રંગમહેલમાં બાપુની છબી શા સારૂ નહિ?"

બિમ્બિસારને હસવું આવ્યું. "સાચું, કંધક! પણ ત્યાં તે કોણ પહોંચાડે?"

"બાપુ! છબી તૈયાર છે? જો તૈયાર હોય તો પહોંચાડવાનું હું માથે લઉં."

"ખરેખર કંધક?"

"બાપુ એમાં પૂછવું હોય?"

"છબી તૈયાર કરાવીએ. બીજું શું જોઇએ?"

"બાપુ! આપની બહુ જ સરસ છબી. અને બીજા પાંચપચીસ રાજાઓની એવી એવીજ."

"બસ, કરાવીએ. તું સવારે તારા ભાણેજ પાસે જજે."

કંધકે ધ્યાનથી હુકમ સાંભળવા માંડયો.

"તેને કહીએ કે ચિતારા વસુબંધુને મારી પાસે મોકલે."

"જી ! વસુબંધુને આપની પાસે મોકલે."

"બસ ત્રણ દિવસમાં તારે જોઇએ તે તૈયાર. તું વૈશાલિ જવાની તૈયારી કર; સમજ્યો ?"

"બાપુ !"

"મ્હેલમાં છેક છબી પ્રવેશાવીશ ને ?" રાજાએ પૂછ્યું.

"બાપુ ! મ્હેલમાં જ, બસ ? એના મનમંદિરમાં પણ પધરાવી આવીશ ને."

"અરે વાહ રે, કંધક ! કંધકબંધક જેવા નોકરો તો ભગવાન વિષ્ણુના જયવિજય પણ નહીં હોય."

કંધકે મસ્તક નમાવ્યું.

"જો જે હો. ચેટકરાજ બહુ તીખા છે." રાજાએ ફરી શરૂ કર્યું.

"બાપુ ! આ કંધક ગોળ પેઠે મરચામાં ભળી જાય છે."

"પકડાઇશ અગર વાત બહાર પડી જશે તો મગધ અને વૈશાલિને લડાઇ થશે હો !"

"બાપુ ! ચેટકરાજ પકડાશે કે હણાશે તો કુંવરીબા સાથે વૈશાલીની ધરતી પણ આપની થશે ને ?"

બહાર બંધકનાં પગલાં સંભળાયાં. રાજાએ તથા કંધકે વાત બંધ કરી. થોડી વારે બંધક ચિત્રપટ સાથે અંદર આવ્યો. તેણે ચિત્રપટ રાજાના હાથમાં આપ્યુ.

રાજાએ એ ચિત્રને પોતાના હાથવતી પોતાના ખોળામાં ટેકવ્યું, અને ચિત્રગત સુંદરીને ધારી ધારીને, અંગેઅંગ નિહાળી. કંધક અને બંધક રાજાની ચેષ્ટાને નીહાળતા છતાં પણ જાણે કાંઇ જોતા જ ન હોય તેમ ઉભા રહ્યા.

"કંધક !" રાજાએ ચિત્રને નીહાળતાં નીહાળતાં જાણે સંતોષ થતો જ ન હોય તેમ હજી પણ નીહાળતાં કહ્યું.

"જી, બાપુ !"

"શય્યાગત ચિત્રથી શું વળે ?" રાજા બોલ્યો.

"બાપુ ! દેવતાઓ બધાં સારાં વાનાં કરશે." કંધકે કહ્યું.

રાજાએ ચિત્ર મૂકી દીધું, અને કંધક સામે જોયું.

"કંધક !" રાજાએ ફરીથી કહ્યું.

"જી, બાપુ"નો આવશ્યક પડઘો પડયો.

"દેવતાઓ સારાં વાનાં કરે છે ખરા ?"

"હા ! બાપુ ! આ બંધકના ઘરમાં રોજ રોગચાળો દેખાતો તે બાપુ ! એણે અવલોકિતેશ્વરની માનતા માની કે, હે દેવતા ! મારી પાસે રાક્ષસનું માથું તો નથી પણ પાકા પત્તકાળાનું નૈવેદ કરીશ. તે, બાપુ ! બધો ય રોગચાળો, વાયુ, કફ, પિત્ત, બધુંય ચાલ્યું ગયું ને એના ઘરમાં બધાં ય ધડકાધીંઆં ધીંગાં થઇ ગયાં. બાપુ ! દેવતા એટલે શું ? જાગતી જ્યોત ?"

"ત્યારે આપણે નૈવેદ કરીએ તો આ સુંદરી શય્યાગત થાય ?" રાજાએ પૂછ્યું.

"એમાં કાંઇ સંદેહ છે બાપુ ?" કંધકે ધીમેથી જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૧૫ મું

### બ્રાહ્મણસમુદાય

કંધક સવારમાં અભયકુમારને ત્યાં હાજર થયો. કુંવર પ્રધાન પિતાજીની આજ્ઞા પ્રમાણે યજ્ઞમુહૂર્ત જોવડાવવાની ધમાલમાં પડયો હતો. કંધકને જોઇ તે ખુશી થયો હોય એમ લાગ્યું.

"આવો, આવો, મામા !" પ્રધાને કહ્યું "આજ તો વહેલા વહેલા ?"

"હા, ભાણુભા !" કંધકે હાથ જોડી જવાબ આપ્યો. "બાપુ કહે કે જરા તમારા ભાણેજને ત્યાં જઇ આવો અને–"

"અને–?"

"અને એમને કહો કે વસુબંધુ ચિતારાને મોકલે. ભાણુભા ! બાપુનું મન હમણાં થર નથી."

"તે, મામા ! વસુબંધુ સ્થિર કરવાનો છે ?" મૂછમાં હસી અભયકુમારે પૂછયું: "ક્ષેમાદેવી જ બાપુનું મન સ્થિર કરે; બીજું કોઇ ન કરી શકે."

"ભાણુભા ! વસુબન્ધુ બધું થર પાડશે. જરા આવડતસર કામ કરવા કહેજો ને." કંધકે કહ્યું.

"મામા ! બેસો–હમણાં જ વસુબંધુને બોલાવી મંગાવું છું." અભયકુમારે ચિતારાને બોલાવવા માણસ મોકલ્યો અને રાહ જોતા જોશીજીને ઉદ્દેશી કહ્યું: "જોશીરાજ ! પિતાજી, મહારાજ બિમ્બિસાર મગધનરેશનો સંકલ્પ યજ્ઞ કરવાનો થયો છે. આપ મુહૂર્ત કાઢો."

"બહુ સારો સંકલ્પ થયો છે, કુંવર !" બ્રાહ્મણ જોશીએ કહ્યું: પ્રજામાંથી કર્મકાંડ તથા હોમહવન ઓછાં થઇ જતાં તેનો ધંધોધાપો અને આજીવિકા ઓછાં થઇ ગયાં હતાં. રાજાએ યજ્ઞ કરવા સંકલ્પ કર્યો છે એ સમાચાર જ અતિ શુભ હતા. 'યથા રાજા તથા પ્રજા.' રાજાનો મારગ એ પ્રજાનો. જો રાજા એક યજ્ઞ કરે તો તેની પાછળ સો ગૃહસ્થો યજ્ઞ કરવા તૈયાર થાય. જોશીપુરોહિતોના બજારમાં તો તેજી આવે. જોશી મહારાજે આ તેજીના આંકફરક અને ધારણા કાઢી લીધાં અને કહ્યું: "બહુ સારો સંકલ્પ થયો છે, કુંવર !"

"ત્યારે ગણેશપૂજન, વૃદ્ધિશ્રાદ્ધ વગેરેનાં સાંવત્સર મુહૂર્ત કાઢી મુહૂર્તપત્રિકા આપો એટલે મહારાજા મગધનરેશને બતાવું."

"ભલે, મંત્રીવર ! કાલે સવારે રાજમહેલમાં મંડળ પૂરાવજો અને મુહૂર્તપત્રિકાને વધાવજો. લ્યો. દીર્ઘાયુર્ભવ, લક્ષ્મીવાન્, આયુષ્માન્" કહી જોશીજી જવા ઉઠયા.

"ભાણુભા, હવન કરાવશો ?" કંધકે પૂછયું.

"મામા ! પિતાજીની આજ્ઞા છે ને ? એ ન ફરે તો યજ્ઞ તો થવાનો." અભયકુમારે કંધકના સાદા દેખાતા સવાલનો સાદો જવાબ આપ્યો.

કંધક વધારે પૂછવા જતો હતો તેટલામાં વસુબન્ધુ ચિતારો આવ્યો. અને પ્રધાનકુમારને નમન કરી ઉભો રહ્યો.

"વસુબન્ધુ !" અભયકુમારે તેને કહ્યું: "મહારાજ મગધનરેશ તમને યાદ કરે છે. કામની સોંપણુ થાય તો મહારાજને પ્રસન્ન કરજે. બહાર મહારાજ ઉજળા દેખાય તેવું કામ કરજે."

"આ કહેવાનું રહે છે, મહારાજ ?" વસુબન્ધુએ પૂછ્યું.

"હા, તમે કવિઓ, ચિતારાઓ વગેરે ગાંડા. તમને વ્યવહાર સૂઝે નહિ અને પાછા પડો ત્યારે રાજમંત્રીઓની નિન્દા કરો. માટે ચેતવું છું."

"ફરી કહો મહારાજ !"

"મહારાજ જે કામ સોંપે તે એવી રીતે કરજે કે તેમાં મહારાજ જ સર્વશ્રેષ્ઠ દેખાય. મામા ! આ વસુબન્ધુ. લઇ જાઓ સામે પિતાજી પાસે.

"પધારો ભા." કહી કંધક આગળ થયો.

વસુબન્ધુ અને કંધક મહેલ પાસે આવ્યા તો ત્યાં દેવદત્ત અને નગરના તથા પાસેના તપોવનના બ્રાહ્મણો ટોળે વળ્યા હતા. રાજા બિમ્બિસાર મહેલની અટારીએ ઉભો હતો અને આખો બ્રાહ્મણસમુદાય સ્વસ્તિવાચન બોલતો હતો.

તેના ઉપર નજર નાંખીને કંધક પડખેની બારીમાંથી વસુબન્ધુને રાજમહેલમાં લઇ ગયો અને રાજા ઉભો હતો ત્યાં તેની પાછળ પણ જરાક જગ્યા બદલે કે મ્હોં ફેરવે તો નજરે પડે તેવી રીતે ઉભો રહ્યો.

બ્રાહ્મણો સ્વસ્તિવાચનના મંત્રો બોલતા ગયા તેમ બિમ્બિસારને કંટાળો આવતો ગયો. તેણે જરાક મ્હોં ફેરવ્યું એટલે તેની નજરે કંધક તથા વસુબન્ધુ પડયા. બ્રાહ્મણસમુદાયને દક્ષિણા આપવાનું ફરમાવી રાજા અટારીમાંથી ખસી ગયો અને કંધકને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. કંધક વસુબન્ધુને લઇ રાજાની પાછળ ચાલ્યો.

રાજા ખસી ગયો તે જોઇને બ્રાહ્મણસમુદાયે પણ મંત્રો ફુંકાવ્યા અને અન્નમુષ્ટિ મેળવવા તરફ લક્ષ દોડાવ્યું. દેવદત્તે શૈશુનાગોની જય બોલાવી અને શાક્યમુનિ તથા મહાવીર વર્ધમાન ઉપર બેચાર પ્રહારો કર્યા. રાજા તે કશા તરફ લક્ષ આપ્યા વિના કંધક તથા વસુબન્ધુને લઇને પોતાના ખંડમાં ગયો.

"વસુબંધુ ! ચિત્રો ચીતરતાં આવડે છે ખરૂં ?" રાજાએ ચિતારાને પૂછ્યું.

"મહારાજ !" વસુબંધુએ જવાબ આપ્યો.

"મારૂં ચિત્ર ચિતરતાં આવડશે ?" બિમ્બિસારે ફરી પૂછ્યું.

"મહારાજ !" ફરી જવાબ આવ્યો.

"હું કેવો છું ?" રાજાએ સવાલ કર્યો.

"મહારાજ ! આપ ચિરયુવાન કોટિકંદર્પ જેવા છો." ચિતારાએ કહ્યું.

"અને અન્ય કેવા છે ?"

"મહારાજ ! વાત ન કરો. જાણે જીવતા કાળભૈરવ."

રાજા હસ્યો. "જા, વસુબંધુ ! ત્રણ દિવસમાં નાના મોટા બને તેટલા રાજાઓનાં અને એક મારૂં, એમ ચિત્રો ચીતરી લાવ. બદલા માટે મંત્રીજીને હું કહેવડાવું છું. ઉપસ્કર માટે પણ એજ બંદોબસ્ત કરશે."

વસુબંધુએ રજા લીધી.

"કંધક ! મારા ચિત્રનો પ્રવેશ ચેટકરાજના અંતર્ગૃહમાં કરાવવાનું કામ તારૂં."

"બાપુ ! એ કીધું હોય ? એ તો અમારૂં કામ જ હોયને. મહારાજ ત્યાં દાખલ થયા જ સમજોને." આ વિચક્ષણ રાજસેવકે કહ્યું.

"એટલેથી બસ નથી. ચિત્રો પ્રવેશે ન પ્રવેશે તેથી કંઇ દહાડો વળ્યો ન કહેવાય."

"ના, બાપુ ! ના. આ હું પાછો આવું એટલે નાંખો માગું, સ્વયંવર કે પછી હરણ, જાણે અર્જુને સુભદ્રાને ઉપાડયાં."

"વાહ, કંધક! વાહ, જો એમ કરે તો પાટલનો તું ગરાસિયો."

"બાપુ! અમે બેય–હું અને બંધક. અમે એકબીજાથી એકલાં કાંઇ લેતા નથી."

"તમે બેય."

"બાપુ!"

"બોલ, કંધક!"

"ચેટકરાજને ત્યાં ચોરી કરવા થોડું સોનુંરૂપું ને ત્રાંબું જોશે."

"કેમ?"

બાપુ! વડારણ પાસે વખાણ કરાવવા, બંદીજન પાસે ગાન ગવડાવવા, બ્રાહ્મણો પાસે કવિતા કરાવવા, દોઢીનાં ભોગળ ભંગાવવા, તુરંગના તંગ તોડાવવા. બાપુ! કેમનો ક્યાંહિ આરો છે?"

"ત્યારે લઇ જા."

"ના, બાપુ! એમ નહિ. પા પા અડધા અડધા ગદિયાણાના કોડી જેવા કટકા કરાવો. ને ભાણુભાને કહીને ઉપર નીચે તેમાં વરસ ને રાજની મહોર મરાવો. કોક જૂએ તો જાણે આ મગધરાજના સોનૈયા-રૂપૈયાએ આ વરસમાં ચેટકરાજની ચતુર કન્યાની ચોરી કરી."

"એલા કંધક!" રાજાએ અત્યંત પ્રસન્નતાથી કહ્યું. "તું પણ એક નંગ છો હો."

"બાપુ!"

"આ અનાજની મુઠી અને જમીન આપી આપીને દમ નીકળી ગયો. જા કુંવર અભયકુમાર પાસે વાત મૂક."

---

## પ્રકરણ ૧૬ મું

## દેહને લઇ જાઓ

આ યાજીનાં શાંત પારલૌકિક અનેક તત્ત્વોથી ભરપૂર તપોવનોમાં સાગના ઝાડ નીચેની પર્ણકુટીમાં ભગવાન્ સિદ્ધાર્થ એક મૃગાજિન પર પોઢ્યા હતા. પાસે જ તેના બે પ્રિય શિષ્યો, નંદ અને આનંદનાં કલેવરો ગોમયથી લીંપેલી ભૂમિ ઉપર પડયાં હતાં.

નંદ એકદમ જાગી બેઠો થયો. ભગવાન્ ગૌતમે જરા પણ હાલ્યા ચાલ્યા વિના નયન માત્ર ઉઘાડીને નંદને પૂછ્યું, "કેમ ?"

"ગુરો ! ક્ષેમા ચિંતાગ્રસ્ત અને સંશયગ્રસ્ત છે. પ્રકાશ શોધે છે."

"તું અને આનંદ, બંને જાઓ અને એને છાયાશરીર સાથે લઇ આવો. કલેવર તો રાજગૃહમાં જ ભલે રહ્યું." ગૌતમ ભગવાને કહ્યું.

નંદે પોતાના કલેવરને પાછું સુવાડયું. તેના અને આનંદના કલેવરમાંથી પ્રકાશી શલાકાઓ ઉદ્ભવી રાજગૃહ તરફ ચાલી. થોડી જ ક્ષણમાં ક્ષેમાની ભૂરી લીલી, આસમાની છાયાશરીર શલાકા સાથે તેઓ પાછા આવ્યા.

નંદઆનંદે પોતપોતાનાં કલેવરોને ઉભાં કર્યાં. ભગવાન્ ગૌતમે ક્ષેમાના છાયાશરીરને પ્રણિધાનથી પાર્થિવાકાર આપ્યો. એ દેહસંગત ક્ષેમાએ ગુરૂને વંદન કર્યું.

"કેમ, બેટા !" દિશાઓને અજવાળતા સ્મિતસહિત ભગવાન સિદ્ધાર્થે ક્ષેમાને આશીર્વાદ આપતી મુદ્રા બતાવી પૂછ્યું.

'ગુરો, ભગવન્! હું બિમ્બિસારપત્ની કે હું ક્ષેમા ?" રાણીએ પોતાને વ્યાકુળ બનાવી રહેલો મહાપ્રશ્ન પૂછ્યો.

સિદ્ધાર્થકુમારે તેનો જવાબ ન આપતાં સામો સવાલ કર્યો. "ક્ષેમાદેવી ! એ કોઇ શું કહે ? તમને શું લાગે છે ?"

"ખબર જ પડતી નથી, ગુરો !" ક્ષેમાએ સાચી વાત કહી. "હું પત્ની તો ખરી; મેં સપ્તપદીની પ્રતિજ્ઞાઓ તો લીધી છે. પણ એ

પ્રતિજ્ઞાનાં બંધનો હવે મને સ્વાર્થ, લોભ અને પ્રપંચમાં બાંધી રાખે છે. ભગવાન્ ! આ બંધનોમાંથી છુટકારો નથી જ ?"

ક્ષેમા રડી પડી. ભગવાન્ ગૌતમનાં ચરણોમાં તેણે માથું ઢાળ્યું અને એ ચરણો ક્ષેમાનાં આંસુની ધારાથી સિંચાવા માંડયાં.

આનંદ, નંદ અને શાક્યમુનિ ત્રણે નિશ્ચલ બેઠા રહ્યા.

થોડી વારે ક્ષેમા સ્થિર થઇ. તેનાં આંસુ સુકાયાં. તેના આત્માનો વિષાદ હેઠો બેઠો. પરંતુ તેણે શાક્યમુનિનાં ચરણોમાંથી પોતાનું મસ્તક લઇ લીધું નહિ.

હવે ભગવાન્ સિદ્ધાર્થે તેના બ્રહ્મરંધ્ર ઉપર પોતાનો જમણો હાથ મૂક્યો. એ હાથ મૂકતાંની સાથે જ ક્ષેમાનાં પ્રજ્ઞાચક્ષુ ઉઘડયાં. તેણે વિષય-લાલસા અને મહત્ત્વાકાંક્ષાથી શ્યામ, રોહિત અને લીલારંગથી ભરેલું બિમ્બિસારનું છાયાશરીર જોયું. એ શરીર જોતાં જ તેને ઘૃણા વછૂટી.

તેણે તેના ઉપરથી નજર ફેરવી લીધી. દૂર વિષયભાવ પ્રીતિ, ભોગવિષયની લોલુપતાથી રંગાયેલી દેહસુંદર ચિલ્લણા તેની નજરે પડી. તેની અને બિમ્બિસાર વચ્ચે એક પ્રકાશસૂત્ર લંબાવા માંડયું હતું તે પણ ક્ષેમાએ જોયું. આ સૂત્ર ઘડીમાં અદશ્ય થતું; ઘડીમાં આછા પ્રકાશના ઓળાની સળી જેવું દેખાતું હતું.

તે બોલી "ભગવન્ ! મારૂં પત્નીત્વ એ મારા તેમજ મહારાજના જીવનને આવશ્યક જ હોય એમ તો દેખાતું નથી. હું નહિ હોઉં તો તેને માટે બીજી તૈયાર જ છે. હું તેની જીવનભાગિની તો નથી જ. તેનું શય્યાભાગી આ કલેવર તેને બીજું તેનાથી સુંદર કલેવર મળશે એટલે તેનાથી ભૂલાઇ જશે."

નંદ અને આનંદ, શાંત, સ્થિર અને અબોલ બેસી રહ્યા. ભગવાન્ શાક્યમુનિએ બે હાથે ક્ષેમાને પોતાનાં ચરણોમાંથી ઉઠાડી, અને બેઠી કરી. "દીકરા ! આ તરફ જો." તેણે ક્ષેમાને આજ્ઞા કરી.

ગૌતમ ભગવાને જે તરફ તર્જની ચીંધી હતી તે તરફ ક્ષેમાએ નજર કરી. તેણે ટોળે વળતી, ખદબદતી માનવતા જોઇ. અનેક આવેશો, લાલસાઓ અને રંગરાગોના ભયંકર વર્ણ ખીચડાવાળાં છાયાશરીરો જોયાં. અજ્ઞાનના અંધકારના ગર્ભમાં ગોથાં ખાતા અનેક માનવસમુદાયો જોયા.

માટીના દેહમાં ગોબા, માંસમજ્જામાં અનારોગ્ય, વસ્તુમાં મેલ પણ તેની નજરે પડયા. જેમ જીવડા વલવલે તેમ માનવતા વલવલતી હતી. જેમ કરોળિયો પોતાની આસપાસ જ જાળાં ગૂંથે છે અને એ જાળાંથી છૂટો થતો નથી તેમ અનેક ખ્યાલો, અનેક રૂઢિઓ, અનેક ધર્મભ્રમણાઓના બંધનની જંજીર ઉપર જંજીર પોતાના દેહ ઉપર અને સમૂહ ઉપર જકડતી માનવ પ્રવૃત્તિઓ જોઇ.

તેણે વધારે ઝીણવટથી નજર કરી. સોનેરી આસમાની રંગનાં અનેક છાયાશરીરો આ અંધકાર, વર્ણખીચડામાંથી અળગાં તરી પ્રકાશકિરણથી અંધારું ભેદવા મથતાં હતાં, અનેક જંજીરોની મડાગાંઠ છોડવા—તોડવા મથતાં હતાં.

ક્ષેમાએ ભગવાન્ શાકય મુનિનાં વદન સામે નજર કરી. તેના વદનમંડળમાંથી કોઇ અપૂર્વ શીતળ તેજ:સ્રોત વહેતો હતો અને ક્ષેમાને ન્હવરાવી રહેતો હતો.

"ક્ષેમા ! આ વલવલતો કૃમિસમુદાય—તને કોઇ લાગે છે ?"

"ભગવન્ ! હું તેની દાસી થવા ઇચ્છું છું. એ કૃમિસમુદાયના સતત શ્રમથાકયાં ચરણો તળાસવા માગું છું. એ મલિન વસ્તુને આપે શીખવ્યા કોઇ કિમિયાથી સાફ કરવા ઇચ્છું છું."

"જરા તેના પર ફરી નજર કર." ભગવાને આજ્ઞા કરી.

ક્ષેમાની નજર એ આસ્માની સોનેરી છાયાશરીરો ઉપર પડી. તેણે તેમાં નંદ તથા આનંદને ઓળખ્યા. બીજાં અનેકને તેણે પારખ્યાં. એ બધાં એ પામર લાગતા માનવસમુદાયના સેવકો હતાં. તે સમુ-

દાયના ભીતરમાં પ્રકાશ પ્રકટાવી તે ચોપાસનો અંધકાર ફેડવા એ બધાં છાયાશરીરો પ્રયાસ કરતાં હતાં.

તેની નજર હવે પોતાના જ ઉપર પડી. તે આ માનવસમુદાયના સેવકદળમાં જોડાવામાં હજી શા માટે વિલંબ કરતી હતી? તેણે પોતાનામાં અશ્રદ્ધા જોઈ, ભીરુતા દેખી. તે શરમાણી, તેણે નયન બંધ કરી દીધાં. ગુરુચરણમાં ફરીથી ક્ષેમાનું મસ્તક ઢળી પડયું.

તે ઢળતાંની સાથે સિદ્ધાર્થવદનમંડળમાંથી પ્રકાશધોધ નીકળ્યો અને ક્ષેમાને તે પોતાનામાં ન્હવડાવતો તેની આસપાસ ગૂંચળાં વળવા માંડયો.

તે તેજોંબાર શાંત થતાં શાકય મુનિએ કહ્યું: "નંદ! આનંદ! જાઓ. ક્ષેમાને પહોંચાડી આવો."

બન્ને ઉઠયા. ક્ષેમાને તત્કાળ રચી આપેલું કલેવર વાયુમાં લીન થયું. તેનું છાયાશરીર પ્રકાશશલાકા જેવું નંદઆનંદ સાથે અંતરિક્ષમાં અલોપ થયું.

બિમ્બિસાર રાજા કંધક વસુબંધુથી પરવારી ક્ષેમાના ખંડમાં પ્રવેશ કરતો હતો તે વખતે ક્ષેમા સમાધિમાંથી જાગૃત થતી હતી.

તેના હૃદયમાં શાંતિ હતી. તેની બુદ્ધિમાં નિર્ણય હતો.

"આવો, રાજાજી!" તેણે હસીને રાજાને આવકાર આપ્યો.

"ક્ષેમા! તારે વળી આ સમાધિ કેવી? ચાલને, આપણે સરિતા તટે જઈ હોડીમાં જલક્રમણ કરીએ?"

"રાજા! આ દેહને લઇ જાઓ. હું સાથે નહિ આવું."

કહી ક્ષેમાની કાયા નિશ્ચેષ્ટ, લાકડાં જેવી રાજાના હાથમાં પડી. રાજાને ભય લાગ્યો કે ક્ષેમાનું અવસાન થયું.

---

# પ્રકરણ ૧૭ મું
## પરિવર્તનને આરે

રાજગૃહમાં યજ્ઞની તડામાર તૈયારી ચાલવા માંડી. બ્રાહ્મણોને ઘેર તો જાણે વિવાહ આવ્યા. મુહૂર્ત લેવાઇ ગયું. મંડપો બંધાયા. દેવદત્તે આચાર્યપદ ગ્રહણ કર્યું. હોતા, ઉદ્‌ગાતા, ઋત્વિજ અને અધ્વર્યુ નક્કી થયા.

સ્થાનીયોએ નાગરકોને અને નાગરકોએ ગોપોને યજ્ઞબલિ તરીકે પશુઓ અને બલિ લઇ જવા માટે અગ્નિને અર્પવા ઘી રાજ્યના ખેડૂતો તથા ભરવાડો પાસેથી ભેળાં કરવા હુકમ કર્યો.

ગોપ લોકો અને તેના કર્મચારીઓનો ગણ ગામડેગામડા પર તૂટી પડયો. પણ ઘણી મહેનત અને ખૂબ જૂલમ પછી પણ જરા જેટલુંય ઘી કે એક પણ પશુ તેઓને મળ્યાં નહિ. વેદવિરુદ્ધ, યજ્ઞયાગવિરુદ્ધ જે મહાપ્રચાર મગધમાં બે સમર્થ વિભૂતિઓ આ સમયે કરી રહી હતી, તેને પરિણામે વૈશ્ય વર્ગમાંથી યજ્ઞબલિ તરીકે મારી નંખાવવા કોઇ પણ પોતાનાં ઘેટાં બકરાં આપી દેવા તૈયાર નહોતું.

આજે જ્યાં આખી વસતિ ભૂખે મરવાનો ભય હતો ત્યાં ઘી જેવી જરૂરી ખોરાકની ચીજ બાળી નંખાવવા કોણ બહાર કાઢે?

એકાદ બે ગામડાંમાં સૌમ્યતાથી તજવીજ કરી જોયા પછી ગોપ—એટલે ગામડા ઉપર નીમવામાં આવેલા તલાટીઓ બળાત્કારની અજમાયશ ઉપર આવ્યા. તેઓ માલધારીઓને ચોક્કસ જથ્થામાં ઘી અને ચોક્કસ સંખ્યામાં પશુઓ રાજ્યના કોઠારમાં તથા વાડામાં અમુક સમય સુધીમાં રજુ કરી જવા ફરમાન કાઢવા માંડયા.

આ ફરમાનનો અમલ વસતિએ ન કર્યો. કોઇએ ઘીના ભંડાર જમીનમાં દાટી દીધા. કોઇએ રાતોરાત પરાઇ હદમાં મોકલી દીધા. કોઇએ પારકાને સોંપી દીધા. કેટલાકે તો જે ગામલોકોના તરફથી ફરમાન કાઢવામાં આવ્યાં હતાં તેમનાં ગામ છોડી દીધાં.

અભયકુમારને કાને આ બધી વાત પહોંચી, પણ રાજાએ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો હતો અને તેની તૈયારી કરવાનો તેને હુકમ કર્યો હતો. રાજાનો હુકમ એ અભયકુમારને મન ધર્મ હતો તે ઉવેખાય તો નહિ જ. યજ્ઞની તૈયારીઓ તો ચાલુ જ રાખવાનો તેણે હુકમ આપ્યો.

વસતિ માત્ર દેવદત્તને અને બ્રાહ્મણોને ગાળેગાળ દેવા માંડી. દેવદત્તે બળવાની અને રાજદંડની ઘોષણા કરી. મગધ રાજવિપ્લવ અને રાજ-પરિવર્તનને આરે આવીને ઊભું.

બિમ્બિસાર રાજા એક દિવસે મૃગયા રમવા નીકળ્યો. ક્ષેમાદેવી તેના હાથમાં નિશ્ચેષ્ટ થઇ પડયા પછી તેણે તેને આવાસ જવાનું છોડી દીધું હતું. કંધક તેની છબી ચેટકરાજના અંતઃપુરમાં પ્રવેશાવી પાછો આવી ગયો હતો. તેણે રાજાને સોએ સો ટકા વિજયનું વચન આપ્યું હતું અને તે પાટલનો ગરાસિયો થયો હતો. તેનો સાથી બંધક અનાયાસ જાગીરદાર બન્યો હતો. યજ્ઞ થઇ ગયા પછી વૈશાલિ માગું મોકલવાનું બિમ્બિસારે નક્કી કર્યું હતું.

રાજાને યજ્ઞનિમિત્તે રાજ્યમાં ઉભી થયેલી સ્થિતિની હજી ખબર નહોતી પડી. દેવદત્ત તો કહે જ નહિ અને અભયકુમારે તે નિવેદન કરવાનું યોગ્ય ધાર્યું નહોતું.

હરણ બહુ દૂર નીકળી ગયું, અને બિમ્બિસાર તરસ્યો થયો. પરિચારકો બહુ છેટે રહી ગયા હતા. રાજાએ ચોમેર નજર નાખી. તેને તીત તડકામાં સૂકાતાં ધૂળથી ભરેલાં ખેતરો નજરે પડયાં. એક ખેતરની વચમાં કોશ વિનાનો વાવનો પડથાર નજરે પડયો.

ત્યાં કદાચને પાણી હોય એમ ધારી કેડી શોધી કાઢી બિમ્બિસારે ઘોડાને તે પડથાર તરફ હાંકયો. ત્યાં પહોંચી તે ઘોડેથી ઉતરી પસીનો લોહી વાવમાં ઉતર્યો. વાવમાં પાણી નહોતું. પણ એક ભરવાડ અને તેનાં વીસ બકરાં અંદર ભરાઇ બેઠાં હતાં.

રાજાને અંદર આવતો જોઇ ભરવાડ પોતાની ડાંગ સહિત ઉભો થયો. લાલચોળ આંખો કરી ભરવાડ બોલ્યો.

"છેટો રે'જે હો. મારા વાઘને જો હાથ લગાડયો છે તો આ ડાંગ છે ને તું છો."

રાજા ખમચ્યો. ભરવાડ તેને ઓળખતો નહોતો તે સ્પષ્ટ હતું. તેમજ તેને મનમાં એવી શંકા હતી કે કોઇ તેનાં ઘેટાંને લઇ જશે તે પણ તેના બોલવાપરથી દેખાઇ આવતું હતું. રાજાએ ખરી વાત શી છે તે જાણુવા નિશ્ચય કરી લીધો. તે વધારે નીચે ઉતર્યો.

"ભાઇ ! મારે તારાં ઘેટાં જોઇતાં નથી. મને પાણી પાઇશ ?" તેણે પૂછયું.

રાજપુરુષ આવા વિવેકથી, આવી મીઠાશથી બોલે, આટલી નમ્રતાથી પીવા પાણી માગે એ આ ભરવાડને માટે બહુ નવાઇની વાત હતી. તેણે ડાંગ ઉગામેલી હતી તે હવે જમીન ઉપર ટેકવી. હાથ લાંબો કરી, એક બકરાંને આઘું ખેસવી પાણીની ભંભલી લઇ કહ્યું.

"ભાઇ ! ખોબો ધરો. પાણી પાઉં."

ભરવાડ ભંભલી લઇ ઉભો થયો. રાજા પગથિયે બેઠો અને તેણે પાણી પીવા બે હાથનો ખોબો કર્યો. પાસે આવતાં બકરાંને પગવતી ખસેડતો ભરવાડ રાજાના ખોબામાં પાણી રેડવા માંડયો. રાજાએ પેટપૂર પાણી પીધું અને પછી હાથ મ્હોં લૂછયાં. ભરવાડ બેસી ગયો.

"ભાઇ ! ભાતું ખાતું છે ?"

રાજાને ભૂખ લાગી હતી. હમણાં જ પાણી પીધું હતું છતાં આ ભરવાડે પ્રેમથી અર્પેલું ભાતું ખાવા તેની ઇચ્છા થઇ. ભરવાડે એક થીંગો જુવારનો રોટલો ફાળિયામાં બાંધ્યો હતો તે કાઢયો અને રાજા સામે ધર્યો. રાજાએ કટકો લઇ તે મ્હોંમાં મૂકયો. રોટલો ચાવતાં ચાવતાં રાજાએ પૂછયું "ભાઇ ! તારાં બકરાં કોણ લઇ લે છે ?"

"અરે ભાઇ ! અમે માલધારીઓ ને વસતિ તો હમણાં ત્રાહી-તોબાં પોકારી ગયાં છીએ. ઓલા રાજાને જગન કરવોચ ને હજારૂં બકરાં કાપવાંચ. તે અમારાં બકરાં ને અમારા ઘીના ભર્યાભાદર્યા ઘાડવા રાજાના અમલદારો આંચકી લેવા ફરેચ."

"હોય નહિ, હોય. એવું તે હોય?" રાજાએ કહ્યું.

"સાચું ભાઇ! આ હું બેઠોય ને તે ચોકી રાખવા. છેટેથી જો રાજાના માણસ જેવું કોઇ કળાશે તો હું સાદ દઇશ. એટલે અમારૂં આખુંય ગામ આધું પાછું થઇ જશે."

"સાચે? બતાવ જોઇએ."

"ભાઇ! તમે કોણ છો, રાજાના માણસ છો?" ભરવાડે રાજાને શંકાની નજરથી જોઇ સવાલ કર્યો.

"ના રે ના. મારે ને રાજાના માણસને શું? પણ જો વસતિના ઉપર જૂલમ થતો હોય તો હું બચાવી શકું."

"તો, ભાઇ બચાવો ને" કહેતો તે ભરવાડ ઉઠયો. રાજા તથા ભરવાડ બંને બહાર પડથાર પર આવ્યા અને ભરવાડે મ્હોમાં આંગળી નાંખી બે સીસોટી દીધી. સીસોટીઓ ચારે પાસથી ગાજી ઉઠી.

સામે થોડે છેટે એક નાનકડું ગામડું દેખાતું હતું. સીસોટી થયા પછી થોડી જ ક્ષણમાં ગામડામાંથી ધૂળની ડમરી ઉડતી દેખાઇ. માણસો છૂટાં પડી ચોમેર ભાગી જતાં હોય તેવું દેખાયું.

"ભાઇ! અમારા વાઘ તો અમે ભોંયરામાં કે વાવમાં સંતાડીએ છીએ. ગોપના આવ્યાના રોજ વાવડ મેળવીએ છીએ અને રાતોરાત ગામડાં બદલાવીએ છીએ." ભરવાડે કહ્યું.

રાજાના મુખ ઉપર ખિન્નતા છવાઇ. તે કંઇ વિચાર કરે તેટલામાં તો તેના પરિચારકો આવી પહોંચ્યા.

રાજા ઘોડે ચહડયો. પરિચારકો ભરવાડને છાનાછાના ડરાવવા માંડયા. "એલા ભૂત! મહારાજ પાસે ચાવળી તો ચલાવી નથી ને?—તું મહારાજને કયાંથી ભેળો થઇ ગયો? મહારાજે તને પૂછયુંગાછયું નથી ને?" ભરવાડ તો બિચારો પોતે મગધનરેશને પાણી પાઇ રોટલો આપી વાતો સંભળાવી રહ્યો હતો તેથી હવે શુંનું શું થઇ જશે એ બ્હીકનો માર્યો શિંગડું જ થઇ ગયો હતો.

"આને રાજગૃહમાં લાવો અને એનાં બકરાંને પણ મહેલના ચોગાનમાં લાવી બાંધો."

થોડી વાર પછી રાજગૃહમાં રાજા, પરિચારકોથી વીંટળાઇ વળેલો ભરવાડ અને વીસ બકરાંનો વાઘ દાખલ થયાં.

બજારમાં તથા રાજમાર્ગ પર ફરતા લોકોએ આ છડી સ્વારી જોઇ. "જોયું અમલદારોથી ન બન્યું તે રાજાએ પોતે કર્યું. યજ્ઞબલિ આવ્યાં!" તેઓએ વાયકા કાઢી.

---

## પ્રકરણ ૧૮ મું

## માગું મોકલ

રાજા બિમ્બિસારે ઘોડેથી ઉતરીને કુંવર અભયકુમારને, વૈદ્યરાજ જીવકને અને શેઠ અનાથપિંડિકને રાજમહેલમાં તેડાવી મંગાવ્યા.

કંધકને જૂદો જ હુકમ આપી મુનિ દેવદત્તને પણ હાજર રહેવા ફરમાવ્યું.

મહેલના ચોગાનમાં આવનાર સહુ કોઇ જૂએ તેમ પોતાની સાથે લાવેલાં ભરવાડને અને તથા તેનાં વીસ બકરાંને પણ ઉભાં રાખ્યાં. સહુથી પહેલા મુનિરાજ દેવદત્ત આવ્યા. "આશીર્વાદ રાજન્!" કહી તેણે જમણો હાથ ઉંચો કર્યો. રાજાએ અભિવાદન કર્યું, અને તેને આસન આપ્યું.

થોડી વારમાં જ પ્રધાન કુંવર અભયકુમાર, રાજવૈદ્ય જીવક અને શેઠ અનાથપિંડિક આવ્યા. સહુની નજરમાં ચોગાનમાં ઉભેલો ભરવાડ અને તેનાં વીસ બકરાં પણ આવી ગયાં. રાજા આજે કાંઇ જબરી ઉથલપાથલ કરશે એમ સહુ કોઇએ મનમાં ધારી લીધું.

બધા બેઠા પછી બિમ્બિસારે કહ્યું "કુંવર! હજી યજ્ઞની કશી તૈયારી નથી? મુહૂર્ત પાસે આવી પહોંચ્યું છે ને આમ કેમ?"

"મહારાજ! તૈયારી જ છે." અભયકુમારે કહ્યું.

"નથી, નથી. રાજન્!" દેવદત્તે કહ્યું. "નથી ઘી કે નથી બલિ."

"કુંવર! સાચી વાત?"

"નહિ જી, ખોટી વાત."

"કેમ?"

"મહારાજ! આ શેઠ અનાથપિંડિકજીએ યજ્ઞબલિ તરીકે દશ હજાર સોનાનાં બકરાં આપના ચરણમાં ભેટ કર્યાં છે." અભયકુમારે શેઠના તરફ જોઇને કહ્યું.

"મગધનરેશ! મેં વનસ્પતિમાંથી જેટલું જોઇએ તેટલું ઘી મંત્રીજીને સોંપી રાખ્યું છે!" રાજવૈદ્ય જીવકે કહ્યું.

"ધન્ય છે, કુંવર!" રાજાથી બોલાઇ ગયું.

શેઠ અનાથપિંડિકજી ઉઠ્યા. રાજચરણમાં સોનાની બે લગડી ચોળ કરી તેણે કહ્યું "મહારાજ! દેવતાઓને સંતોષો તેની તો અમારી ના જ કયાં છે? પણ દેવતાને સંતોષવા આ પશુહિંસા કરવાની કયાં જરૂર છે?"

"મહારાજ! જગતમાં આટઆટલી સમૃદ્ધિ છતાં ગરીબનું ભોજન લૂંટી દેવતાઓને દેવું એ તે કયાંનો ન્યાય. એટલે આપનું વ્રત ન જાય અને ગરીબનો પોકાર સચવાય તેથી મેં મારૂં રસાયણ કામે લગાડયું. શિશુનાગકુલભૂષણ, સ્વીકારો." જીવકે કહ્યું.

"રાજન્" ક્રોધથી ધૂંધવાતો દેવદત્ત બોલ્યો. "આ આખોય પેલા નાસ્તિક શાકયમુનિનો શિષ્યગણ છે. તેઓ દેવગણને બલિ અર્પવા ઇચ્છતો નથી. રાજન્! એમ તારા રાજ્યમાંથી દુર્ભિક્ષ નહિ જાય."

"મુનિજી!" અભયકુમારે દેવદત્તને ટાઢો પાડયો. "અમે તો આ ગરીબ ખેડૂતો અને ભરવાડો, આ અબોલ જીવો, એનાં દુઃખના ભાગી છીએ. બ્રાહ્મણો યજ્ઞ કરે તેમાં અમારે શો વાંધો? પણ જે લોકોનું ભોજન, જે પ્રાણીઓનો આત્મા તેનું અકાળે હિંસન શામાટે—આ હાડમાંસનાં બકરાં કરતાં સોનાનાં બકરાં દેવતાઓને શીદ ન રૂચે? આ વનસ્પતિ ઘૃતથી હવન કેમ ન થાય?"

"શાસ્ત્રોમાં, વેદમાં કહ્યું છે. કુંવર!" દેવદત્તે કહ્યું.

"મહારાજ!" અભયકુમારે ચોગાનમાં ઉભેલા ભરવાડ સામે આંગળી ચીંધી, "દેશમાં શું થઇ રહ્યું છે તેની આપને ખબર છે?"

બિમ્બિસાર ખડખડાટ હસ્યો. "કુંવર! એ ભરવાડે મને બધી વાત કહી. એનાં બકરાંને તે છૂપાવી રહ્યા હતો તે મેં જોયું. ગામડાના લોકો પોતાનાં ઢોરઢાંખરને અને ઘીને સંભાળવા શું શું કરી રહ્યાં છે તે પણ મેં જોયું."

રાજા કંધક તરફ ફર્યો. "કંધક! એ બકરાંને રાજ–પશુશાળામાં મોકલી નીરણ નંખાવ. એ ભરવાડને આંહિ બોલાવ."

કંધક તે ભરવાડને બોલાવવા તથા બકરાંનો બંદોબસ્ત કરવા ગયો.

"મુનિ દેવદત્તજી! મને જ મનમાં એમ સૂઝયું હતું કે જીવતાં પશુ-બલિને બદલે ચિહ્નિત પશુનું બલિદાન દઇએ અને આર્ય જીવક જેવા સાક્ષાત્ ધનવંતરિના રસાયણનો લાભ લઇએ તો શું ખોટું? તેટલા માટે જ આપ સહુને મેં આજે આંહિ બોલાવ્યા હતા. પરંતુ મગધરાષ્ટ્ર ધન્ય છે કે તેના મંત્રીને પણ તેના રાજાના જેવું જ કંઇ સૂઝી આવે છે."

"રાજન્! આ તો શાસ્ત્રનો વિષય છે. મારે પરિષદ્ પાસેથી નિર્ણય લેવો જોઇએ."

"ભલે, કાલે રાતના પરિષદને બોલાવીને નિર્ણય કરો. પણ દેવ-દત્તજી! એક વાત કહું. તમે પશુબલિથી યજ્ઞ કરવાનો આગ્રહ રાખશો તો મગધરાજ અને ધર્મસંસ્થાન, બંને ખોઇ બેસશો."

દેવદત્તના ચ્હેરા ઉપર લોહીની તસરો ફૂટી. પણ ચિહ્નિત યજ્ઞ કરી બ્રાહ્મણધર્મને અપનાવવા તૈયાર થયેલા મગધરાજને હાથમાંથી અત્યારના વેદધર્મના પનોતીકાળમાં જવા દેવાની તેની હિંમત ચાલી નહિ. તે શાંત બેસી રહ્યો.

"મંત્રીવર! તમે એ પરિષદનું ગોઠવો અને વસતિને જાહેર કરો કે મગધ દેશમાં હિંસામય અને દૂધમાંથી કાઢેલા ઘીના યજ્ઞો હંમેશને માટે બંધ છે."

"વાહ, મગધરાજ! વાહ" શેઠ અનાથપિંડિકે કહ્યું.

"તારી વિભૂતિઓ અને વૈભવ વધો, રાજેન્દ્ર!" જીવકે કહ્યું.

શું થઇ રહ્યું છે તે જરા પણ ન સમજનાર અને તેને શૂળીએ લટકાવશે કે તેનો શિરચ્છેદ કરશે તે વિષે જ ફક્ત તર્કવિતર્ક કરનાર ભરવાડ તરફ હવે બિમ્બિસારે નજર કરી.

"ભાઇ! ઘેટાંબકરાંના ભરવાડ છો ખરું ને?"

ભરવાડ નિદ્રામાંથી જાગ્યો હોય તેમ ચમક્યો. આસપાસ ભય નથી તેની સંપૂર્ણ ખાત્રી કરી તે બોલ્યો. "જી, બાપુ! હા, ભાઇ." !

"મારાં ગાયભેંસ ચારતાં આવડશે ને?" રાજાએ બહુ જ મૃદુતાથી પૂછ્યું.

ભરવાડને લાગ્યું કે આ તો કોઇ નવી જ દુનિયાં જન્મી ચૂકી છે; "હા, બાપુ! ગાવડી ભેંસ, ગાડર બકરાં, બધું ચારતાં આવડે છે."

"તો, ભાઇ! આ મારી કોડ છે ને—ત્યાં બધાં ઢોર છે—તે તમારાં ચારશો ને?"

"કેમ ન ચારૂં ભાઇ?"

ભરવાડને અભયકુમારને સોંપી રાજા ઉઠ્યો. વૈદ્ય, વેપારી તથા પ્રધાન પણ ઉઠ્યા. "કુંવર!" અંદર જતાં જતાં રાજાએ અભયકુમારને કહ્યું. "યજ્ઞ તો કરવો જ છે હો અને ચેટકરાજની દીકરીને યજમાનગૃહિણી તરીકે, મગધરાજરાણી તરીકે બેસાડવી છે."

"પિતાજી!" અભયકુમારે પૂછ્યું "ત્યારે તેની તજવીજ શરૂ થાય ને?"

"હાસ્તો." રાજાએ કહ્યું અને તે અંદર ચાલ્યો ગયો. અભયકુમાર સીધો મહારાણી સુનન્દાદેવીને ઓરડે ગયો.

"માતાજી!" માને નમન કરી અભયકુમારે કહ્યું: "પિતાજીએ વિદેહનરેશને ત્યાં તેની કુંવરી માટે માગું મોકલવા આજ્ઞા કરી છે."

સુનન્દાદેવી પુત્ર સામે વાત્સલ્યભરી નજર નાંખી રહ્યાં. "દીકરા! તારે ગાદી પર નથી જ બેસવું?"

"ના, માતાજી ! એ તો છેવટની વાત."

"અને મેઘકુમારનું ઠેકાણું પડે તેમ જ નથી ?"

"ના, માતાજી !"

"ત્યારે દીકરા ! બીજું શું રહ્યું ? માગું મોકલ."

---

## પ્રકરણ ૧૯ મું

### યુદ્ધ થશે જ

પ્રણિધાનથી મહાવીર સ્વામીએ અભયકુમારને ઉપાશ્રયમાં આવતો જોયો. તેણે બિમ્બિસારપુત્રના ભાલ ઉપરની ચિન્તાની રેખાઓ પણ જોઈ. તે આવી પહોંચવાના સમયની રાહ જોતા આ કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત જતિ શાંત બેસી રહ્યા.

થોડીવારમાં જ અભયકુમારની પાલખી આવી પહોંચી અને મહારાજકુમાર મંત્રીશ્વર ગુરુચરણે આવ્યા.

"દેવ ! હવે આજ્ઞા આપો. પ્રવૃત્તિનો ત્યાગ કરી આપનો અન્તેવાસી થાઉં." અભયકુમારે જતિને કહ્યું.

"શ્રાવક ! ત્યાં હો કે આંહિ હો, એમાં ફેર પડવાનો છે ?"

"ના, દેવ ! પણ મહારાજા વિદેહપતિ સામે લડાઈ જાહેર કરે અને એ લડાઇનો બધો બંદોબસ્ત મારે કરવો પડે ત્યારે તેનું કર્મબન્ધન મને પણ લાગે ? ગુરો ! હું તેમાંથી ક્યારે છૂટીશ ?"

"લડાઇ તું જાહેર કરે છે ?"

"ના."

"તો પછી ચિંતા શા માટે ?"

અભય ચૂપ રહ્યો.

"શ્રાવક ! રાજાએ કુંભારોનું દુઃખ તારી પાસે મૂક્યું હતું તે પછી યજ્ઞનિમિત્તમાં ગામડાના ખેડૂતને જે તકલીફ પડી તે તેં જોઈ." મહાવીર સ્વામીએ કહ્યું.

"જી"

"આત્માનાં દૂભાયેલાંઓનો મલમ જ્ઞાન: દેહનાં દૂભાયેલાંઓનો મલમ રાજઔષધાલય. અમલનાં દૂભાયેલાંઓનો મલમ દૂભણુ કાઢવાનું સ્થાન."

"મહારાજ."

"અભય ! મગધના આખા રાષ્ટ્રપર નજર કર. આત્માનાં દૂભાયેલાંને શું કે દેહનાં દૂભાયેલાંને, કોઇને આંહિ દિલાસો કે વિસામો છે ?"

અભય ચૂપ રહ્યો.

"એ જ્ઞાન અને એ વિસામા આપવાની પ્રવૃત્તિ કરાવવાનું ભાગ્ય તને પ્રાપ્ત થયું છે."

"પણ ગુરો ! મહારાજ બિમ્બિસાર મારી પાસે કયાં કયાં કામ કરાવશે એ શી ખબર પડે ?"

"અને તે છતાં યે, આજેજ જાણી લે કે આવતી ઉત્સર્પિણીની પહેલીજ આરામાં બિમ્બિસાર તીર્થંકર પદ પર આવવાનો છે."

"મહારાજ ! સાચું ?"

"મારાથી કદિ કશું વ્યર્થ બોલાયું છે ?"

"જી, ના, ક્ષમા કરો."

"ત્યારે શ્રાવક ! એ રાજાને હાથે સંઘનું કલ્યાણ કરાવ. આજે જ તેં સંઘની એક મોટી સેવા કરી છે. પશુબલિને બદલે ચિહ્નિતબલિનો સિદ્ધાંત રાજા પાસે સ્વીકારાવ્યો છે. એ પુણ્યકર્મનો મહોદય શું ઓછો થવાનો છે."

"જી, ગુરુદેવ !"

"કુંભારો, ગામડાંઓ, એ બધાં ગાડરના પ્રવાહ માફક હેરાન છે. તેને હવે વ્યવસ્થિત કર. એની શ્રેણીઓ રચાવ. શ્રેણીઓના ગણો રચાવ. ગણમુખો અને શ્રેણીમુખો મારફત વસતિ રાજા ઉપર શાસન કરશે. રાજાના રાજદંડની મર્યાદા શ્રેણીઓ રચશે."

"એ તો, ગુરુદેવ ! વ્યવસ્થા થઇ રહી છે."

"ભારતવર્ષની અમરતા તેની શ્રેણીઓમાં અને તેના ગણોમાં રહેલી છે; અભય! તારે હાથે તે રચાવાનું વિધિએ નિર્માણ કર્યું છે. જો તું તે નહિ રચે કે રચાવે તો મહારાજ બિમ્બિસાર શ્રેણિકનું બિરદ કેવી રીતે મેળવશે?"

મહાવીર વર્ધમાન શાંત થયા. અભયકુમાર આ ત્રિકાળદર્શીનાં વચનો ઝીલતો પોતાને કૃતકૃત્ય માનતો ચૂપ બેસી રહ્યો.

બંને આ પ્રમાણે શાંત બેઠા હતા તેટલામાં એક શ્રાવક અંદર આવ્યો. "ગુરૂદેવ!—"

તે વાક્ય પૂરૂં કરે તે પહેલાં જ જતિ ભગવાન્ મહાવીર બોલ્યા.

"શ્રાવક! ચેટકરાજનું નિમંત્રણ આવ્યું છે એમ કહે છે ને? પાલખીને રાખ. કાલે સવારના હું વૈશાલિ જઈશ."

શ્રાવક નમન કરી બહાર ગયો. મહાવીરે અભયકુમારને કહ્યું.

"શ્રાવક, વૈશાલિ તથા મગધ વચ્ચે યુદ્ધ થાય તો પાછો પડીશ મા. આવા પ્રસંગો આત્માના ઉપજાવ્યા ઉપજતા નથી. એ કોઈ સામાન્ય આત્માથી ઉંચી કોટિના આત્માઓનું કાર્ય છે. સંઘના ઉદ્ધાર માટે એ કર્મ આપણી પાસે તેઓ કરાવે છે અને એ કર્મનાં બંધન સ્વીકારવામાં જ આપણું અને સંઘનું નિર્માણ સમાયલું છે."

"ત્યારે હિંસા થશે જ, ગુરૂદેવ?'

"થશે જ." મહાવીર સ્વામીએ જવાબ આપ્યો.

"સાવધાન માનવીઓ પોતપોતાની હિંસા જિનોપદેશ જ્વલંત જાહેર છતાં કરે તો તે તેનાં કર્મ છે. તું અનાથ, અબોલ, અસુખી, અસાધન, અજ્ઞાનોની હિંસા થતી અટકાવ." અભયકુમારને ગુરૂઆદેશ મળ્યો.

"મહારાજ ગુરૂદેવ!" અભયકુમારે આર્જવસહિત કહ્યું "જો મગધ-વૈશાલિને યુદ્ધ થશે તો હજારો માનવી અનાથ, અપંગ, અનારોગ્ય થઈ જશે."

"હા."

'ગુરૂદેવ ! તેમની અનાથતાનું, અપંગતાનું નિવારણ માગું છું."

"જો, સામે નજર કર."

અભયકુમારે પર્ણકુટીની બહાર નજર કરી. એક પાલખીમાંથી એક માણુસ ઉતરતો હતો. તે વંદન કરતો અંદર આવ્યો.

"શ્રેષ્ઠી ! શા વર્તમાન?" વર્ધમાન જતિએ પૂછ્યું.

"અરે જતિજી !" તે માણસે અત્યંત ઉત્સાહથી કહ્યું. "વર્તમાન શું પૂછો છો? વર્તમાન તો બહુ સારા? આર્ય જીવક પાસે હું ગયો ત્યારે તો હતો સોઇની અણી જેવો અને શરીરે, રોમે રોમે સોઇનાં નાકાં જેવાં નાકાં પડેલાં. ને આજ જૂઓ."

સ્વામીએ તો નહિ, પણ અભયકુમારે તેના શરીર પર નજર કરી. લીસુંલીસ, ગોળમટોળ, સુંદર શરીર અત્યંત નિરોગી હતું. નખશિખમાં પણ ક્યાંહિ રોગ નહોતો.

"જતિજી ! તમારો આશરો છે. જિનેંદ્ર ભગવાન્ ભલું કરે—ધન છે, સાધન છે, આપ કહો તે રીતે તેનું સાર્થક કરૂં."

"શ્રેષ્ઠિન્ !" જતિજીએ કહ્યું "આને જાણો છો?"

શ્રેષ્ઠીએ—શેઠિયાએ કુંવર સામે જોયું. "ના મહારાજ ! પણ કોઇ ભાગ્યશાલી પુરૂષ છે."

"એ બિમ્બિસાર મહારાજના પાટવી કુમાર અને મંત્રીશ્વર અભયકુમાર." મહાવીરે કહ્યું.

શેઠિયો એકદમ ઉભો થયો, અભયકુમારના પગ પકડી ચાંપી તેને વંદવા મંડી પડ્યો. માંડ માંડ અભયકુમારે તેને પકડી અટકાવી હેઠો બેસાડ્યો.

"અરે, મહારાજ ! મંત્રી હજો તો તમ જેવા હજો. મારા બાપ ! આ તમારા રાજવૈદે મને નવો અવતાર આપ્યો. હું તમારી જે કહો તે સેવા કરૂં."

"શેઠ !" સ્વામીએ તેને બોલતા અટકાવાને કહ્યું. "એક લાખ રોગીને માટે દવાશાળા, દશ હજાર અપંગને માટે આશ્રમ, હજાર અનાથને માટે પાલનાલય અને સો શ્રાવકને માટે યોગશાળા મંત્રીશ્વરને ભેટ કરો તોય તે થોડું કહેવાય, ખરૂં ને ?"

શેઠિયાએ ગાલ ફુલાવી પોતાને ધીમે ધીમે થપ્પડો લગાવવા માંડી. "સ્વામી ! સાચું કહ્યું. હું કેવો ગમાર કે મને સુઝયું નહિ. ગુરૂ ! મનમાં એવીજ ઇચ્છા હતી; પણ અજ્ઞાની ખરાને; ભૂલાઇ જવાય. મહારાજ ! કાલે જ ખત કરાવો."

---

## પ્રકરણ ૨૦ મું

### માગું

દરબાર ભરીને ચેટકરાજ બેઠા હતા. સંવૃજ્જી લિચ્છવિ કુળના એ વડિલ હતા એટલે એ કુળની બીજી શાખાઓના પ્રમુખ અગર પ્રતિનિધિ પુરૂષોમાંથી ઘણાખરા હમેશાં તેના દરબારમાં બેસતા...તે ઉપરાંત મિથિલાની પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રથા પ્રમાણે તેણે તત્વચર્ચા સાચવી રાખી હતી એટલે જ્યારે મગધના દરબારમાં ફક્ત દેવદત્ત જેવા કર્મકાંડી અને પુરોહિત કક્ષાના બ્રાહ્મણો જ મળી આવતા હતા, ત્યારે વિદેહનરેશનો દરબાર ઉપનિષદોના જ્ઞાતા અને દર્શનોના ચિન્તકોત્પાદક વિપ્રોથી પણ ભરપૂર રહેતો.

દરબારનું સ્થાનિક કામકાજ પૂરૂં થયું. તે પછી ચેટકના પ્રધાનજી ઉભા થયા અને નિવેદન કર્યું "મહારાજ ! મગધનરેશ બિમ્બિસાર શૈશુનાગ તરફથી દૂત આવેલ છે, અને અહિં હાજર છે."

"શૈશુનાગ વંશીય મહારાજના દૂત હમેશાં સ્વાગમ્ય છે." મહારાજ ચેટકે કહ્યું.

બિમ્બિસાર તરફથી નગરશ્રેષ્ઠી અનાથપિંડિકને મોકલવામાં આવ્યા હતા. તેણે રાજાના ચરણમાં મગધરાજ તરફથી ભેટ ધરી અને બીજો શિષ્ટાચાર કર્યા તથા થઇ રહ્યા પછી તેણે કહ્યું.

"મહારાજ વૈશાલિ નરેશ સંવૃજ્જી–લિચ્છવિ કુલાવતંસ કુલ-શિરોમણિ, મગધ નરેશ મહારાજ બિમ્બિસાર આપને નિવેદન કરે છે કે કુંવર અભયકુમાર યુવરાજપદ ધારણ કરવા ઇચ્છા ધરાવતા નથી–"

"તો શું પોતાના અવસાન પછી મગધ દેશ મને સોંપી દેવો છે?" ચેટકે પોતાના પ્રધાનને ધીમેથી કહ્યું.

"ધીરે, મહારાજ! ધીરે." પ્રધાને રાજાને વાર્યો.

"અને" અનાથપિંડિકે કહ્યું "કુંવર મેઘકુમાર તો આજથી જ દીક્ષા ધારણ કરી સંસાર ત્યાગી મોક્ષમાર્ગે સંચરી રહ્યા છે. મગધ-નરેશ તેટલા માટે કુલચિરંતનતા માટે તથા દેવકાર્ય માટે પ્રજોત્પત્તિ એ ધર્મ છે એમ સમજી નવેસરથી લગ્ન કરવા માગે છે."

"તે ક્ષેમાદેવી છે ને?" ચેટક વળી બડબડયો.

"મહારાજ! સાંભળો તો ખરા." પ્રધાને વળી તેને અટકાવ્યો.

"મહારાજ બિમ્બિસાર સંવૃજ્જી–ક્ષત્રિય છે. લિચ્છવિ છે અને મલ્લ છે."

"એ વાજિ; અમે હૈહય." ચેટકે ઉંચે સાદે કહ્યું.

અનાથપિંડિકે મસ્તક નમાવ્યું અને કહ્યું. "મહારાજ! મારો સંદેશો હમણાં જ પૂરો થશે." તેણે એ સંદેશો આગળ ચલાવ્યો. "આપને ત્યાં યોગ્ય વયનું કન્યારત્ન છે. એ રત્નનો મગધરાજ સાથે સુયોગ થાય તો સોનામાં સુગંધ મળે. એક જ જાતિના બે ગોત્રોનો મેળ થાય. એક સીમા પર રહેતા બે રાષ્ટ્ર વચ્ચે સંબંધ બંધાય. મહારાજ! મગધનરેશ આપની કન્યાના હાથનું રીતસર માગું કરે છે."

હાથ જોડી, નમન કરી અનાથપિંડિકે આ સંદેશો જે ભોજ-પત્ર પર લખી રાજમુદ્રાસહિત પાઠવ્યો હતો તે ભોજપત્ર રાજા ચેટકના ચરણમાં મૂકયું. પ્રધાને તે ચેટકરાજના હાથમાં આપ્યું અને ચેટકે તે ફરીવાર ધ્યાનપૂર્વક વાંચ્યું.

વાંચી રહ્યા પછી ચેટકરાજે પોતાના પ્રધાન સાથે વાતચિત કરી. પ્રધાને સભાને શાંત રહેવા ફરમાવી કહ્યું.

"મગધદૂત શ્રેષ્ઠી અનાથપિંડિક! મહારાજ વૈશાલિનરેશ આપને સત્કારે છે. પણ આપનું લઇ આવેલું માગું સ્વીકારવું કે નહિ તે વિષે મહારાજ એકદમ નિર્ણય ઉપર આવી શકતા નથી."

અનાથપિંડિકે પ્રધાન સામે જોયું. "કેમ, મહારાજ?"

"મહારાજ વૈશાલિનરેશ સંવૃજ્જી-લિચ્છવિ-જ્ઞાતિના પ્રમુખ છે. વળી એ જ્ઞાતિમાં હૈહય શાખા સર્વથી શ્રેષ્ઠ મનાય છે. વાજ્જિ શાખા સંવૃજ્જી-લિચ્છવિ તો ખરી જ, પણ કોશલ-વિદેહનાં અઢાર કુળમાં નહિ. મગધનરેશ સજ્જન છે. સમર્થ છે. શૂર છે. કૃતવિદ્ય છે. દર્શનીય છે. પણ હૈહયદુહિતા વાજ્જિને કેમ વરે?" પ્રધાને ચેટકનું કુલદર્પ દર્શાવતું કારણ રજુ કર્યું.

આ કારણ સાંભળી સભા પણ સ્તબ્ધ થઇ ગઇ. અનેક રાજાઓને પોતાના જામાતૃમંડળમાં ધારતો ચેટક મગધનરેશ જેવા તેજસ્વી નરેન્દ્રનું માગું અત્યંત હરખભેર સ્વીકારશે એમ સહુ કોઇએ ધાર્યું હતું.

"મહારાજ!" અનાથપિંડિકે પૂછ્યું: "આપ એમ કહો છો કે મગધનરેશનું ગોત્ર અને તેની જ્ઞાતિ મહારાજ વૈશાલિપતિનાં ગોત્ર તથા જ્ઞાતિને મુકાબલે હલકાં છે?"

"ના, ના." પ્રધાને કહ્યું: "હલકાં કયાં છે? જ્ઞાતિ તો એક જ છે. ગોત્ર ફકત શિષ્ટ ગણાતાં અઢાર ગોત્રમાં આવતું નથી."

"ત્યારે" અનાથપિંડિકે પૂછ્યું. "મને શો પ્રતિસંદેશ છે?"

"મહારાજ વૈશાલિપતિ ઉદાર છે. આ લગ્નની બાબત છે. વ્યવહારમાં અંતઃપુરને રૂચે તેમ કરવું એ ન્યાયે મહારાજ ચેટક અત્યાર સુધી વર્તતા આવ્યા છે. એટલે આપ આંહિ બે દિવસ આરામ કરો એવી તેમની ઇચ્છા છે. દરમ્યાનમાં મહારાજ અંતઃપુરની ઇચ્છા જાણી લેશે અને જો અંતઃપુર અનુકૂળ હશે તો આપ લઇ આવ્યા છો તે માગું સ્વીકારશે. નહિતર ના પાડશે."

"જેવી મહારાજની મરજી." અનાથપિંડિકે આ વાત સ્વીકારી. દૂત તરીકે તેને અભિપ્રાયદર્શનનો કે વિરોધનો હક નહોતો. સ્પષ્ટ જવાબ ન મળે ત્યાંસુધી તેનાથી કશું આગળ પગલું ભરાય તેમ પણ નહોતું.

મગધરાજનો સંદેશો સાંભળી રહ્યા પછી તથા તેના દૂતને જવાબ આપ્યા પછી રાજકંચુકીએ રજુઆત કરી.

"મહારાજ ! આ સુગંધિ વેચનારો નગરમાં આવી લાગ્યો છે ને કુંવરીઓને પોતાનાં તેલ વગેરે બતાવવા તથા વેચવા ઇચ્છા રાખે છે. આપની આજ્ઞા હોય તો રાણીજી તથા કુંવરીઓ પાસે લઇ જાઉં." તેણે સભા સામે નજર ફેરવી. પાછળની હરોળમાંથી સુગંધિનો એક ફેરિયો ઉભો થયો. તેણે મહારાજ ચેટકરાજને નમન કર્યું અને આજ્ઞાની રાહ જોવા માંડી.

અનાથપિંડિકે એ ફેરિયામાં પોતાના રસાલામાં આવેલા કંધકને ઓળખ્યો. અને પરસ્પર આંખની બીજાઓને લગભગ અણદીઠ મિલાવટ કરી બંને જાણે એકબીજાને ન ઓળખતા હોય તેમ બેસી રહ્યા.

"શા શા પદાર્થો છે?" ચેટકરાજે ફેરિયાને પૂછ્યું."

"મહારાજ ! ગંધ છે. અભ્યંગ છે. તેલ છે. ફોરમ છે. ધૂપ છે. છાંટ છે. મહારાજને જે રૂચે તે છે." કંધકે પડખે પડેલી સુખડની પેટી ઉઘાડી. તેમાંથી તેણે એક નાની લાંબી ડોક અને ગોળ બેઠકવાળી ભંભલી લીધી. તેનો દાટો ઉઘાડી તે માર્ગ કરી મહારાજના આસન પાસે આવ્યો.

ઉઘાડી શીશી મહારાજનાં ચરણમાં મૂકી કંધક બોલ્યો. "મહારાજ ! આ શીશીમાં કંઇ નથી." તેણે શીશી લઇને ઉંધી વાળી. "પણ ખરેખર તેમાં અગરની ફોરમ ભરેલ છે. એટલે કે આ શીશી જ્યાં ખુલ્લે મ્હોંયે પડી હોય ત્યાં આસપાસ એક હજાર તસુના વિસ્તારમાં અગરની સુગંધ જ ફોર્યા કરે."

કંધક સાચું બોલતો હતો. કારણ કે રાજા તથા તેના સભાસદોને અગરની આછી મધુરી ફોરમ સભાગૃહમાં પ્રસરતી હોવાનું ભાન થતું હતું.

રાજા ખુશખુશ થઇ ગયો. "કંચુકી!" તેણે કહ્યું: "ભલે, કુંવરીઓને પૂછીને તેને સમય આપજે એટલે તે દાઢીએ હાજર થશે."

કંચુકીએ રજા સ્વીકારી. દરબાર બરખાસ્ત થયો. સભાજનો વિખરાયા. નેકી પોકારતા ચોપદારો પાછળ ચેટકરાજ અદૃશ્ય થયો. પ્રધાને અનાથપિંડિક પાસે જઇ તેનો હાથ સાહ્યો. "શેઠજી! ભલે પધાર્યા. પણ આવે કામે શા માટે પધાર્યા?" તેણે અનાથપિંડિકને પૂછ્યું.

"કેમ?" શેઠે કહ્યું: "લગ્નની વિષ્ટિ કરતાં વળી બીજી કોઇ વિષ્ટિ વધારે સુમંગલ હોય ખરી?"

"જો એ વિષ્ટિનું શુભ પરિણામ આવે તો. પણ તેમ ન થાય તો?" પ્રધાને કહ્યું. "વિષ્ટિ તો વ્યાપારની જ સારી."

---

## પ્રકરણ ૨૧ મું

## આપણે તો હૈહય

ચેટકરાજને હસવુંય આવતું હતું અને ગુસ્સોય આવતો હતો. હસવું એટલા માટે આવતું હતું કે સુજ્યેષ્ઠાને ખાત્રી હતી કે તેને માટે કોઇના તરફથી માગું આવવાનું હતું જ નહિ અને તે છતાં માગું આવ્યું. ગુસ્સો એટલા માટે આવતો હતો કે તે બિમ્બિસારને હલકા ગોત્રનો ગણતો એટલું જ નહિ, પણ વેન્નાતતના તેના દેશવટાના અંધકારભર્યા સમયને લીધે શુદ્ધ ક્ષત્રિય પણ ગણતો નહિ અને તેની સાથે કુટુંબસંબંધ બાંધવા ઇચ્છતો ન હોતો. તેના તરફથી માગું આવ્યું તેમાંયે તેને હીણપ લાગતી હતી.

તે અંતઃપુરમાં આવ્યો અને સીધો રાણી હંસગતિકાના આવાસમાં ગયો. રાણીજી સૂર્યપાઠ કરીને પરવાર્યાં હતાં.

"લ્યો, તમને સૂરજનારાયણ ફળ્યા." રાજાએ વધામણી ખાધી.

"કેમ? એકાએક એમ કહેવું પડ્યું?"

"સુજયેષ્ઠાનો હાથ માગે છે."

"કોણ?" રાણીજીએ કુતૂહલથી હાથ ખાડી તેને મસળતાં પૂછ્યું.

"અટકળ કરો?

"તમે કહો ને?"

"રાજગૃહનો બિમ્બિસાર." રાજાએ ભરમ ફોડયો.

રાણીજીનું મ્હોં ચઢ્યું. "નથી દેવી. એને ત્યાં કોણ દે?"

'કેમ શું ખોટો છે?"

"અરે! એ તો પરણ્યાં જ કરે છે. કેટલી-પાંચદશ રાણીઓ તો હમણાંય છે. અને કહે છે કે એક બે તો આરજા થઇ જવાની છે. ગોતી ગોતીને એને શું ગોતી આવ્યા?"

"તમે રાજાઓનો ઇજારો રાખવા માંડયો છે તે હવે ભારતવર્ષમાં રાજાઓ છે કયાં?"

"અરે ઘણાએ છે? વિન્ધ્યાચળની દક્ષિણે તુંગભદ્રા અને કાવેરીને તીરે રાજાઓનો કયાં તૂટો છે કે મારી દીકરીને ભંભાસારને આપું?"

"કુંવરીને પૂછશું?"

"એને શું પૂછવું છે? ના જ કહેવડાવી ઘો. માગું મોકલતાં શરમે ન આવી?" રાણીએ કહ્યું.

"ના, ના. સુજયેષ્ઠાને પૂછીએ. બોલાવો સુજયેષ્ઠાને." રાજાએ કહ્યું.

સુજયેષ્ઠા, કેસર અને ચિલ્લણા ત્રણે કુંવરીઓના ખંડમાં ચોપાટ રમતાં હતાં. ચિલ્લણા દાવ નાખતી હતી. "પચ્ચીસ, ત્રીસ, અગીઆર, ચાર," ઉપરા ઉપર ચિલ્લણા ઉલ્લાસથી બોલતી હતી.

કેસર ચિલ્લણાની સોગઠી ચાલવા માંડી. "આઠઆઠ પચ્ચીસ. આ તેર ઘર ત્રીસઃ-આ મારી સોગઠી મરે છે. મારૂં?"

"તે માર ને પૂછે છે શાની? તારી સોગઠી અને તું બંને મરવાને સરજાયાં હશો તે કાંઇ અમર રહેવાનાં છે?"

કેસરે પોતાની સોગટી બેસવી. હજી અગિયાર અને ચાર દાણા ચાલવાના હતા. કેસરે જોયું કે ચિલ્લણાની બીજી સોગટીથી સુજયેષ્ટાની સોગટી મરે છે. તેણે સુજયેષ્ટાને પૂછ્યું.

"મોટાં બા ! તમારી કાંકરી મરાવું કે બીજી ચાલું ?"

ચિલ્લણા ખીજાઈ "તે તેમાં મોટાંબાને શું પૂછે છે? બહેન બા ! મેં તમારી ચાર સોગટી મારી. હવે નક્કી થયું કે તમે જે વર તમારે પોતાને માટે ગોતશો એને હું પરણીશ."

સુજયેષ્ટા હસી. તેણે ચિલ્લણાના ગાલ ઉપર ધીમો તમાચો માર્યો.

વધારે વાતચીત થાય ત્યાં તો રાણીજીની વડારણ સુજયેષ્ઠાને તેડવા આવી. સુજયેષ્ટા તેની સાથે ગઇ અને કેસર તથા ચિલ્લણા જ આવાસમાં રહ્યાં.

"કેસર ! શું હશે ?"

"બા ! નક્કી માગું આવ્યું હશે."

"કોનું, બહેન બાના હાથનું ?" ચિલ્લણાએ પૂછ્યું.

"હાસ્તો બા ! એ કુંવારાં બેઠે કાંઇ તમારા હાથનું તો માગું ન જ નાંખે."

"પણ તેને ક્યાં પરણવું છે ?"

"તેને પરણવું હોય કે ન હોય–કાંઇ દીકરી કુંવારી રહી છે ? દીકરીની જાતને તો પરણ્યે જ છૂટકો." કેસરે કહ્યું.

"કેસર ! બહેન બાને ન પરણવું હોય તો હું એની જગ્યાએ માહયરામાં બેસી જાઉં." ચિલ્લણાએ કહ્યું.

"બા ! એમ કાંઇ થાય ? કોઇ જાણી જાય તો બાપુની આબરૂનું શું ? રજવાડામાં નાક જ કપાઇ જાય ને ?"

"એમાં નાક શેનું કપાય ? વરવાળાંને ક્યાં ખબર હોય કે કોણ ચિલ્લણા અને કોણ સુજયેષ્ટા."

"એમ હોય, બા ? રીત કરવા આવે જાય તે કાંઇ કન્યાને જોયા વિના જાય ?"

"કોનું માગું આવ્યું હશે?"

"બા! અટકળ કરૂં?" કેસરે ચિલ્લણા સામે જોઇ નજર સ્થિર કરી પૂછ્યું.

"કર, જોઇએ. જો તારી અટકળ સાચી પડશે તો બ્હેન બાના દાયજામાં તને મોકલીશ." ચિલ્લણાએ કહ્યું.

"સાચે જ? જોજો હો; બોલ્યાં છો તો, બા! ફોક ન થાય." કેસરે લાભ લીધો.

"ન થાય? રોઇ રસળી, લઢીઝઘડીને પણ તને દાયજામાં મોકલવી." ચિલ્લણાએ કહ્યું. "ચાલ, કર અટકળ, હવે."

"બા! મગધરાજ બિમ્બિસારનું."

ચિલ્લણાએ પોતાનાં કમળનયન વિકસાવ્યાં "સાચેજ, પેલા કોડામણા કદર્પરાજનું?"

"હા, બા!"

"તેં શાથી જાણ્યું?"

"જાણવાનું ક્યાં છે બા! આ તો અટકળ. પણ બીજા રાજાઓ તો મનમાં સમજતા હોય ને કે એ લોકો માગું નાંખે તો પણ તેને પરણે કોણ?"

"કેમ?"

"બા!" કેસરે કહ્યું, "જૂઓને એનાં મ્હોઢાં. કોઇ વાંદરો, તો કોઇ ઘૂડ, કોઇ ભેંસમુખો તો કોઇ મિનીમોયો."

ચિલ્લણા હસી પડી. "અલી કેસર!"

"બા!"

"એમ કર, તું આ બધા રાજાને ફરીથી ચીતર અને એ બધાંજ માણસનાં મ્હોં ચીતરવાને બદલે તને તેમનાં મ્હોં જેવાં લાગતાં હોય તેવાં જનાવરનાં ચીતરવાં."

"બા ! મને ચીતરતાં નથી આવડતું." કેસરે જવાબ દીધો.

"આવડે છે, જુઠી." ચિલ્લણાએ પગ પછાડી કહ્યું. ધરતી પર એ ગૌર પગ પછાડતાં લાલચોળ થઇ ગયો. કેસર તે જોઇ રહી. "વડારણ થઇને ચીતરતાં ન આવડે તેવું તે હોય?"

"ઠીક, બા ! ન માનવું હોય તો નહિ. જેવું આવડશે તેવું ચીતરીશ."

સુજ્યેષ્ઠા અંદર આવી. ચિલ્લણા અને કેસર બંને ઉભાં થઇ ગયાં, "બ્હેન બા, બ્હેન બા !" ચિલ્લણાએ કિલકિલાટ કરી પૂછ્યું. "કહો શું હતું?"

સુજ્યેષ્ઠા થાક ખાવા હિંચકે બેસી ગઇ. ચિલ્લણા અને કેસર બંને હિંચકાના સોનાના આંકડિયા પકડી બે આંકડિયા વચ્ચે માથું નાંખી ઉભાં રહ્યાં.

"કહો બ્હેન બા ! કહો." ચિલ્લણાએ આજીજી કરી.

"શું કહો, કહો કર્યા કરે છે? કંઇ નહોતું. પેલા ગાંડા તરફથી માગું આવ્યું હતું."

"ખરેખર? કયો ગાંડો?"

"પેલો, ભંભો–ભંભાસાર–મગધનો બિમ્બિસાર. હવે આટલે વરસે કોણ જાણે કયાંથી ફૂટી નીકળ્યો છે તે?"

ચિલ્લણા અને કેસર બંને હસી પડયાં. "કેસર ! તું તો આજે જ તૈયારી કર, દાયજામાં જવાની," ચિલ્લણાએ કહ્યું.

"હું તો મોટાં બા પાછળ તૈયાર જ છું."

"પણ મોટાં બા કયાં તૈયાર છે?" સુજ્યેષ્ઠાએ કહ્યું. "મારી તો ના જ છે. પણ પિતાજી અને માતાજી પણ તેનું માગું કબૂલ રાખવા નથી ઇચ્છતાં. કહે છે એ તો વાજિ છે. આપણે તો હૈહય."

---

## પ્રકરણ ૨૨ મું

### " અમે હરણ કરશું "



તેમાં શું, બા ?" સુજ્યેષ્ઠાને કેસરે પૂછ્યું.

"અઢાર કૂળમાં નહિ" કુંવરીએ જવાબ દીધો.

"પણ આજ ભરતખંડમાં મગધનરેશને તોલે કોણ ઉભે તેમ છે ? બા ! મારું કહ્યું માનો, માગું સ્વીકારાવો." કેસરે કહ્યું.

"પણ મારે તો પરણવું જ નથી ને ?" સુજ્યેષ્ઠાએ કહ્યું "પછી મગધનરેશ હોય કે સ્મશાનચાંડાલ હોય."

"પણ, બ્હેન બા !" ચિલ્લણા વચમાં બોલી ઉઠી. "પણ મારે તો પરણવું છે ને ? અને મગધનરેશ કરતાં બીજો કયો સારો વર મળવાનો છે ? એમ કરો, બ્હેન બા ! હમણાં તમે માગું કબૂલ કરાવો ને પરણવા તૈયાર થાઓ. પછી માહ્યરામાં બેસવાનો વખત આવે ને ત્યારે મને બેસવા દેજો-"

ચિલ્લણા બોલતી હતી મશ્કરીના સ્વરથી, પણ તેની આંખમાં આર્જવ હતું. વદન પર પ્રીતિની ભક્તિ હતી, કોઇપણ જોઇ શકે તેમ હતું કે ચિત્રદર્શન પરથી જ તે બિમ્બિસારપર મોહિત થઇ હતી.

પણ સુજ્યેષ્ઠા પ્રીત પારખી શકે તેમ નહોતું. તેને ચિલ્લણા ઉપર ગુસ્સો આવ્યો. "જા, તું પોતે જ, માતાજી પાસે ને સમજાવ તેમને તારા હાથનું માગું સ્વીકારે." તેણે ઉગ્રતાથી કહ્યું.

"બ્હેનબા ! મારાથી માતાજીને કેમ કહેવાય ? તમે જ માતાજી સમાન છો ને. મોટી બેન એટલે જ મા," ચિલ્લણાએ આજીજી કરી.

"કંઇ નહિ. હું એ બધી દુર્ગ્રામાં પડું જ શું કામ ?"

"પણ તમે તો કુંવારાં રહેવા ઇચ્છો છો. મારે કુંવારું નથી રહેવું." ચિલ્લણાએ ફરી વિનંતિ કરી.

"તો જેને પરણવું હોય તે મહેનત કરે. કેસરને કહે."

"મોટાંબા! મહારાણીજી પાસે મારી જીભ ઉપડે પણ ખરી કે?" કેસરે સાચી વાત કરી દીધી.

"તો કાંઇ નહિ." ચિલ્લણાએ હોઠ દબાવ્યા. "બ્હેનની તો દયા છે નહિ ને જીવદયાની વાતો કરે છે! હું બિમ્બિસારને તમારે નામે છૂપો સંદેશો મોકલીશ." આંકડિયા છોડી તે દૂર જતી રહી.

સુજ્યેષ્ઠાનો ગુસ્સો આગની પેઠે ભભૂકી ઉઠયો. હિંચકા પરથી તે સફાળી ઉઠી અને દૂર મ્હોં ચ્હડાવી ઉભેલી, કંઇક ગણગણતી ચિલ્લણાને પકડવા આગળ વધી. પણ તેટલામાં રાણીજીની વડારણ આવી પહોંચી, સુજ્યેષ્ઠા અટકી ગઇ.

"મોટાંબા! એક સુગંધિનો સોદાગર ફરતો ફરતો આંહિ આવી પહોંચ્યો છે. માતાજીએ કહેવડાવ્યું છે કે તેની પાસેથી તમારે બન્નેને કાંઇ લેવું હોય તો આપ તેનાં દ્રવ્યો જોજો અને જે ઠીક પડે તે લેજો."

બ્હેનો કજિયો ભૂલી ગઇ. "જા, જા. બોલાવી લાવ તેને," સુજ્યેષ્ઠાએ કહ્યું. "કેસર! આંહિ ચાકળા નાંખ."

કેસરે ચાકળા નાંખ્યા. વડારણ ફેરિયાને લઇને આવી. બીજી વડારણો પણ આવી. બધાં ચાકળાની પાસે બેઠાં. ફેરિયો પેટી લઇને સન્મુખ બેઠો.

"અભ્યંગ છે?" સુજ્યેષ્ઠાએ પૂછયું.

"હા, બા! અભ્યંગ છે, તેલ છે, ગંધ છે, ફોરમ છે." કહી ફેરિયાએ પેટી ઉઘાડી, કેસરે એ ક્ષણે કંધકને ઓળખ્યો.

કંધકે એક પછી એક સુરેખ સુંદર ભંભલીઓ કાઢવા માંડી અને મ્હોં સમું કરી મ્હોડે ચોળવાનાં, માથામાં તેલ તરીકે નાંખવાનાં, સળગાવીને ખંડમાં રાખવાનાં, હવારૂપે પમરતાં, કપડાંને કે હાથને સહેજ લગાવવાનાં અનેક જાતનાં સુગંધિ દ્રવ્યો કુંવરીઓને તથા વડારણોને બતાવવા માંડયાં; આખો ખંડ અનેક પ્રકારની સુગંધથી મ્હેકી રહ્યો.

"આ તો મગધનરેશ ખાસ વાપરે છે, બા! જ્યારે ભગવાન્ શાક્યમુનિ રાજગિરિમાં પધાર્યા હતા ત્યારે આ સુગંધયુક્ત જલથી બિમ્બિસાર મહારાજે તેનાં ચરણકમળ પખાળ્યાં હતાં."

કંધકે એક વડારણના હાથમાં તે જલનો ભંભો ઉંધો વાળી જળ ઝીલ્યું અને પછી આખો ભંભો તેને સોંપી દીધો.

વડારણો અને કુંવરીઓ એ જળની ચિકિત્સા કરે તે દરમ્યાનમાં તેણે હાથીદાંતની એક મીણાકારી ડબ્બી ઉઘાડી. તેમાં એક ભૂક્કી હતી.

"આ ભૂક્કી જ્યારે મહારાજ અભયકુમાર પાર્શ્વનાથજી, નેમિનાથજી અને રૂષભદેવજીની પ્રતિમાનું પૂજન કરે છે, ત્યારે ચંદનમાં નાંખે છે. ચંદનમાં પડતાં આ ભૂક્કી સુગંધિ દ્રવ્ય છે. તેલ ઉપર વેરાતાં એ મોહન દ્રવ્ય છે. પાણીમાં પડતાં એ શરીરનું નિશ્ચેષ્ટક દ્રવ્ય છે."

કંધકે ઓરસ સુખડ કાઢી તેના ઉપર ભંભાનું સુગંધિ જળ નાંખી ચંદન તૈયાર કર્યું. તેમાં ડબ્બાની ભૂક્કી નાંખી અને એ ચંદનના ચાંદલા તેણે કુંવરીઓના તથા વડારણોના ભાલમાં કર્યા. આખો ખંડ ખુશ ખુશ થઇ ગયો.

સુજ્યેષ્ઠાએ અનેક દ્રવ્યો ખરીદ્યાં; ફકત ભૂક્કી ન ખરીદી.

ચિલ્લણાએ કંઇ પણ ન ખરીદ્યું. તેને તો તે ભૂક્કી ખરીદવી હતી.

"ના, બા." તે ફેરિયાએ કહ્યું. "મારાથી તેના બધા ગુણ કહેવાઇ ગયા છે એટલે તે તો હું નહિ વેચું. તમને તે વાપરતાં ન આવડે અને કંઇક આડુંઅવળું થાય તો મારો ધંધો ટળી જાય."

"ત્યારે મારે બીજું કાંઇ જોતું પણ નથી. બહેનબાએ લીધું છે તે બધું મારૂં જ છે."

ખરીદી થઇ રહી. કેસરને હુકમ થયો કે ફેરિયાને–સરૈયાને મહારાણી હંસગતિકા પાસે લઇ જવો.

કેસર ફેરિયાને લઇ રાણીજી પાસે ગઇ. ત્યાંથી તેને હુકમ થયો કે ફેરિયાને રાજાજી પાસે કોષમુદ્રિકા માટે લઇ જાય.

ફેરિયો પાછળ ચાલ્યો અને કેસર આગળ થઇ. કેસર એટલી ઉતાવળથી ચાલતી હતી કે કંધક તેને પહોંચી શકતો નહોતો. કેસર તેની તરફ પાછું વાળીને જોતી પણ નહોતી. મ્હોં પણ ચડયું અને ચડયું રાખતી હતી, બોલે તો શાની જ ?

કંધક ઉભો રહી ગયો. "ઉભાં રહો. હું માંદો છું. વિસામો લેવો છે."

ખૂબ આગળ વધી ગયેલી કેસર ઉભી રહી. "ઓ હો હો, મરદ જેવા મરદ છો ને થાકી શેના ગયા ?"

"મેઘાડંબર ચડયો છે તેનો ભાર લાગે છે."

"તો હળવો કરો."

"કઇ રીતે પણ ? ઉપાય બતાવો."

"તમારે ઉપાયની શી જરૂર ? ઘણીય ભુરકીઓ પેટીમાં રાખી ફરતા હશો અને રાજકુંવરીઓનાં મનમાં કૌતુક ઉપજાવી વેચવાની ના પાડતા હશો." કેસરે કહ્યું.

"એવું તો ખરૂં."

"તો એવી કોઇ ભૂરકી અજમાવો, મેઘાડંબર ઉતરી જશે."

કંધક કેસરની નજિક આવી પહોંચ્યો. "લ્યો ત્યારે ઉતારો તમારો મેઘાડંબર અને વરસાવો મીઠડાં અમી વરસાદનાં." કહી તેણે પેલી મીણાકારી ડબ્બી ભૂક્કી સહિત કેસરના હાથમાં મૂકી દીધી.

"એ ડબ્બી ને એ ભુક્કી બન્ને તમારાં દાયજામાં આવવું છે ને ?"

"હાસ્તો. એ તો કેદિનું નક્કી થઇ ગયું. આજ તો નાનાં કુંવરીબાએ રીતસર કોલ આપ્યો કે "કેસર તને દાયજામાં મોકલીશ."

"મગધનું માગું આવ્યું છેને ?"

"હા. પણ મોટાંબા ના પાડે છે." કેસરે કહ્યું.

"કેમ ?"

"તેને પરણવું જ નથી ને?"

"તો નાનાં બા."

"નાનાં બાને તો મગધમાં પરણવાની આવડી આવડી ચળ છે. પણ તેને પૂછે છે કોણ?"

"કેમ? તેનું સ્વીકારે."

"નારે બા! મોટાં બા કુંવારાં રહે ને નાનાંને પરણાવાય?" કેસરે કહ્યું. "પણ તેનું કે આનું કોઇનું સ્વીકારાય તેમ જ નથી."

"સાચેજ? શો વાંધો છે?"

"મગધરાજનું કુળ હલકું છે."

કંધક હસી પડ્યો. "બસ, એટલું જ? તો તો અમે કુંવરીનું હરણ કરીશું.

હવે કેસરને હસવું આવ્યું "એમ, એટલી બધી હિંમત છે? જો હરણ કરો તો નાનાંબાનું જ કરજો."

"એ તો જે હાથે ચઢયાં તે. અમે તો હરણ કરવામાં જ સમજીએ. કોનું તેની ખબર ન પડે" કંધકે કહ્યું.

---

## પ્રકરણ ૨૩ મું

## "તમારૂં હરણ કરીશ"



સગતિકાએ અને ચેટકે બંનેએ મળીને મગધરાજ બિમ્બિસારને એકસરખો સહમત જવાબ આપવાનું નક્કી કર્યું. આગલા પ્રકરણમાં જે બીનાઓ બની ગઇ છે તેને વળતે દિવસે મહારાજ ચેટકે મહારાણીસહિત દરબારમાં હાજરી આપી. કુંવરી સુજ્યેષ્ઠા તથા કુંવરી ચિલ્લણા પણ માતાપિતા સાથે દરબારમાં આવ્યાં.

પહેલાં દરબારનું નિરંતરનું ચાલુ કામ સમાપ્ત કરવામાં આવ્યું. પછી તરત જ મગધરાજનો સંદેશ હાથ ધરવામાં આવ્યો અને પ્રધાન-

જીએ એ જાહેર કર્યું. "શ્રેષ્ઠીવર અનાથપિંડિકજી! આપ ભરતખંડના સર્વોત્તમ શ્રેષ્ઠી છો. આપનો વ્યવહાર ભૃગુકચ્છથી માંડી વેનાતત સુધી ચાલે છે અને આપની પેઢીઓ આર્યાવર્તની બધી રાજધાનીમાં છે. મહારાજ વૈશાલિનરેશ આપનું સ્વાગત કરવામાં પોતાનું અવનિપતિપણું સાર્થક થયું માને છે."

આ પ્રસ્તાવનામાં સભાને સમજ ન પડી. અનાથપિંડિકજીની આટલે દરજ્જે અંગત પ્રશંસા તેને અસ્થાને લાગી. શ્રેષ્ઠીએ તો તે સર્વ પ્રશંસા નીચું મસ્તક કરી ઝીલી.

"પરંતુ, શ્રેષ્ઠિવર!" પ્રધાને આગળ ચલાવ્યું. "આપ મગધનરેશના દૂત થઈને ન આવ્યા હોત તો વધારે લાભ થાત. તો વિદેહરાજ આપનું વધારે દરજ્જે આતિથ્ય કરી શકત. અત્યારે તો આપે મગધનરેશ તરફથી જે કહેણુ અહિં રજુ કર્યું છે તે સ્વીકારી શકાય તેમ નથી. કુંવરી સુજ્યેષ્ઠા લગ્ન કરવા ના પાડે છે. કુંવરી ચિલ્લણા હજી લગ્નને યોગ્ય નથી—"

ચિલ્લણાએ મ્હોં મચકોડયું. સુજ્યેષ્ઠાને પડખામાં આંગળી મારી તેણે કહ્યું: "બ્હેનબા! કહોને કે હું તો લગ્ન કરવા હમેશાં તૈયાર છું."

પરંતુ તે દરબારની ગંભીરતામાં ખલેલ પાડવા સુધી હિંમત ન બતાવી શકી અને પ્રધાને તો જવાબ પૂરો કર્યો: "કુંવરી ચિલ્લણા હજી લગ્નને યોગ્ય નથી; મહારાણી તથા મહારાજ ચેટકરાજનું મન આ સંબંધ માટે માનતું નથી. આપ આ સંદેશો મહારાજ બિમ્બિસારને પહોંચાડશો. વિદેહરાજ મગધરાજની મૈત્રી ઇચ્છે છે; પણ વ્યવહાર અને કુટુંબસંબંધ રાજસંબંધથી નિરાળા છે. આ વાત, દૂતરાજ શ્રેષ્ઠી! આપને કે મંત્રીશ્વર અભયકુમારને કે મહારાજ બિમ્બિસારને સમજવી મુશ્કેલ નહિ પડે."

સભા સ્તબ્ધ થઇ ગઇ. વૈશાલિમાં કોઇએ ધાર્યું નહોતું કે ચેટકનું કુલાભિમાન આટલે દરજ્જે પહોંચશે. મગધ એટલે એક તેજસ્વી,

બલશાલી, સમર્થ રાષ્ટ્ર. તેની સાથે કુટુંબસંબંધ કોઇ પણ ઇચ્છે. મગધરાજે પોતે આ સંબંધની સામેથી માગણી કરી હતી એ તો બહુ સુભાગ્યની વાત ગણાય. રાજ્યનયવિશારદ કોઇ પણ પ્રધાન, કોઇપણ રાજા આવો સંબંધ સત્કારે જ. પણ ચેટકે તે નકાર્યો હતો. ડાહ્યા પુરુષોને વૈશાલિ માથે દુઃખનાં વાદળાં ઘેરાતાં દેખાયાં.

અનાથપિંડિકે સંદેશ ગ્રહણ કર્યો. "મહારાજ ચેટકરાજ! મારો લાવેલો સંદેશ સ્વીકારવો ન સ્વીકારવો એ આપની મુનસફીની વાત છે. આપને મહારાજ શૈશુનાગ કુલાવતંસ બિમ્બિસારનું માગું નકારવાનું યોગ્ય લાગ્યું છે તો ભલે, પરંતુ મહારાજ મગધપતિનો મને આદેશ છે કે મારે આપને એમ જાહેર કરવું કે વિદેહની કુંવરીઓમાંથી એકને તો રાજગૃહના અન્તઃપુરની અન્તેવાસિની કરવાની મગધનરેશે પ્રતિજ્ઞા કરી છે. તે દશહરા સુધી આપનો નિર્ણય પલટાય તો તેની રાહ જોશે. ને પછી ક્ષત્રિયોને યોગ્ય બ્રાહ્મ, ગાંધર્વ, રાક્ષસ, આસુર, ગમે તે લગ્નવિધિથી વિદેહરાજદુહિતાને તે પોતાની ધર્મસહચારિણી બનાવશે."

તે નમન કરીને બેસી ગયો. સભા ઉકળી ગઇ. જેમ તેણે મહારાજ ચેટક આ માગું નકારશે એવું ધાર્યું નહોતું તેમ જ મગધરાજે આ પ્રમાણે હઠાગ્રહ ધરીને જ માગું મોકલ્યું હતું તેવું પણ ધાર્યું ન હોતું. બે રાજહઠની અથડામણ એટલે લડાઇ. વિદેહની વસતિએ વિગ્રહ તરતના ભાવિમાં ચારે તરફ સળગતો નીરખ્યો.

ચેટકરાજને માગું નકારવાનો હક્ક હતો અને તેના પ્રધાને બહુ વિવેકથી એ નકાર જાહેર કર્યો હતો. મગધ તરફથી અનાથપિંડિકે બહુ કડક જવાબ વાળ્યો હતો અને એ જવાબમાં ડારો હતો. લોકસભા અને સામંત સભા, બંને આ દરબારમાં હાજર હતાં અને બંનેને એમ લાગ્યું કે મગધરાજે યુદ્ધ માટે ફેંકેલું બીડું વૈશાલિએ ઉપાડી લીધે જ છૂટકો.

અનાથપિંડિકે આપેલા ગુમાની ડારાથી સભામાં બિમ્બિસારની તરફેણમાં જે વળણ હતું તે દુસ્મનાવટમાં ફેરવાઇ ગયું, અનેક હાથો

તીરકામઠાં પર જકડાયા, અનેક સમશેરોની મૂઠ ઉપર મૂઠ્ઠીઓ વળી, અનેક મૂછો ઉપર હાથ પડયા અને આમળા દેવાયા.

ચેટકરાજે પ્રધાન સાથે થોડી મંત્રણા કરી. પ્રધાને સભાને શાંત પાડી. "અનાથપિંડિકજી! મગધરાજના દૂત તરીકે તમારો પગ આવતી કાલના સૂર્યાસ્ત સમયે વૈશાલિની સીમામાં ન હોવો જોઇએ. આતિથ્ય-કક્ષા (મેમાનદારી કચેરી) આપના સીમા સુધીના પ્રવાસની બધી ગોઠવણ કરશે."

શ્રેષ્ઠી અનાથપિંડિકે મસ્તક નમાવ્યું. તેણે આ અનુજ્ઞા અનુમાની લીધેલી જ હતી. તેણે તો આવતી કાલના સૂર્યોદય સુધીની જ અવધિ મળશે એમ માની લીધું હતું. સૂર્યાસ્ત સુધીની અવધિ તો બહુ જ હતી. જો ધારે તો તો તેટલા સમયમાં વૈશાલિમાં તે રાજપરિવર્તન કરી નાખે. પણ તેને તેવા કોઇ આદેશ નહોતા. તેને તો માગું નકારવામાં આવે તો યુદ્ધનું બીડું ધરવાનો જ આદેશ હતો. તે પોતાના આદેશને સફળતાથી પાર પાડી શકયો હતો.

દરબાર વિખેરાયો. ચેટકે મહેલમાં પાછા ફરતાં કેસર વડારણને સુગંધના ફેરિયા પાસેથી થોડી વસ્તુ મૂલવતાં દેખી. પણ ક્રોધ અને અભિમાનના એ પૂતળાએ તેના તરફ ઝાઝું લક્ષ આપ્યું નહિ.

ફેરિયાએ એક ફુલેલ તેલની ભંભલી કેસરના હાથમાં મૂકી. "લ્યો, ત્યારે હવે દાયજો તો રહ્યો. તમે શું કરશો?"

"તમે શું કરશો?" કાખમાં ભંભલી સંતાડી તેના ઉપર પાલવ ઢાંકતાં કેસરે સામું પૂછ્યું.

"હું તો આંહિ લડવા આવીશ. કુંવરીબાનું હરણ કરીશ."

"કયાં બાનું કરશો?"

"તે તો ત્યારે તમને જ પૂછીશ."

"અત્યારે જ પૂછી લ્યો."

"માનો કે પૂછ્યું."

"નાનાં બાનું."

"બસ, અમે આવીએ એટલે તમે તેને આગળ ધકકેલી દેજો એટલે તેને પકડી લેશું."

"ને અમે ?"

"તમે પાછળ પાછળ ચાલ્યાં આવજો."

"ના, ના. અમારૂં પણ હરણ થવું જોઇએ."

"તે તમારૂં હરણ કોણ કરે? છો તેવાં જ સારાં છો."

"જો મારૂં હરણ નહિ થાય તો હું તમારૂં હરણ કરીશ." કેસરે કહ્યું.

"હા, ઠીક. જો તમારૂં હરણ ન થાય તો તમે મારૂં હરણ કરજો." કહી કંધક ચાલી નીકળ્યો.

કાંટો કે પત્થર, કાંઇ પગમાં વાગ્યું હોય તેમ કેસર નીચી વળી પગ ખોતરવા માંડી અને કંધક પાછળ એક નજરે જોઇ રહી.

કંધકે પાછળ ન જોયું. તે તો જરા દૂર જઇ ગલીકુંચીઓમાં પેઠો અને આડાઅવળા રસ્તા કરી અભયસિંગજીને ઉતારે પહોંચ્યો.

"શેઠિયા!" કંધકે કહ્યું: "અવધિ પૂરી કરીશ માં, શેઠિયા! વહેલો વહેલો નીકળી જા."

"શા માટે, કંધક?"

"આ વેપાર નથી: આ તો ભાણુભાની રાજરમત. આજ મધરાતે તો મગધનું કટક વૈશાલિપર ધમધમાટ ચડયું આવતું હશે."

"સાચું."

"ભાણુભા ઓછા તૈયાર છે ?"

"તમે."

"હું નકારના સમાચાર લઇ સાંઢણી ઉપર જાઉં છું. તું જેમ બને તેમ જલદી પાલખી મંગાવી ચાલી નીકળ."

"મામા! બહુ ઉતાવળ છે ?"

"હા, જો." તેણે અનાથપિંડિકને એક ગલ્લીના નાકા ઉપર ખેંચ્યો; અંદર સાંઢણી તૈયાર ઉભી હતી અને ઘાસ વાગોળતી હતી.

# પ્રકરણ ૨૪ મું

## કટક ચઢયું


સર કંઘક દેખાતો બંધ થયો એટલે કાંટો નીકળી ગયો હોય અને પગને આરામ થયો હોય તેવો ડોળ કરીને કુંવરીઓના આવાસ તરફ ગઇ. બંને કુંવરીઓ દરબારમાંથી નીકળી પોતાના ખંડમાં આવી ગઇ હતી. સુજ્યેષ્ઠા ચ્હીડાવા માંડી. "અલિ કેસર ! આ તે કઇ રીત છે? દરબાર પૂરો થયો ત્યારે કયાં ચાલી ગઇ હતી?"

"મોટાં બા ! શું કરૂં? ભીડમાં અંટવાઇ ગઇ અને જેમ જેમ આપની પાસે આવવાનું કરૂં, તેમ તેમ છેટું જ પડતું જાય. બા ! જૂઓને, વચમાં વળી પીટયો કાંટો વાગ્યો."

"બધું થશે. "સુજયેષ્ઠાએ કહ્યું." બેલજ્જી."

કેસરે ચિલ્લણા સામે જોયું. ચિલ્લણા હસી. "બહેનબા ! કેસર ઉપર ગુસ્સે શું થાઓ છો? તમારૂં હરણ થવાનું છે તેમાં તે બાપડી શું કરે?"

"ચિલ્લણા !" સુજયેષ્ઠાએ બૂમ પાડી.

"બહેન બા." તે ઉદ્ધત કુંવરીએ કહ્યું: "ગુસ્સે શું થાઓ છો? પિતાજી તમને માણુસ જ રાખવાના છે. તમારૂં તે હરણ થવા દે? હજી હું હોઉં તો કાંઇ હરકત નહિ." ચિલ્લણાએ કેસર સામે કાંઇ એવી રીતે જોયું કે સુજયેષ્ઠાને તો ડર લાગ્યો કે નાની બહેન ગાંડી તો નથી બની ગઇ ને?

"કેસર ! તે ઠંડી પડી બોલી." "તું ચિલ્લણા સાથે રહે. હું તો જરા સૂઇ જાઉં છું. આ બધી શી ઉપાધિ? મારામાં શું છે? મારૂં હરણ શા સારૂ કરતું?"

સુજયેષ્ઠા ચાલી ગઇ. તે ખરેખર મૂંઝાઇ ગઇ હતી. પિતાજી ચિલ્લણાને પરણાવી દે તો શું ખોટું? આ શી હઠ? કેટલી હિંસા? કેટલું નુકસાન? કૂળ? એ વળી શું?

તેણે પોતાના શરીર સામે જોયું. "પિતાજીએ કહ્યું કે અમે તો હૈહય." તેણે હંસગતિકા રાણીનું, પોતાનું, ચિલ્લણાનું, પોતાની પરણી ગયેલી બહેનોનાં એમ જેટલાં જોઇ શકાય, યાદ લાવી શકાય તેટલાં શરીરો યાદ લાવવા માંડયાં. એ શરીરોમાં હૈહય શરીર તરીકે તેમને બીજાં શરીરોથી અળગાં તારવતું કશું ન હોતું.

તેણે કેસરનું શામળું પણ ઘાટીલું શરીર પોતાના મન સામે ખડું કર્યું. કેસર જો જરાક ગોરી હોત તો તે પોતાના અને ચિલ્લણા કરતાં વધારે સુંદર લેખાત. કેસર તો હૈહય પણ નહોતી અને વાજિ પણ નહોતી. તે તો દાસી હતી. તેના ઉપર રાજકુટુંબ માલિકી ધરાવતું હતું.

તેણે તો પછી બીજી વડારણોને યાદ કરવા માંડી. એમ કરતાં કરતાં એક અત્યંત સ્વરૂપસુંદર વડારણના મોહપાશમાં પડી પિતાજીએ–ચેટકરાજે પોતે તેને રાણીપદે સ્થાપી હતી, માતાજી હંસગતિકાને માથે આ દાસીના રૂપમાં શોકયનું સાલ ઉભું કર્યું હતું એ તેને યાદ આવ્યું.

કમળા હૈહય ન હોતી, વાજિ ન હોતી, લિચ્છવિ ન હોતી, ક્ષત્રિય ન હોતી–દાસી હતી. તેને તો કૂળ જ નહોતું. "કૂળ !" સુજ્યેષ્ઠા પલંગમાં પડયે પડયે મોટેથી બોલી. મહેલના વિશાળ ખંડના એકાંતે પડછંદ પાડી જવાબ આપ્યો "હા, કૂળ"

કૂળ જેવી અગમ્ય કોઇ બાબત માટે બે રાષ્ટ્રો યુદ્ધમાં સંડોવાવાનાં હતાં. શું હતું આ કૂળ?

"ત્યારે હું પરણવાનું સ્વીકારૂં?" સુજ્યેષ્ઠાના દિલમાં તરંગ ઉઠયો.

પણ પોતાના સ્વીકારવાની વાત કયાં હતી? ચેટકને એ વાત નડતી નહોતી. તેને તો કૂળ નડતું હતું. કૂળ નામનો કોઇ રાક્ષસ ભરતખંડના બે રાજવંશને, બે રાષ્ટ્રોને ઘોર ભયાનક યુદ્ધમાં ખેંચી રહ્યો હતો.

સુજ્યેષ્ઠા આ ઘડમથલમાં ગુંચવાઈ સૂઇ ગઇ. બીજા ખંડમાં ચિલ્લણા અને કેસર વાતો કરતાં રહ્યાં.

"કેવો પુરુષાતનભર્યો જવાબ, કેસર !" ચિલ્લણાએ કહ્યું.

"નાનાં બા ! મને પણ રોમેરોમ વિજળી જ લાગી ગઇ હો." કેસરે કહ્યું.—"પરણવું તો એવાને જ પરણવું. સંબંધ બાંધવો તો એવા જ રાષ્ટ્ર સાથે બાંધવો. ના કહી તો ના—આ બેઠા એવા પાણી વિનાનાં સગાં શાં કામનાં?"

"તે કેસર ! મગધરાજ ચ્હડી આવશે?" ચિલ્લણાએ પૂછ્યું.

"બા ! આપણે તેના સીમાડાપર હમણાં ને હમણાં ન ચ્હડી જઇએ તો એનું કટક ચઢી આવશે."

"ને બાઝંબાઝી, મારામારી થશે?"

"હા, બા !"

"જોવાની મજા આવશે?"

"બા ! આપણને મજા તો આવશે, પણ હજારો માણસો મરી જશે, હજારો જાનવરો, ઘોડા, હાથી, ઉંટ વગેરેનો કચ્ચરઘાણ નીકળશે." કેસરે કહ્યું. "પણ રાજકુંવરીના હાથ સારૂ એવું થોડું તો થવું જ જોઇએ ને?"

"હા, હા, તે વિના લ્હાવો ય શું? અને રસે ય શું?" ચિલ્લણાએ ટાપસી પૂરી.

"બા ! સીતાજી સારૂ રામરાવણ લડયા, દ્રૌપદી સારૂ કૌરવપાંડવ લડયા. જો એ લડયા ન હોત તો સીતાજી કે દ્રૌપદીને આજ કોણ સંભારત?" કેસરે મગજ ચલાવ્યું.

"હા, સીતા તો અમારાં જ ફૂઇબા ને દ્રૌપદી પાંચાળનાં કુંવરી." ચિલ્લણાએ કુળ ઇતિહાસ કહ્યો.

"નાનાં બા ! હવે મોટાં બાને ભવોભવ સહુ સંભારશે, લડાઇ થશે એટલે." કેસર બોલી.

"પણ મોટાં બાને કયાં પરણવું છે?" ચિલ્લણા બોલી. "તેનું હરણ કરીને ય બિમ્બિસાર શું કરવાનો હતો? એ તો ઉભાં રહેશે અને કહેશે કે મારે નથી પરણવું."

"નાનાં બા! ઈ તો પરણશે." કેસરે કહ્યું.

ચિલ્લણા વિચારમાં પડી. કેસર તેની સામું જોઇ રહી.

"કેસર!" થોડી વાર પછી ચિલ્લણાએ કહ્યું.

"બા!"

"બ્હેન બા પરણે કે ન પરણે, પણ હું તો પરણવાની જ છું અને તે પણ મગધરાજને," ચિલ્લણાએ દિલનો પડદો ખોલ્યો.

"પણ, બા! એ કેમ બને? રીતસર સ્વયંવર થશે તો પણ મોટાં બાનું થશે. હરણ થશે તો પણ મોટાં બાનું થશે. તમારૂં તો આ બધામાં નામ જ ક્યાં છે?" કેસરે કહ્યું.

"તો બ્હેન બા અને હું બંને તેને પરણશું. હું સામેથી જઇને કહીશ કે એક બહેનનું હરણ કરો છો તો બીજી બહેનને સાથે ગ્રહણ કરો."

કેસર બોલી નહિ. થોડીવાર બંને ચૂપ રહ્યાં. વળી પાછી ચિલ્લણા બોલી: "કેસર! હું અત્યારે જ સામેથી જાઉં તો આ લડાઇ અટકી જાય?"

"હા, બા! તરત અટકી જાય."

"ચાલને ત્યારે."

"પણ બા! કેમ કરીને જવાય? કાંઇ સામેથી જવાય?"

"તેમાં શું?" ચિલ્લણાએ નિર્દોષતાથી પૂછ્યું.

"ના તેમાં તો કંઇ જ નહિ. પણ હજી કોઇ એમ સામેથી ગયું સાંભળ્યું નથી."

"પણ આ ધમાલ, આ દુઃખ, આ મારામારી બધું અટકી જતું હોય, સામે જવાથી પરણાઇ જવાતું હોય અને મગધ અને વૈશાલિનો સંબંધ બંધાતો હોય તો તેમાં શું ખોટું? બીજાં ન ગયાં તો ન ગયાં– આપણે નવેસરથી."

કેસરને તરત જવાબ ન સૂઝ્યો. તે સૂઝે તે પહેલાં તો યુદ્ધ દુંદુભિનો ઘોર અવાજ તેને કાને પડ્યો.

"નાનાં બા! નાનાં બા!" તે બોલી. "કટક ચઢ્યું."

"કયાં, કેસર! કયાં? કોનું?"

"બા! ખબર નહિ. આપણું જ હશે ને." બંને અટારીના ગોખમાં ગયાં. મહેલના ચોગાનમાં હથિયારબંધ માણસો ભેળા થતા હતા.

## પ્રકરણ ૨૫ મું

### મગધસેના

જ્યારે ક્ષેમા નિશ્ચેષ્ટ થઇને રાજા બિમ્બિસારના હાથમાં પડી હતી ત્યારે પહેલી લાગણી તો રાજાના મનમાં મોટા ધ્રાસ્કાની હતી. આવેશના અતિશયને લીધે ક્ષેમાનું એકાએક અવસાન થયું એમ જ રાજાએ માની લીધું હતું.

રાજાને ક્ષેમા ઉપર અતિશય ક્રોધ આવ્યો. તેને તેના ઉપર અપાર પ્રીતિ હતી. પણ જે માણસ મહાભોગી હોય છે તે જ તેના હૃદયમાં પલટો થતાં મહાયોગી થઇ શકે છે. જ્યાં અત્યંત આસકત રાગ હોય છે ત્યાં જ ઉત્કટ વિરાગ પ્રભવે છે. એ ન્યાયે ક્ષેમામાં પરમમુગ્ધ રાજા બિમ્બિસારને એટલી ઘૃણા ઉપજી કે તેણે નિશ્ચેષ્ટ ક્ષેમાના કલેવરને હડસેલી દૂર નાંખી તે ખંડમાંથી નીકળી જવાનું યોગ્ય ધાર્યું.

બહાર નીકળતાં તેણે બન્ધકને જોયો. તેને જોતાં રાક્ષસ બિમ્બિસાર માનવી બન્યો. ક્ષેમા ખરેખર મૃત્યુ પામી હોય અગર મૃત્યુને આરે જઇ ઉભી હોય તો તેને ઉપચાર થવા જોઇએ. અણુમાનીતી થયા છતાં પણ રાજરાણીનો એ અધિકાર છે એમ તેને સૂઝયું. તેણે બન્ધકને બોલાવ્યો અને કહ્યું: "બંધક! એકદમ જા. આર્ય જીવકને કહે કે મહાદેવી ક્ષેમા મૂર્ચ્છિત થઇ ગયાં છે. તેની કાયા નિશ્ચેષ્ટ થઇ ગઇ છે માટે ઉપચાર કરો. હું આંહિ છું."

"ભલું, બાપુ!" બંધકે કહ્યું. "ભાણુભાને કે સુનન્દાબાને ખબર આપતો આવું?"

"ના, ના" મહારાજે કહ્યું. "આર્ય જીવકને જ તેડી લાવ. તેના આવ્યા પછી જરૂર હશે તે કરશું."

બંધક ગયો. રાજા ક્ષેમાના ખંડમાં પાછો ફર્યો. ક્ષેમાનું નિશ્ચેષ્ટ કલેવર તેણે ફેંક્યું હતું તેમ જ પડ્યું હતું. રાજાને પસ્તાવો થયો. શરમ આવી. તેણે તે કલેવરને પોતાના હાથમાં ઉંચક્યું અને ધીમેથી હીંચકા ઉપર સુવાડ્યું. પછી પડખે જ વીંઝણો નજરે પડ્યો. રાજાએ તે લઇ લીધો અને તે મૂર્ચ્છિત કલેવરને વાસર નાંખવા માંડ્યો.

ક્ષેમાદેવીને વડારણો પસંદ નહોતી. તે બને ત્યાં સુધી એકાંત જ સેવતાં. બહાર જતાં ત્યારે રાજકુળના અંતઃપુરની પ્રથાને માન આપીને ત્રણ ચાર વડારણોને સાથે લઇ જતાં પણ તેમને પણ દૂર રાખતાં. પગે જતાં તો વડારણોને અળગાં ચલાવતાં. પાલખીમાં જતાં તો તેમને નોખી પાલખીમાં બેસારતાં. પોતાના આવાસમાં તો ભાગ્યે જ તેમને બોલાવતાં કે ટોળે મળવા દેતાં. વડારણો પોતે પોતાથી પરાણે પડતી તેની ખિદમતમાં રહેતી પણ કેટલીકવાર તો ક્ષેમાદેવી તેમને ધમકાવી કાઢતાં. પરિણામે આજે ક્ષેમાદેવીના આવાસપર એક પણ વડારણ નહોતી.

કેટલીય વાર સુધી રાજાએ વીંઝણાથી ક્ષેમાને પવન ઢાળ્યા કર્યો. અંતે બંધકે આર્ય જીવકનું આગમન નિવેદન કર્યું, અને રાજા જીવકને લેવા સામો ગયો.

આર્ય જીવક મગધના દરબારના રાજવૈદ્ય હતા અને તે યુગના આર્યાવર્તના રત્નરૂપ ગણાતા હતા. બિમ્બિસારે વૈદરાજને નમન કર્યું અને જીવકે રાજાને આશીર્વાદ આપ્યા. રાજા તેને ક્ષેમાના દેહ પાસે લઇ ગયો.

"આર્ય જીવક! મેં તેને કહ્યું. "ચાલો જલક્રમણ કરીએ અને તે આમ લાકડું થઇ પડયાં." રાજાએ વીતકની વાત કરી.

વૈદરાજે નાડ હાથમાં લીધી. થોડીવાર પછી કહ્યું. "રાજન્! યોગ-નિદ્રા છે. રોગ નથી. દેવીની ઇચ્છા થશે એટલે પોતાની મેળે જાગશે.'

રાજા આ સાંભળીને તો વધારે ક્રોધાયમાન થયો. બંધકને મોકલ્યા પછી તે ક્ષેમા પ્રત્યે ફરીથી પ્રેમાળ અને નરમ થવા માંડ્યો હતો. પણ આર્ય જીવકનું નિદાન સાંભળીને તો તેની ઘૃણા વધી. તેણે વૈદરાજને ખંડની બહાર ખેંચ્યા અને પોતાના ખાનગી ખંડમાં તેને લઇ જઇ કહ્યું.

"વૈદરાજ ! આ તે કઇ મનોદશા ? એક જુવાન રાજરાણીમાં, માનીતી કુલવધૂમાં, આસક્તપતિકા પત્નીમાં આ તે કઇ જાતનો વિરાગ !"

"રાજા !" વૈદરાજે કહ્યું. "એ સમજવાથી તારે શું કામ છે? તારે તો ફક્ત હવે એટલું જ સમજવાનું રહ્યું છે કે ક્ષેમાદેવી તારાં રહ્યાં નથી.""

રાજાએ દમ ખેંચ્યો અને આર્ય જીવકને વિદાય કર્યા. તે પછી તેણે ચોક્કસ નિર્ણયો કર્યા અને એ નિર્ણયોના પરિણામ રૂપે બનતા બનાવો આપણે પાછળનાં થોડાં પ્રકરણોમાં જોઇ ગયા છીએ.

બિમ્બિસારે તે દિવસથી ક્ષેમાનું નામ લેવાનું, તેને ઓરડે જવા-આવવાનું છોડી દીધું હતું. તેને ચેટકરાજની કુંવરીની હવે લગની લાગી. તેના અસલ ચિત્રપટ ઉપરથી પોતાના ખંડેખંડ માટે નકલો ઉતરાવી. પોતે જ્યાં જાય ત્યાં તે છબીને દૃષ્ટિગોચર કરી શકે તેટલા માટે તેના અંગપર રહી શકે તેવી પટ્ટિકાઓ પણ રચાવી અને રાતદિવસ તે ચેટક-દુહિતાનું મનન કરવા માંડ્યો.

તે તો છબીવાળી કુંવરીને જ ઓળખતો હતો. તેને સુજ્યેષ્ઠા અને ચિલ્લણા, બન્ને બેનો હતી તે પણ ખબર નહોતી. ચિલ્લણા તેને પરણવા તલપતી હતી તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

અનાથપિંડિકને માગું કરવા મોકલ્યા પછી તે જવાબની આતુરતાથી રાહ જોતો હતો. તેને ખાત્રી જ હતી કે તેનું માંગું સ્વીકારાશે. પરંતુ બીજા પ્રેમીઓ અથવા લગ્ન લાલચુઓ પેઠે બિમ્બિસાર પાગલ બન્યો ન હતો. તે પોતે અત્યંત વિચક્ષણ હતો અને કુંવર અભયકુમાર તેનાથી સવાયો વિચક્ષણ હતો.

ચેટકરાજના કુલવટ વિષેના ખ્યાલો તે બન્નેને જાણીતા હતા. રાજમંત્રણામાં રાજા તથા કુંવર પ્રધાને એ ખ્યાલોથી ઉપસ્થિત થઇ શકે તેની બધી સંભાવનાઓનો વિચાર કર્યો હતો. ચેટકરાજના મૂલકમાં યુદ્ધ આરંભવા માટે તેમણે રાષ્ટ્રને તૈયાર કરવા માંડયો હતો.

દુકાળ દરમ્યાનમાં નજરે આવેલી રાષ્ટ્રવ્યવસ્થાની ખામીઓ દૂર કરવા બિમ્બિસારે જે જે સૂચનાઓ આપી હતી, તે સૂચનાઓનો અમલ થઇ રહ્યો હતો. રાજ્યની શૂદ્ર જનતા ગણુ અનેક શ્રેણિઓમાં વ્યવસ્થિત થવા માંડી હતી. વિચારશીલ, સમર્થ ગણમુખો અને શ્રેણિમુખો સમાજ પટમાંથી અનેરાં પુષ્પો માફક ઉપર ચ્હડી આવતા હતા અને ખીલતા હતા.

રાજમુદ્રાવાળા પણકો, ધાતુના ચોક્કસ વજન તથા હલકા ભેળનું પ્રમાણ સૂચવતા કાન્ડોથી માપસરના કટકાઓથી વિનિમય અને વાણિજ્યવ્યવહાર બહુ સરળ અને કુશળ થઇ પડયા હતા.

એ પણકોને લીધે શૂદ્ર જનતાની અને ક્ષત્રિય વર્ણની યુવતાને અભયકુમારે યુદ્ધ માટે તૈયાર થવાની યોજના ઘડી કાઢી તેને તરત અમલમાં મૂકી.

સવાસો દોઢસો વરસ પછી મૌર્ય સમ્રાટ્ ચંદ્રગૃપ્તની રાષ્ટ્રસેના આખા ભારતવર્ષમાં જ નહિ, પણ જગતમાં પ્રખ્યાત થઇ. આજે ઇતિહાસો એ મૌર્યસેનાનાં કીર્તિગાન ગાય છે. આ સેનાનું બીજ બિમ્બિસારે અને અભયકુમારે રોપ્યું.

દરેક સૈનિકને ધાતુકંડની ચોક્કસ સંખ્યા દર પક્ષની આપવાનું નિયત કરી શૂદ્ર અને ક્ષત્રિય જનતાના જુવાનોને રાષ્ટ્રે ધંધો શોધી આપ્યો. તેમનામાં તેજ અને અભિમાનની ભાવના જાગૃત કરી. અને તેમને તેમના ગણમુખો અને શ્રેણિમુખોની આજ્ઞા નીચે જો ચેટકરાજ મગધનરેશનું માગું નકારે તો યુદ્ધે ચઢવા માટે તૈયાર રાખ્યા.

ચેટકરાજને મગધરાષ્ટ્રની આ નવી પ્રવૃત્તિઓ અને રચનાની ખબર નહોતી. પણ કંધક આ બધું બરોબર જાણતો હતો. તેને

માહિતી હતી કે જે વખતે માગાના નકારની વાત રાજાને નિવેદન થાય તે વખતે જ સૂચના મળતાં મગધસેના વિદેહના સીમાડામાં દાખલ થશે.

મહારાજ બિમ્બિસાર તથા કુંવર અભયકુમાર પણ સીમાડા ઉપર જ છાવણી લઈ પડયા હતા.

કંધકની સાંઢણી સૂર્યાસ્ત આડો દોઢ પ્રહર રહ્યો હતો તે વખતે મગધનરેશના તંબુ પાસે આવી પહોંચી.

---

## પ્રકરણ ૨૬ મું

## રાજાનું પાપ

કંધક સાંઢણી પરથી નીચે ઉતરીને પરબાર્યો કુંવર અભયકુમાર પાસે ગયો. "ભાણુભા!" તેણે કહ્યું "ચેટકરાજે માગું નકાર્યું છે. કહે છે કે અમે તો હૈહય. એ વાજિઓને અમે અમારી દીકરી ન આપીએ."

અભયકુમાર તકિયે અઢેલીને પડયો હતો તે સફાળો બેઠો થઈ ગયો. "એમ છે મામા? ભૂલ તો થતી નથી ને?"

"ના, ભાણુભા! હું બધું નક્કી કરીને આવ્યો ને. શકટને પણ તૈયાર કરીને આવ્યો છું."

"મહારાજને વાત કહી?" મંત્રીએ પૂછ્યું.

"ના, ભાણુભા!"

"મામા! જાઓ. વાત કરો."

કંધક બિમ્બિસાર પાસે ચાલ્યો. મહારાજ તો તંબુમાં આમ તેમ લટાર મારતા હતા. બંને દીવાલની બાજુ પર ચેટકદુહિતાનાં ચિત્ર–ફલકો પડયાં હતાં.

"સિંહ કે શિયાળ?" કંધકને જોતાં જ વંદન કે અભિવાદનની પરવાહ કર્યા વિના મહારાજ બોલી ઉઠયા.

"સિંહ, બાપુ! લડાઇનાં દુંદુભી વજડાવો. ચેટકરાજે આપનું હડહડતું અપમાન કર્યું છે."

"મારૂં અપમાન? કઇ રીતે? માગું નકારીને?" બિમ્બિસારે પૂછ્યું.

"બાપુ! માગું નકારવું હોય તો નકારે. એમાં કાંઇ નહીં. એ તો કાંડાં અને બહાવડાના બળની વાત છે. પણ આપને હલકા કહીને."

"કયી રીતે? હું હલકો?"

"બાપુ! આપ હૈહય તો નહિ ને. ગમે એટલા મોટા થાઓ પણ બાપુ! આપ વાણિ તે વાણિ જ."

"તેમાં શું?"

"હૈહયની દીકરી લેતાં પહેલાં તો નવી માને કૂખે અવતરવું પડે, બાપુ!" કંધકે કહ્યું.

"શું?" બિમ્બિસારનો સાદ ફાટી ગયો. "મંત્રીજી! કુંવર!" તેણે સાદ પાડયો.

સાદ સાંભળતાં જ અભયકુમાર પોતાના તંબુમાંથી આવ્યો. તે હાથ જોડીને ઉભો રહ્યો. "કુંવર! મગધસેનાને ચઢાવો. આજે સંધ્યાકાળ થતાં વિદેહનો સીમાડો હાથ કરે અને રૂંધે."

"મહારાજની આજ્ઞા." કુંવરે કહ્યું. તે બહાર ગયો, અને તે પ્રમાણેની સૂચનાઓ આપી. પછી પાછો આવ્યો.

"પિતાજી, મહારાજ!" તેણે આર્જવપૂર્વક કહ્યું.

"કેમ? શું છે?" મહારાજ બિમ્બિસારે પૂછ્યું.

"પિતાજી! આપને ચેટકદુહિતાનું જ શું કામ છે? આપને અનાથપિંડિક અને બીજા શેઠીયાઓ રૂપરૂપના અવતાર જેવી કન્યા આપશે." અભયકુમાર બોલ્યો.

"છોકરા! જા. બિમ્બિસાર ક્ષેમાના સ્થાન ઉપર જો કોઇને સ્થાપશે તો તે ચેટકદુહિતાને જ. નહિતર તે ફના થશે અને મગધને તથા વિદેહને ફના કરશે."

અભયકુમાર ચૂપ રહ્યો. બિમ્બિસાર જરા ઠંડો પડ્યો. "જાઓ, કુંવર! હવે તમે રાજ સંભાળો. રાષ્ટ્રનું રક્ષણ અને વ્યવસ્થા કરો. હું સમરાંગણ સંભાળીશ. મને તમારા બ્રાહ્મણો, જતિઓ અને મુનિઓની સભાઓ કરતાં સમરાંગણ વધારે શોભાવશે."

દૂર અંતરિક્ષમાં જાણે ક્ષેમા કહેતી હોય ને એવો સ્વર બિમ્બિસારને કાને પડ્યો. "રાજાજી! કાયામાં લોભાયા છો? તેટલા માટે રાષ્ટ્રોનો સંહાર?"

"કાયામાં લાવણ્યની સમૃદ્ધિ, રૂપનો શણગાર ભર્યાં છે તે આત્માની શુદ્ધતા, બુદ્ધિના જ્ઞાન, સ્મૃતિની ચપળતા જેટલાં જ મૂલ્યવંતાં છે. હું એ સમૃદ્ધિ અને એ શણગારને રાજગૃહમાં ભરીશ." રાજાએ પડઘો પાડ્યો.

ક્ષેમાનો સ્વર અંતરિક્ષમાં ઓગળી ગયો. પણ ભગવાન્ શાક્યમુનિનો સ્વર તો અભયકુમારે તથા કંપકે પણ ગેબમાંથી ગુંજતો ગર્જતો સાંભળ્યો.

"વેલુવનના સમર્પણ સમયે, રાજન્! અહિંસા અને પંથનાં, ધર્મનાં અને નિયમનાં પણ લીધાં હતાં. સંભાર એ પણને. કાયાનાં લાવણ્ય, કલેવરના ઘાટ, એ આત્માનાં આચ્છાદન, બુદ્ધિના સંભ્રમ, પૂર્વાપરની સ્મૃતિનો સંમોહ છે."

અને બિમ્બિસાર ભભક્યો.

"મારું રાજ્ય, મારું રાષ્ટ્ર સંસારની સમૃદ્ધિથી શોભશે. રાજાની રાજવિભૂતિ હીરામાણેક, હાથીઘોડા, નોકરચાકર, સ્ત્રી સંબંધીમાં સમાયેલી છે. વૈશાલિ અને મગધ એક રાષ્ટ્ર થશે તો ભરતખંડને શોભાવશે."

શાક્યમુનિનો સ્વર ફરી ન સંભળાયો. ગેબની આ ચેતવણીઓ ક્યાંથી આવતી હતી? અભયકુમાર શાંત રીતે એ વિચારી રહ્યો હતો. અને તેના વિચારો પૂરા થાય તે પહેલાં તો અંતરિક્ષનાં તત્વો ઘેરાવા લાગ્યાં. તેમાંથી માનવપ્રતિમા ઘડાઇ અને તે પ્રતિમાનાં તેજોંબારમાં તપથી કૃષ્ટ શરીરવાળા મહાવીરસ્વામીનાં દર્શન થયાં. તેણે આર્દ્ર નયનથી કહ્યું. "બિમ્બિસાર! હિંસા કરી રહ્યો છે હો. પણ તે

વિના તું નરકનિવાસી ક્યાંથી થા ? અને નરકાગ્નિથી દાઝી સંશુદ્ધ ન થા તો આવતી ઉત્સર્પિણીનો તીર્થંકર પણ તું ક્યાંથી થા ? તેં ઉપજાવેલી શ્રેણીઓ તારા શાપસમાન છે અને એ શાપમાં તારો ઉત્કર્ષ પણ છે."

રૂપ અદૃશ્ય થયું. બિમ્બિસારની હઠ એવી ને એવી રહી. "માનવી ધારે છે તે કરે છે. અત્યારે મેં ધાર્યું છે કે ચેટકરાજને અને વિદેહને ડારવા." તે તંબુની બહાર નીકળ્યો. તેજ વખતે અભયકુમારે આંહિ આવતાં પહેલાં આપેલી આજ્ઞા પ્રમાણે ઢોલ ધ્રસુક્યો. સેના ચ્હડી. વિદેહનો સીમાડો તો ખેતરવા પણ નહોતો. બળતી સાંકીની, ભેરીની, શિંગીની સૂચનાઓ અપાતી ચાલી. સૂર્યાસ્ત થતાં તો મગધના કટકે વિદેહની સીમા બાંધી લીધી. તેનાં નાકાંઓ રૂંધી દીધાં. અસાવધાન ચેટકરાજના નાકેદારો નાકાપર હણાયા. કેટલાક ન્હાસી છૂટયા.

સૂર્યાસ્ત થયો અને ભવ્ય લાલહિંગળોક સંધ્યા જામી. કટકની કૂચકદમથી ભડકેલું બ્હીનેલું એક હરણિયાંનું ટોળું આગળ નાઠું. રાજા હવે ઘોડે ચ્હડી, કટકને મોખરે દોડતો હતો. ટોળું જે દિશામાં ભાગ્યું તે દિશા તેને જવાની હતી. કટક સહિત તે તેની પછવાડે પડયો. વૈશાલિના રસ્તાપરનાં ગામડાંઓ રાતોરાત અચાનક છાપો મારી સર કરવાનો તેનો ઇરાદો હતો.

હરણિયાંનું ટોળું આગળ દોડતું જ ગયું. રાજા કટક સાથે પાછળ ધસતો ગયો. હજી મ્હોંસૂઝણું હતું. રાજાના મનમાં એકાએક તરંગ ચ્હડી આવ્યો. તેણે ચાપ ઉપર બાણ ચ્હડાવ્યું અને તાકીને ટોળામાં ફેંક્યું. એક હરણું વીંધાયું અને ગુલાંટ ખાઇને નીચે પડયું. રાજાએ તેને બીજું બાણ માર્યું. હરણું નિશ્ચેષ્ટ થઇ ગયું અને મરણ પામ્યું. તે તેની પાસે ગયો. પાછળ કંધક અને બીજા સૈનિકો ગયા.

"બાપુ ! આ તો હરણી છે અને વળી ગાભણી."

રાજાને મૃગયા અને યુદ્ધ બંનેનો મદ ચ્હડયો હતો, તે રાહ જોવાને તૈયાર નહોતો. "બચ્ચાંને પણ મારી નાખો." તેણે ત્રાડ પાડી.

"વિદેહ હરણીનાં બચ્ચાંની સંભાળ રાખતાં રાખતાં ન લેવાય." કહી બાજાઓ કંઇ કરે તે પહેલાં તેણે મરી ગયેલી હરિણીના ગર્ભમાં ત્રીજું તીર માર્યું અને પોતે જ તે શિકારને ઉપાડી, જીન ઉપર નાંખી ફરી કટકને મોખરે થયો.

કટકમાં ઘણાઓને એમ લાગ્યું કે રાજાએ પાપ કર્યું હતું અને એ પાપ અઘોર હતું, પણ યુદ્ધ એ તો જુગારનો પણ જુગાર છે. તેમાં રૂંધાયેલી બુદ્ધિ આડુંઅવળું, સારૂંનરસું, સીધુંત્રાંસું કશું પારખી શકતી નથી. રાજા કટકને આગળ ને આગળ લઇ જતો ગયો.

---

## પ્રકરણ ૨૭ મું

### જાણે જીવનમુક્તિ

ક્ષેમાદેવીએ પોતાના નિર્ણયો તો કરી લીધા જ હતા. તે નિર્ણયો અમલમાં મૂકવાની ફકત તે રાહ જોતાં હતાં. અનુકૂળ સમયે રાજમહેલ છોડી મૃગદાવ અરણ્યમાં શાકયાશ્રમમાં શાંતિ શોધવાનું તેણે નક્કી કર્યું હતું.

રાજાએ તો તેમને સાવ ત્યજી દીધાં. તે તો તેની તબિયતના સમાચાર પણ ન પૂછાવતો, તેના આવાસની નજીક પણ ન ફરકતો. ક્ષેમાદેવીને તે વિષે મનમાં કંઇ નહોતું. તે ઉદાસીનતા સેવતાં હતાં. તત્ત્વચિંતનમાં, માર્ગપ્રવાસમાં તે મશગુલ રહેતાં હતાં.

તેને ખબર પડી કે રાજાએ ચેટકદુહિતાના હાથ માટે માગું મોકલ્યું છે. તેને એમ પણ જાણવામાં આવ્યું કે જો તેનું માગું નહિ મંજૂર રહે તો બિમ્બિસાર મગધકટકને વિદેહ ઉપર વગરવિલંબે ચ્હડાવશે. ચેટકનું કુલાભિમાન તો જગજાહેર હતું. ક્ષેમાદેવી પણ જાણતાં હતાં કે વિદેહરાજ કોઇ રીતે મગધનરેશનું માગું સ્વીકારે તેમ નહોતો.

તેણે હિંસા અટકાવવા ઘણી ઇચ્છા કરી. ભગવાન્ સિદ્ધાર્થને વચમાં પડવા પ્રાર્થના કરી. પોતે બને તેટલી માનસિક શક્તિ અજમાવી, પણ બિંબિસાર અત્યંત હઠીલો હતો. ક્ષેમા સમજી ગઇ કે બિંબિસારનો નિર્ણય નિવારી શકાય તેમ નથી. કદાચ જગતની પ્રગતિ માટે અત્યારના બનાવો અનિવાર્ય હોય. જે સાંજે મગધનું લશ્કર વિદેહના સીમાડાને બાંધી રહ્યું હતું તેજ વખતે સંધ્યાકાળે ક્ષેમાને સૂઝ્યું કે હવે મગધરાજના મહેલમાં રહેવું એ પોતાને માટે પાપ છે. જાણે તેનામાં નવું ચેતન રેડાયું હોય; કોઇ નવી શક્તિ તેને પ્રેરતી હોય, તેમ તે મન દૃઢ કરીને ઉઠી; રાજકુળનું અંબર ઉતાર્યું, પેટીમાં તૈયાર રાખેલો ભગવો અંચળો તેણે ધારણ કર્યો. હાથનાં કંકણ તથા અંગનાં આભૂષણો ઉતારી નાખ્યાં. કપાળમાંથી ચાંદલો ભૂંસી નાંખ્યો. ઝેરકોચલાનું ભિક્ષાપાત્ર તથા એક તુંબડાનો લોટકો હાથમાં લઇ લીધો અને મહેલને છેલ્લા નમસ્કાર કરી તે બહાર ચાલી નીકળી.

મહેલના ચોગાનમાં તો કોઇ પણ નહોતું, પણ દોઢી વટાવતાં તેને દરવાનોએ અટકાવી. "રાણીજી!" એક દરવાને કહ્યું: "આપ પાછાં વળો. રાજાજીનો હુકમ છે કે આપને બહાર જવા ન દેવાં."

આ દરવાન કુબડો અને ઠીંગણો હતો. તે વિવેકથી બોલતો હતો, પણ તેના વિવેકમાં મશ્કરીપણું હતું.

"કોણ છો તમે? મને અટકાવવાનો તમને શો અધિકાર?" ક્ષેમાએ તેને પૂછ્યું.

"બા! મારૂં નામ બંધક. રાજાજીનો આપ્યો અધિકાર હું ભોગવું છું. હું તો કોણ માત્ર, બા?" દરવાને કહ્યું.

"રાજાજીનો અધિકાર હું સ્વીકારતી નથી. મેં તેનો ત્યાગ કર્યો છે." ક્ષેમાએ જવાબ આપ્યો.

"બા! તમે ત્યાગ કર્યો છે તે સાચું છે, પણ રાજાજીએ પોતાના અધિકારનો ત્યાગ કર્યો નથી અને તેમણે મને તેવું જણાવ્યું નથી.

હું તો બાપુનો નોકર. મને બાપુ કહેતા ગયા છેઃ "ક્ષેમા દેવીને મહેલબારાં જવા દેવાં નહિ," એ અધિકારથી હું આપને અટકાવીશ." બંધકે ખુલાસો કર્યો.

ક્ષેમાને બંધકની વિટંબણા ખરી લાગી. તે અટકી. "બંધક, તમે મને જવા દો. રાજાજી જો તમને ગુન્હેગાર ગણશે તો હું જ્યાં હોઇશ ત્યાંથી પાછી આવીશ."

"ના, બા." બંધકે વિચાર કર્યા વિના જ કહ્યુંઃ "રાજાજીએ મને આપની સાથે કશી વિષ્ટિ કે શરત કરવાનું કહ્યું નથી. હું આપને જવા નહિ દઉં. આપ મને મારીને, મૂર્ચ્છિત કરીને, છેતરીને, મારા ઉપરવટ થઇને પધારો."

"હું તમને આજ્ઞા કરૂં છું કે, મને જવા દો."

"બા! આપ આજ્ઞા કરો ક્યારે કે આપ રાજરાણી છો એવું સ્વીકારો ત્યારે. જો આપે રાજાજીના અધિકારનો ત્યાગ કર્યો હોય તો પછી આપની આણ ન ચાલે. આપ રાજરાણી ન રહ્યાં."

બંધકનો શબ્દેશબ્દ સાચો હતો. રાજાની ગેરહાજરીમાં મહેલ છોડી ચાલ્યા જવું હોય તો તેનો કોઇ પણ બીજો રસ્તો કાઢવો જોઇએ. બંધકની દોઢીનો બંધ તોડાવાય તેવું કંઇ પણ ક્ષેમાને સૂઝ્યું નહિ. તે પાછી ફરી, પોતાના ખંડમાં જઇને નીચે ભોંયપર બેસી ગઇ અને ધ્યાન ધરવા માંડી.

મધરાત ઉપર દોઢેક પ્રહર થયો હશે તેટલામાં કુંવર અભયકુમાર રાજગૃહમાં આવી પહોંચ્યા. રાજા કટક સાથે ચ્હડયો હતો. રાષ્ટ્રરક્ષા તથા વ્યવસ્થાનો ભાર અભયકુમાર પર આવ્યો હતો અને તે રાજધાનીમાં વેળાસર દાખલ થયો હતો. રંગમહેલની દોઢી પાસેથી પસાર થતાં બંધકે તેને રોકયો. "ભાણુભા! આણુ માગું છું."

કુંવરે રસાલાને અટકાવ્યો. તેણે બંધકને ઓળખ્યો. "કેમ, મામા, અત્યારે?" તેણે પૂછ્યું.

"ભાણુભા! ક્ષેમામા વેરાગણનો વેશ ધરી મહેલ ત્યજવા માગે છે.' બંધકે કહ્યું.

"પિતાજીનો હુકમ શો છે?" તેણે પૂછ્યું.

"ભાણુભા! તેને મહેલ ન છોડવા દેવાનો."

"તો મામા, હું તે ફેરવી ન શકું." અભયકુમારે કહ્યું.

"ભલું ભાણુભા." કહી બંધકે દોઢી દરવાજાનો પહેરો ચાલુ રાખ્યો.

અભયકુમાર રસાલા સાથે આગળ ચાલ્યો. થોડે દૂર જઇ તેણે રસાલાને નગરરક્ષા માટે ગોઠવી યોગ્ય હુકમો આપી રજા લીધી. પોતે હવે એકલો પડયો એટલે પાછો ફરી ત્રાંસો ફંટાઇ રંગમહેલના પછવાડેના ભાગ ઉપર આવીને ઉભો.

મહેલની એક બારીએ વળ દીધેલાં અને વચમાંથી ગાંઠ વાળેલાં રેશમી અંબરોનું દોરડું લટકી રહ્યું હતું. અભયકુમાર ત્યાં ગયો. તેણે માટીમાં સુંદર નાજૂક પગ છપાયેલા જોયા. તે પગ સીધા રસ્તો ઉતરીને નદીના તટપર જતા હતા. નદીની રેતી પર શઇને એ પગ પાણીમાં વિલય પામ્યા.

ક્ષેમાદેવીએ રાજાના અધિકારને હવે બધી રીતે ત્યાગ્યો હતો. તેણે જ્યારે જોયું કે બંધક તેને જવા દે તેમ નથી અને તેનાથી તેને જવા દેવાય તેમ પણ નથી ત્યારે તેણે કાયદો પોતાના હાથમાં લીધો. કુંવર અભયકુમાર આ બરોબર સમજી શકયો.

તેણે પોતાનાં પગલાં પાછાં વાળ્યાં. ઘેર જઇ થોડા પ્રાણાયામ કરી થાક ઉતારી એક માણસને બંધકને બોલાવી લાવવા મોકલ્યો અને તે આવ્યા વિના ન રહે તેટલા સારૂ કહેવડાવ્યું કે, ક્ષેમાદેવી ઉપર ચોકી રાખવાની ફરજમાંથી તેને છૂટો કરવામાં આવ્યો છે.

બંધક આવ્યો એટલે તેને એક ભોજપત્ર લખી સુપ્રત કર્યું. "મામા! આ ભોજપત્ર જ્યાં મહારાજ હોય ત્યાં તેના જ હાથમાં આપજો. જાઓ. તમે ઘેર જઇ સ્વસ્થ થઇ આવો. હું તેટલામાં સાંઢણીની ગોઠવણ કરૂં છું."

બંધક ગયો. ક્ષેમા ખરેખર મહેલ છોડી ચાલી ગઈ હતી. નદી ઉપરની કોઈ પણ પનાઈમાં તે ચાલી ગઈ હોવી જોઈએ. તેણે જળ-શયન કર્યું હોય એમ અભયકુમાર માની શકતો નહોતો. તેણે ગુહ-ગણના બે ગણકોને બોલાવી મંગાવ્યા.

ગણકો આવે તે પહેલાં તો બંધક તૈયાર થઈને આવી પહોંચ્યો. તેને વિદાય કર્યો તેટલામાં ગુહગણકો આવી પહોંચ્યા. અભયકુમારે તેમને કહ્યું.

"નદી ઉપર પનાઈમાં આજે એક શ્રમણિકા સવારમાં પ્રાસાદ ઘાટ પરથી રવાના થઈ છે. તે કયાં ગઈ છે, કયાં ઉતરી છે, શું કરી રહી છે તેના વાવડની રાજ્યને જરૂર છે. કયારે આપશો ?"

"મહારાજ ! કાંઈ નિશાની ?" ગણકોએ પૂછ્યું.

"ના, કશી જ નહિ."

"બહુ સારું. મધ્યાહ્ન ઉપર દિવસ એક વાંસ નીચે ઉતરે તેટલા સુધીમાં ખબર લાવશું."

ગણકોને રજા મળી. પછી કુંવર મંત્રીશ્વર રાતનો ઉજાગરો હતો તેથી થોડો આરામ લેવા ગયા.

ક્ષેમા ખરેખર પનાઈમાં જ હતી. તે આનંદમસ્ત હતી. તેને અત્યારથી જ જીવનમુક્તિ મળ્યા જેટલો સંતોષ થયો હતો. સવારના સૌમ્ય તાપમાં તેણે દૂર જતા રાજગૃહનગર તરફ જોયું અને સંતોષપૂર્વક આઝાદીનો દીર્ઘ ઉચ્છ્વાસ ખેંચ્યો.

---

## પ્રકરણ ૨૮ મું

### દૂધ

મગધરાજના કટકે વૈશાલિની સીમાપર કેર વરસાવ્યો. ચેટકરાજ યુદ્ધ માટે મુદ્દલ તૈયાર નહોતા એટલે શત્રુદળને આગળ વધવામાં કોઇ જાતનું વિઘ્ન ન નડ્યું. રાત દોઢ પહોર ગઇ ત્યારે સીમાડાનાં ગામની સાંઢણી વૈશાલિ નગરમાં પહોંચી અને રાજમંત્રીને મગધનું કટક ચ્હડી આવ્યાના ખબર આપ્યા.

મંત્રીએ ચેટકરાજને ખબર આપવામાં વાર લગાડી નહિ. ચેટકરાજે મ્હેલના ચોગાનમાં મધ્યમાં હમેશાં પડ્યો રહેતો ડંકો વગડાવ્યો. અને અચાનક યુદ્ધ આરંભ થવાની ક્ષત્રિયોને ચેતવણી આપી.

કથા કથાને ઠેકાણે રહી, વાણુ વાળુને ઠેકાણે રહ્યાં, સંગીત અને વિલાસ સંગીત વિલાસને ઠેકાણે રહ્યાં. ક્ષત્રિયવર્ણ આખો ય ઘરબાર તજી, શસ્ત્રસજ્જ થઇ, ઘોડે બેસી રાજમહેલનાં ચોગાનમાં જવા માંડ્યો. વૈશાલિના દરવાજાઓ બંધ થયા અને તેને ભોગળો વસાઇ. ચેટકરાજે યુદ્ધપરિષદ્ બોલાવી.

પરંતુ ચેટકરાજના દળમાં મગધ જેવી વ્યવસ્થા ન હતી, નવીન સેનાવ્યૂહનું ખમીર ન હતું, નિયમિત વેતનનો ઉત્સાહ નહોતો. ચેટકરાજનું દળ એટલે નાના મોટા માંડલિકો, પટાવતો, સામંતો, પસાયતાઓનો શંભુમેળો.

તો પણ લગભગ એક હજાર માણસોને ચેટકરાજે તાબડતોબ હથિયાર બંધ કરી ઘોડે બેસાડી દુશ્મનને રસ્તામાં, રાજધાનીથી છેટે જ ખાળી રાખવાને અને દરમ્યાનમાં સામનો અથવા તો બચાવ કરવાનો વખત મેળવવાને મોકલી આપ્યા.

એ સેનાને રવાના કર્યા પછી તે યુદ્ધપરિષદ્ મળી હતી ત્યાં ગયા. ચેટકરાજના કાકાના પુત્ર પ્રસેનજીતે ત્યાં જણાવ્યું. "મહારાજ ! આપણે યુદ્ધ નહિ કરી શકીએ. સંધિ કરો. સુજ્યેષ્ઠાનો હાથ બિમ્બિસારને સોંપો."

ચેટકરાજે પ્રસેનજીતને ધુત્કારી કાઢયો. લડતાં મરવાનું, રણમાં ખપી જવાનું પોતે વ્રત લીધું છે એવું જાહેર કર્યું. હૈહય કુળની કન્યા વાજિને આપવા કરતાં તો એ કન્યાને દૂધપીતી કરવી વધારે સારી, એવા સિદ્ધાંતનું ભવ્ય અને તેજસ્વી ભાષામાં તેમણે સમર્થન પણ કર્યું.

યુદ્ધપરિષદના સભાસદોએ રાજાનો નિર્ણય યુદ્ધ આપવાનો જ છે એવું જોઇ લીધું એટલે તેઓ વિચાર કરવા માંડયા, કે દુશ્મનની સામે રણમેદાનમાં જવું કે શહેર ગામડાંઓમાં ભરાઇ બેસવું.

હિન્દુસ્તાનનાં નગરો કે ગામડાં, બધાની અસલથી એવી રચના છે કે તે લાંબો ઘેરો સહન કરી શકે. ઘેર ઘેર ટાંકાં, વરસનું મોસમી અનાજ ભરી લેવાની રીત અને ગામોગામ મજબૂત કોઠા અને ગઢ, એ શત્રુદળોને વરસ વરસ દિવસ સુધી અટકાવવાનો સાબીતકદમ ઇલાજ છે.

વૈશાલિના સ્થાનીયે નિવેદન કર્યું કે, શહેરમાં ચાળીસ દિવસ ચાલે તેટલું અનાજ છે. ગામડે ગામડાં મગધરાજને શરણ થઇ જાય પણ જો વૈશાલિ તેને ચાળીસ દિવસ દરવાજા બહાર રોકી રાખે તો તે થાકી જાય.

મગધના કટક વિષે કમનસીબે કોઇને કશી માહિતી નહોતી. અભયકુમાર અને બિમ્બિસારે એવી શાંતિ, ચૂપકી અને છૂપગીથી નવા કટકની વ્યવસ્થા કરી હતી કે, તેને માટે કોઇ પણ કર્મચારી ચોક્કસ ખબર આપી ન શકયો.

અંતે યુદ્ધપરિષદે જ્યાં ભેટો થાય ત્યાંસુધી સામા જવાનો નિર્ણય કર્યો. જો શત્રુ મજબૂત હોય અને દાબે તો દબાઇને પાછા હઠવાનું અને શહેરમાં ભરાવાનું ઠરાવ્યું. રસ્તો ફેરમાં કાઢી પછવાડેથી આવી નગરમાં શત્રુદળ દાખલ ન થઇ જાય, તેટલા માટે દરવાજા આજથી જ બંધ રાખવા, પ્રવેશનિષ્ક્રમણના પરવાના કાઢવા અને કોઠા તથા ગઢની ચોકી શરૂ કરી દેવાનું ઠરાવી પરિષદ્ છૂટી પડી.

ચેટકરાજે રણમેદાનના દળની સરદારી લીધી. તે રાણીને કેટલીક જરૂરી સૂચનાઓ આપવા અને તેની વિદાય લેવા અંતઃપુરમાં ગયા. રાણી હંસગતિકા તેની વડારણો સાથે ચોગાનમાં ટોળે વળતા હથિયાર બંધ ક્ષત્રિય જુવાનોને અવલોકતાં હતાં. પતિનાં દર્શન થતાં જ તે તેના તરફ આવ્યાં.

"રાણી!" ચેટકરાજે કહ્યું: "હું રણે ચ્હડું છું. તમે અહીં જ રહેજો. જો પડું તો તમે જ વહિવટ ચલાવજો અને સુજ્યેષ્ઠાને મારી ગાદી ઉપર સ્થાપજો. ગમે તેમ થાય પણ મગધરાજના હાથમાં મારી એક પણ દીકરી જવા દેશો માં. એવો વખત આવે તો તેની હત્યા કરતાં ડરશો માં."

રાણીની આંખોમાં આંસુ આવ્યાં: "મહારાજ! જાઓ, ખુશીથી જાઓ. વિજયી થઇ, મગધરાજને નસિહત આપીને વહેલા આવજો. આહીંની ચિન્તા ન કરશો."

તે ગળગળી થઇ ગઇ. વડારણો દંપતીને અવકાશ આપવા આઘીપાછી થઇ ગઇ. આધેડ દંપતી પણ એકબીજાના ભુજપાશમાં ભીડાયાં: "કુંવરીઓ કયાં છે?"

હંસગતિકાએ કુંવરીઓને બોલાવવા વડારણને મોકલી. બંને કુંવરીઓ અને કેસર આવ્યાં. સુજ્યેષ્ઠા ગ્લાનિથી દબાઇ ગયેલી લાગતી હતી. ચિલ્લણા ઉત્સાહયુકત લાગતી હતી.

"દીકરી સુજ્યેષ્ઠા!" ચેટકે કહ્યું: "દીકરી ચિલ્લણા, મગધરાજ બિમ્બિસારે વિદેહરાષ્ટ્ર ઉપર વગર જોઇતો, વગર નોતર્યો અત્યાચાર આદર્યો છે. હું લડવા જાઉં છું. તમે તમારાં માતાજી કહે તે પ્રમાણે કરજો અને મારા નામને, સંવૃજજી-લિચ્છવિ જાતિને, હૈહય કૂળને કલંક ન લગાડશો."

તેનું પોતાનું હૈયું ભરાઇ આવ્યું. સુજ્યેષ્ઠા કંઇક બોલવા જતી હતી, પણ સંવૃજજી-લિચ્છવિનું હૈહય કૂળ આગળ આવ્યું એટલે બોલતી બંધ થઇ ગઇ. ચિલ્લણા તો પોતાના અંગત ઉત્સાહમાં તદ્દન નઠોર બની હતી.

ચેટકરાજ ચાલ્યા ગયા. વધારે વખત ગળાય તેમ નહોતું. ઉરપળે મગધનાં દળ વિદેહરાષ્ટ્રની ભૂમિ ઉપર આક્રમણ કરતાં કરતાં નજિક આવતાં હતાં.

મહારાજાના ગયા પછી હંસગતિકાએ કુંવરીઓને કહ્યું: "જો, સુજ્યેષ્ઠા ! આ લડાઇ તારે માટે થાય છે. અફીણ ઘોળી પીજે, પણ ભંભાસારના હાથમાં હાથ ન મેળવતી."

ચિલ્લણાને તેણે કહ્યું: "દીકરી ચિલ્લણા ! તારી બેનનું હરણ કરવા કોઇ આવે ને તો તેને પહેલો વખ્યનો પ્યાલો તું પાજે. સારું છે કે તને કોઇ માગતું નથી. તને કોઇ માગવા આવશે તે પહેલાં તો હું તને રાતોચટક દૂધનો પ્યાલો ઘોળી આપીશ."

તેણે કુંવરીઓને વિદાય કરી. તે પછી પોતાની વડી વડારણને બોલાવીને અફીણનો કટોરો તૈયાર કરાવ્યો. "માયા ! જા, આ મોટાં કુંવરીને આપ. વખત આવે તો પીવાનો છે અને સારાં વાનાં થાય તો ઢોળી નાંખવાનો છે. કહેજે કે ચેતવશું."

વડારણ કટોરો લઇને કુંવરીઓને ઓરડે ગઇ. સુજ્યેષ્ઠા સુઇ ગઇ હતી, પણ ચિલ્લણા અને કેસર બેઠાં હતાં. વડારણે તેને કટોરો આપ્યો.

"બા ! રાણીજીએ વખ્ય મોકલ્યું છે. કુળને હાણ પહોંચાડતાં પહેલાં બાએ આણ મોકલી છે કે આ વખ્ય ઘોળીને પી જાજો."

"કોણ ? હું, માયા ?" ચિલ્લણાએ પૂછ્યું.

"નાનાં બા ! તમને તો પૂછે છે ય કોણ ? એ તો મોટાં પુણ્ય કર્યાં હોય તેને આમ વખ્ય પીવાનો અવસર આવે. બા ! તમને તો સાદું સીધું ઠેકાણું સાંપડશે ને સુખી થશો, પણ વહિવંચાની વહિમાં તમારું નામ નહિ લખાય !" કહીને વડારણ કટોરો મૂકી ચાલી ગઇ.

"કેસર ! આ કટોરો પી જાઉં ?" ચિલ્લણાએ કહ્યું.

"બા ! શા માટે ?"

"કુલવટ સાચવવા."

"બા ! કુલવટ ને ખુળવટ; જ્યાં મનમાન્યું ત્યાં પરણવું. મનનો માટી ન હોય તો પરણવું શા કામનું ?"

"પણ મેં તો મગધરાજને મનમાં પતિ માન્યા છે. કદાચને તે પરણે તો મોટાં બાને પરણે. મને તો કોઇ ગણતું નથી. બીજાને તો મેં ભાઇબાપ માન્યા છે. બીજાને પરણવા વખત આવે તેના કરતાં આ કટોરો ઘોળી પીવો શો ખોટો ?" ચિલ્લણાએ કહ્યું.

"બા ! ધીરજ રાખો. મગધરાજ જીતશે તો પછી સુજ્યેષ્ઠાબા ના પાડશે કે દૂધ પીશે. તે વખતે તમારો વારો આવશે. એ હારશે તો તમારો મોહ તેના ઉપરથી ઉતરી જશે. હારેલા રાજાને કોઇએ વરમાળ પહેરાવી છે ?"

---

બાળકોના તમામ દર્દો માટે અકસીર દવા

# બાલસાથી

## નડીયાદના વૈદ્ય જગન્નાથજીની બનાવેલી

બાળકને વરાધ, રતવા, ઝાડો, લીલા ઝાડા, ઉટાંટીયું, તાવ, સસણી, ખાંસી, મરડો પેટનું ચડવું, તાણ, આંચકી, દાંત આવતી વખતની પીડા, વીગેરે ખાત્રીબંધ મટાડે છે. ફક્ત એકજ ડબી ખરીદી ખાત્રી કરો. એક ડબી બાળકને એક વર્ષ સુધી ચાલે છે. **કીં. ડબી ૧ નો રૂ. ૧**

**ત્રણ ડબી મંગાવનારને પેકીંગ પોસ્ટેજ માફ.**

**બધા ગાંધી સ્ટોર્સ તેમજ દવાવાળાને ત્યાં મળે છે**

**અથવા લખો–વૈદ્ય જગન્નાથજી. વરાધ ઓફીસ–નડીઆદ**

# પ્રકરણ ૨૯ મું

## ભિખ્ખુ શ્રમણિકા

આ વારમાં નદીનાં જળ મધુરાં લાગતાં હતાં. તેના ઉપરથી પવન વાતો હતો તે પણ મધુરો લાગતો હતો. સૂરજનો તાપ પવન સોંસરો થઇ શરીર ઉપર, જલ ઉપર અને સૃષ્ટિ ઉપર પડતો હતો તે પણ અત્યંત મધુરો લાગતો હતો.

કાષાય ચીવર ધારી પનાઇમાં બેઠેલી ક્ષેમાને જગત્ રળિયામણું લાગતું હતું. પનાઇ ધીમે ધીમે સરળતાથી ચાલી જતી હતી તેટલામાં કાંઠેથી કોઇએ હાકલ નાંખી અને પનાઇ કાંઠા તરફ ગઇ. એક માણસ પનાઇમાં બેઠો. પનાઇ પાછી રસ્તે પડી.

પનાઇ મઝધાર આવ્યા પછી નવા આવનાર માણસે ક્ષેમાને વંદન કર્યું અને પૂછ્યું: "મા! ક્યાં વાસ કરશો?"

"ઉરુવેલ અરણ્યમાં." ક્ષેમાએ ચેતનદાતા પવનનો દમ ખેંચ્યો અંતરિક્ષમાં આટલો મહાન્ ચેતનકોષ ભર્યો હશે એવું તો તેણે આજે જ અનુભવ્યું. તે તો પોતાનામાં શ્વાસોચ્છ્વાસે ચેતન ભરતી હતી.

"મા," ને પ્રવાસીએ વાત લંબાવી. "કહું; ભગવાન્ શાક્યમુનિને દર્શને જવું હોય તો તે આજે વેલ્લુવનમાં પધાર્યા છે."

"રાજગૃહમાં? વેલ્લુવનમાં?" ક્ષેમાએ પૂછ્યું.

"હા, મા! અનાથપિંડિકજી વૈશાલિ ગયા તે પહેલાં શ્રાવસ્તિમાં પોતાની પેટી લઇ જવાની આજ્ઞા આપી ગયા હતા. તેણે એ આજ્ઞા આપતાં મુનિમજીને કહ્યું હતું: "ભગવાન સિદ્ધાર્થ ગૌતમ આજે આવે તો વેલ્લુવનમાં તેની સ્વાગતા કરજો. તેના ધ્યાનપૂજનક્રમમાં ઉણપ ન રહે." શેઠ અનાથપિંડિકજીને ખબર હશે જ ને?" તે પ્રવાસીએ ક્ષેમા સામે જોયું.

ક્ષેમાએ પનાઇવાળાને પડકાર્યો. "ભાઇ પનાઇવાળા! મારે તો ત્યારે અહિં જ ઉતરવું છે. ધન્ય હો, ભાઇ!" તેણે આ પ્રવાસીને કહ્યું: "મારે

તે મહાત્માનાંજ દર્શન કરવાં છે. હું તો તે ઉજ્જડ અરણ્યમાં ન હોત તો છેક શ્રાવસ્તિમાં જેતાવનમાં જાત. તમે મહાપુણ્ય કમાયા છો. ભાઇ! તમને નિર્વાણલાભ હજો." ક્ષેમાએ કહ્યું.

પનાઇવાળાએ પનાઇ પાછી લીધી અને રાજગૃહની પડોશમાં જ્યાં વેલ્લુવનમાં-વાંસના વનમાં શાકયમુનિનો વિહાર હતો ત્યાં સુગમતાથી પહોંચાય તેવી જગ્યા પર ક્ષેમાને ઉતારી. તે પછી તે પનાઇ પાછી ફેરવી આગળ વધતો હતો તેટલામાં તેને ક્ષેમાના સહપ્રવાસીએ તેમ કરતો અટકાવ્યો અને રાજમુદ્રા બતાવી આણ દીધી કે, પનાઇ છેક રાજગૃહ લઇ જાય.

રાજગૃહ પહોંચતાં તે માણસ ગુહગણકોને મળ્યો અને ક્ષેમા સાથે તેને થયેલો મેળાપ તથા તે પછીની હકીકત વગેરેનું નિવેદન કર્યું. ગુહગણકો આ વાત કુંવર અભયકુમાર પાસે લઇ ગયા.

"પણ ભગવાન્ ગૌતમ શાકયમુનિ વેલ્લુવનમાં પધારવાના છે તે વાત સાચી છે?" મંત્રીશ્વરે પૂછ્યું.

"મહારાજ! તે અમને ખબર નથી." કહી ગુહગણકોએ રજા લીધી. અભયકુમારે અનાથપિંડિકને ત્યાં ખબર કઢાવી. તે વૈશાલિથી હજી આવી પહોંચ્યા નહોતા, પણ તેના મુનિમે કહ્યું કે, એ શ્રાવસ્તિ જવાના છે એ વાત બરોબર છે, પણ વેલ્લુવનમાં ભગવાન ગૌતમનો સત્કાર કરવા વિષે તેણે કાંઇપણ કહ્યું નહોતું.

મહારાજ અભયકુમારે સંજોગો વિચારી લીધા. ક્ષેમાને કેદ કરી અટકાવવાનો તેને અધિકાર નહોતો. બંધકનો અધિકાર તેને ન જવા દેવા સુધી પહોંચતો હતો, પણ તે જાય તો તેને પકડી બળથી પાછાં લાવવા સુધી પહોંચતો નહોતો.

મંત્રીશ્વરે વેલ્લુવનમાં ક્ષેમાદેવીને નજરમાં રાખવા માટે નિયોજન કર્યું અને પછી વૈશાલિ પર ચઢી ગયેલા કટકની સાથે રાજગૃહનો અવિરત, અવિચ્છિન્ન સંબંધ રહે તેવી ગોઠવણો કરવામાં પડયા.

ક્ષેમા ભિક્ષાપાત્ર અને કમંડળ લઇ ઉઘાડે પગે પનાઇવાળાએ તથા પ્રવાસીએ ચીંધેલી કેડીપર ચાલવા માંડી. સવારનો મધુરો તાપ હવે આકરો જણાવા લાગ્યો. પાણી ઉપર મધુરો લાગતો પવન સાવ બંધ પડી ગયો. રસ્તામાં પત્થરા તથા ખાડા હતા. ચાલવાને નહિ ટેવાયેલા પગ લથડવા માંડયા. ચામડી છોલાવા માંડી.

બે ત્રણ ખેતરવા ગયા પછી એક કેડીમાંથી બીજી ત્રણ ચાર ફૂંટાઇ. કઈ કેડી પર ચાલવું તેની વિમાસણ થઇ પડી. ક્ષેમા અટકી. કોઇ નજરે પડે તો તેને પૂછવાનો વિચાર કર્યો. એક ગોવાળનો છોકરો ગાય અને ભેંસનું ધણ પડખેના ખેતરમાં ચારતો હતો. તેને ક્ષેમાએ બોલાવ્યો, પણ છોકરો જવાબ દેવાને બદલે ધણ વાળીને દૂર જતો રહ્યો.

ક્ષેમાએ મનમાં કાંઇ સંકલ્પ કરીને એક કેડી લીધી. તે કેડી ઉપર અત્યંત ધૂળ હતી. ધૂળ ખૂંદતી ખૂંદતી ક્ષેમા તે કેડીએ આગળ ચાલી. ધૂળ ઉડીને મ્હેરે મ્હોંઢે, શરીરે લાગવા માંડી. મ્હોંમાં પેસવા માંડી.

થોડીવારે ધૂળ ગળામાં જતાં કંઠ શોષાવા માંડયો. ભૂખ પણ લાગી. જળ અને ભિક્ષા માગવાનો ક્ષેમાને વિચાર આવ્યો. પણ ખેતરમાં કણસલાં ય નહોતાં ! વાવેતર જ નહોતું ત્યાં કણસલાં કયાંથી હોય ? વરસાદ નહોતો ત્યાં જળ કયાંથી હોય ? અને વસતિ દેખાતી નહોતી ત્યાં ભિક્ષા કોની પાસે માગે ?

તે ધીરજ ધરી આગળ ચાલી. તેને યાદ આવ્યું કે રાજાએ પરબો તો ઘણી બંધાવી હતી. આર્ય જીવકનાં, શેઠ અનાથપિંડિકનાં અને રાજાનાં પોતાનાં અનેક અન્નસત્રો ચાલતાં હતાં. ભલા, એ પરબો આજે કયાં સૂકાઇ ગઇ હતી ? એ અન્નસત્રો કયાં ભરાઇ ગયાં હતાં ?

તે આગળ ચાલી. દૂર ઝાડની ઘટા જેવું દેખાયું, નજર નાંખતાં તે બહુ દૂર તો ન લાગ્યું, પણ પગમાંથી લોહી નીકળવા માંડયું, ગોઠણ દુખવા માંડયા અને પિંડીઓ ભરાઇ ગઇ તોપણ ઝાડવાં તો હતાં તેટલાં જ દૂર લાગ્યા કરતાં હતાં. પાસે આવતાં જ નહોતાં. એ વન પણ શાકયમુનિનો સત્કાર કરવા આગળ ચાલ્યું જતું નહિ હોય ?

શરીરે પસીનો બાઝયો. તેનાં બિન્દુની તો જાણે ધારા ટપકવા લાગી. નાક તો ચાલવા માંડયું જ. જાણે લુહારની ધમણ !

વેલ્લુવન જવાનું છે ? પણ વેલ્લુવન આવતું જ કાં નથી ? અંતે ક્ષેમા થાકી. તે બેસી ગઇ. થાક ઉતર્યો એમ લાગ્યું અને પસીનો સુકાયો તેમ જણાયું એટલે તે વળી ઉભી થઇને આગળ ચાલવા લાગી. વળી થાક લાગ્યો; વળી પસીનો થયો, વળી ધમણ ચાલવા માંડી. વળી ક્ષેમા બેસી ગઇ.

એમ ત્રણ ચાર વાર તેણે થાક ખાધો અને ત્રણ ચાર વાર આગળ વધવાને પ્રયત્ન કર્યો. પણ વનનાં ઝાડવાં તો જાણે આઘાં જ જતાં જાય. તેમની અને ક્ષેમાની વચ્ચેનો અંતર તો ઓછો થાય જ નહિ.

પછી તો પસીનો થવા જેટલું શરીરમાં સત્ત્વ પણ ન રહ્યું. દુખવા આવે એટલા સાંધા પણ ચેતનવાળા ન રહ્યા. વધારે ભરાવા માટે પીંડી ઉતાર માંસ પણ ન રહ્યું. તાપ તો કહે મારૂં કામ. ધૂળ તાપની હરીફાઇ કરે !

ક્ષેમા બેસી ગઇ અને કેડીના પડખાપરના સૂકા ઘાસનાં ઠુંઠાં પર ઢળી પડી; તેની આંખે અંધારાં આવ્યાં.

"આવી પહોંચી કે દીકરી ?" ક્ષેમા જાગી ત્યારે તેના કાન ઉપર મધુરો અવાજ પડયો. તે મૃગચર્મની શય્યાપર ભગવાન્ શાકયમુનિના ચરણમાં પર્ણકૂટીના શીતળ ઘાસછાયા મૃદુપ્રકાશ શાંત, નીરવ, નિર્ધૂળ ગર્ભમાં પડી હતી. તેની આસપાસ શારિપુત્ર, મુર્ગ્લાયન, કરસાયન, યશ વગેરે ગુરુબંધુઓ હતા.

જાણે પોતે થાકી જ ન ગઇ હોય તેમ તાજી, ચેતનવંતી ક્ષેમા આળસ મરડી ઉઠી. ભગવાન્ શાકયમુનિને તેણે વંદન કર્યું. ગુરુએ તેને માથે હાથ મૂકયો, અને કહ્યું:

"આવ, પુત્રી ! મારા બુદ્ધત્વથી તને હું માર્ગ પ્રવાસીઓના સંઘમાં સત્કારૂં છું. આવ અને શાંત થા. ભૂલી જા સંસારને અને ઉપાધિઓને. કલ્યાણ કર તારા આત્માનું અને વિશ્વનું. નિર્વાણયોગ્ય થા."

અને ક્ષેમાએ બૌદ્ધસંઘના ભીતરમાં આશ્રય મેળવ્યો. તે મગધ-મહાદેવી ક્ષેમા મટી ભિખ્ખુ શ્રમણિકા ક્ષેમા બની.

---

# પ્રકરણ ૩૦ મું

## શાક્યમુનિને સંદેશો

બિમ્બિસારના લશ્કરને વૈશાલિ સર કરતાં કંઈ નડયું નહિ. બ્રાહ્મણોનો યુદ્ધ કરવાનો ધર્મ નહોતો તેથી તેઓ કયાંહિ પણ સામા થયા નહિ. શૂદ્ર જનતા વ્યવસ્થિત નહોતી અને તેનો સંબંધ રાજા કોણ છે, કોણ નહિ તેની સાથે નહિ હોવાથી તેણે કાંઇ કર્યું નહિ. વૈશ્ય જનતાની વસ્તુ લૂંટાવા માંડી એટલે તેઓ ખેતરો અને શહેર છોડી ક્ષત્રિયો પાસે રક્ષણ મેળવવા જવા માંડયા. એટલે તેઓએ પણ સામનો કર્યો નહિ.

બાકી રહ્યા ગામડાંના તથા રસ્તામાં આવતા નગરોના ક્ષત્રિયો અને રાષ્ટ્રના કર્મચારીઓ. તેઓ યુદ્ધ શરૂ કરી શકે તે પહેલાં તો બિમ્બિસારનાં દળે તેમને વશ કર્યાં. આ પ્રમાણે રાષ્ટ્રના છેક ભીતરમાં બિમ્બિસાર આવી પહોંચ્યો. તેણે જીતાયેલા મૂલકમાં વહિવટદારો અને નગરરક્ષકો નીમ્યા. બધે મગધની આણ વર્તાવી અને નવેસરથી રાજભાગ લેવા માંડયો.

ત્રીજે દિવસે તે એમ કરતાં કરતાં એક ટેકરીને શિખરે જઇ ઉભો. તેણે જ્યાં પડાવ નાંખ્યો ત્યાંથી ઢોળાવ શરૂ થતો હતો અને ત્રણ બાજુ ખીણ હતી. પાછળ પોતે જે રસ્તે આવ્યો તે રસ્તો હતો અને પોતાનો સુરક્ષિત વ્યૂહ હતો; તેને રાજગૃહ સાથે સાંધાતી સંબંધ રેખા હતી. વૈશાલિથી ચેટકરાજ કટક લઇને નીકળે તો તેને પર્વતો ભેદી આ ખીણું ચંદ્રકને સામે કાંઠે આવ્યા વિના છૂટકો નહિ અને જો તે ખીણમાં ઉતરે તો પર્વત શિખરે ઉભેલું બિમ્બિસારનું દળ તેને ઉપરથી જ હણી નાંખે.

તીરાઇની ટેકરીઓની ઝાડીમાં બિમ્બિસારે પોતાનું લશ્કર છૂપાવ્યું. પોતે પણ પોતાની રાવટી બીચ ઝાડીના ગર્ભમાં નાંખી. સંત્રીઓને અને અગ્રચારોને ગોઠવી દીધા. પછી તે રાવટીમાં ગયો.

રાવટીમાં બંધક ઉભો હતો. થાકેલો, મેલથી ખરડાયેલો બંધક છેક રાજગૃહથી અભયકુમારનો મોકલેલો આવ્યો હતો. રાજા રાવટીમાં આવ્યો કે તરત જ તે તેને પગે પડ્યો. રાજા ચોંક્યો.

"કેમ બંધક ! ક્ષેમાબાના શા ખબર છે ?" રાજાએ તરત જ પૂછ્યું.

"મહારાજ ! ક્ષેમાબાએ પાછળની બારીવાટે રાજમહેલનો અને રાણીપદનો ત્યાગ કર્યો છે."

"અને અત્યારે ક્યાં છે ?" રાજાએ શાંત સ્વરે પણ લાલચોળ આંખે પૂછ્યું.

"મહારાજ !" બંધકે હાથ જોડીને કહ્યું: "હું આ તરફ આવવા નીકળ્યો ત્યારે વેલ્લુવનમાં ભગવાન્ શાક્યમુનિ ગૌતમના આશ્રમમાં હતાં."

"વેલ્લુવનમાં–ગૌતમના આશ્રમમાં–એ ત્યાં ક્યાંથી ?"

"મહારાજ, સાંભળ્યા પ્રમાણે અચાનક પ્રવાસમાં આવી ચ્હડ્યાં. કહે છે કે શ્રાવસ્તિમાં શેઠ અનાથપિંડિકના જેતાવનમાં જવા નીકળ્યાં છે."

"ઠીક, બંધક ! તું આરામ કર. જા અને છાવણીમાં દેવદત્ત મુનિ છે તેને આંહિ મોકલ."

બંધક નમન કરી ગયો. પૂછપાછ કરી તેણે દેવદત્તને શોધી કાઢ્યો અને તેને રાજસંદેશ કહ્યો. દેવદત્ત તે સાંભળતાં જ રાજાની રાવટીમાં ગયો. રાજા ઉભો જ હતો. ગુસ્સાથી ઉકળતે ઉકળતે તેણે રાવટીમાં આમતેમ લટારો મારી અને પછી કંઇક નિર્ણય ઉપર આવતાં તે અટકી જઇ વિચાર કરતો હતો.

"રાજન્ ! આશીર્વાદ." કહી દેવદત્તે પ્રવેશ કર્યો.

"પ્રણામ, મુનિરાજ !" રાજાએ કહ્યું.

"શા વર્તમાન છે ? રાજન્ !"

"મુનિરાજ ! પધારો. તમારી સાથે મંત્રણા કરવી છે."

"સાનંદ, રાજન્ !"

રાજાએ એક પાટિયું બતાવ્યું તેના ઉપર દેવદત્ત બેઠો. રાજા સામે રાવટીમાં પાથરેલા સૂકા ઘાસ પર બેઠો.

"મુનિરાજ! આપણે વૈશાલિ લેશું તો ત્યાં તો ઘણા ઋષિમુનિઓ છે અને તે ઉપનિષદ્ અને તત્ત્વદર્શનોમાં પારંગત છે. આપણે તેમનાથી સવાયા દેખાવું પડશે"

"રાજન્! મેં એ વિચાર કરી કાઢયો છે. આપણે જાનપદની વૃત્તિને વશ થઇ અહિંસાત્મક, ચિહ્નિત બલિના યજ્ઞોનો તો આરંભ કર્યો છે તો ઉપનિષદમાં કહેલું જ્ઞાન ગ્રહણ કરી તેમાં બતાવેલા સંન્યાસી-ધર્મો પ્રવર્તાવી શાક્યમુનિ કરતાં પણ વધારે શ્રેયસ્કર, વધારે વૈરાગ્યમય, વધારે તપોમય આચાર શા માટે વ્યવહારગત ન કરીએ ?"

"મુનિરાજ ! તમે ખરેખર ચતુર છો !" બિમ્બિસારે કહ્યું, તે છતાં દેવદત્તની પાછળ કોઇ બીજું મગજ કામ કરતું હોય તેવી તો તેને શંકા રહી જ.

"પણ, મુનિરાજ ! શાક્યમુનિના કરતાં પણ વધારે શ્રેયસ્કર, વધારે વૈરાગ્યમય, વધારે તપોમય ! એ કેમ હોઇ શકે ?"

"જો રાજન્! શાક્યમુનિનો શિષ્યગણ સ્ત્રીઓને વૈરાગ્યદીક્ષા આપે છે. સ્ત્રીઓની સંનિધિમાં તે સંન્યાસ કે વૈરાગ્ય સંભવે ?"

"ન જ સંભવે !" રાજાને આ વાત રૂચતી હતી.

"એ શિષ્યગણ અને શાક્યમુનિ પોતે માંસાહાર, કંદાહાર તામસી અને રાજસી દ્રવ્યોનો આહાર નિરાયાસ મળે તો કરે છે."

"હા."

"તે ન થાય ! યોગાચાર અને વૈરાગ્યાચારને માટે તો સૂકો સ્વયંપકવ, અમાર્જિત, અને સાત્વિક આહાર જ જોઇએ."

"બરોબર, મુનિરાજ !"

"અને તે શિષ્યગણ નગરોની સંનિધિમાં સુંદર, સમૃદ્ધ, સાધન-સંપત્તિયુકત વિહારોમાં સમુદાયમાં રહે છે. તપ આચરતા, જ્ઞાન

શોધતા, મોક્ષ પામવા તેને પંથે પળતા માનવીઓ તો એકલા અરણ્યમાં કશી માલમત્તા, સાધનસંપત્તિ, સુખાભિલાષા, સુખોપભોગવિનાનાં જીવન ગાળે છે."

"તદ્દન સાચું. મુનિરાજ! આપ રાજગૃહ જશો?"

દેવદત્ત ચમક્યો. તેને વૈશાલિના ઋષિમુનિઓના મંડળમાં મગધરાજના રાજગુરુ તરીકે પ્રવેશ કરવો હતો. પણ તે બિમ્બિસારને ના કહી શક્યો નહિ.

"ભલે, ભરતખંડ અને વેદવિહિત ધર્મનું કલ્યાણ થતું હોય તો દેવદત્ત શું નહિ કરે?"

"તો, મુનિરાજ! આપની સાથે હું રખોપા મોકલું છું. સાંઢણીઓ આપું છું. આપ રાજગૃહ જઇ, કુંવર અભયકુમારને લઇ, વેલુવનમાં ભગવાન્ શાક્યમુનિ ગૌતમ રહે છે તેમની પાસે જાઓ અને તેમને નીચે પ્રમાણે રાજસંદેશ આપો:-

"આપને વેલુવનની ભેટ કર્યા પછી શ્રમણોને નગરમાં રહેવા દેવાની તો રાજ તરફથી મના કરવામાં આવી છે. હવે આપને રાજગૃહ છોડી દેવાની અને ફરીથી રાજશાસન ન નીકળે ત્યાંસુધી મગધની આણ વર્તતી હોય તે પ્રદેશમાં ઉપદેશ કરવાની મના કરવામાં આવે છે."

દેવદત્ત તો આ સંદેશાથી આભો બન્યો.

"રાજન્! હું તારો સંદેશો જરા બરાબર અવધારી લઉં? જો સાંભળ, ભૂલ તો થતી નથી ને?" દેવદત્ત અક્ષરશઃ રાજાએ કહેલો શબ્દેશબ્દ બોલી ગયો.

"ધન્ય છે, મુનિવર! બરોબર અવગ્રહણ કર્યું." રાજા બોલ્યો: "હવે વધારામાં કહેજો—"

"બોલ, રાજન્!"

"તમારે ઉરુવેલ વનમાં રહેવું હોય તો ત્યાં અને જેતાવન સુધી પહોંચવું હોય તો ત્યાં જવા માટે માર્ગ નિરંતરાય રાખવામાં આવશે,

પરંતુ એકવાર આમાંથી અગર બીજે સ્થળે વાસ કર્યા પછી એક વર્ષ સુધી પ્રવાસ માટે માર્ગો બંધ થશે."

શાકયમુનિ અને બિમ્બિસાર વચ્ચે આ કલેશ, આ મગધરાજ શાસન–દેવદત્ત સોનાનો સૂરજ ઉગેલો જોઇ શકતો હતો.

---

## પ્રકરણ ૩૧ મું

### શ્રાવક શ્રાવિકા



વદત્તના ગયા પછી બિમ્બિસારે કંધકને બોલાવ્યો. "કંધક કટકબટક આવે છે કે નહિ?" રાજાએ કંઇ અધીરતાથી પૂછયું:

"બાપુ! હમણાં જ અગ્રચાર ચારલ આવી પહોંચ્યો છે. આ બીણોની પેલીપાર ટેકરીપર રાજા ચેટક પોતે ક્ષત્રિય વીરોની સેના સાથે આવી પહોંચ્યા છે."

"ભલે; ચેટકરાજ બિમ્બિસારનો હાથ ચાખશે. બિમ્બિસારનું કૂળ હલકું હશે. તેનો હાથ હળવો નથી એવી તો તેને ખાત્રી થશે. હવે હું કહું તે સાંભળ. તું વૈશાલિનગરમાં પ્રવેશ કર, અને વિદેહસુતાને ઉઠાવી લાવ. જો એ આપણા હાથમાં આવશે તો પછી ચેટકને યુદ્ધ કરવાનું કારણ નહિ રહે."

કંધકે રાજાની સામે જોયું. રાવટીની બન્ને બાજુએ રહેલાં વિદેહસુતાનાં ચિત્રફલકો જોયાં. "બાપુ, જેવી આજ્ઞા." તેણે કહ્યું.

તે બહાર ગયો. બંધકે તેને શોધી કાઢી તેની સાથે જ વાસ કર્યો હતો. તે થાકથી વિસામો ખાવા માટે ઉંઘી ગયો હતો. કંધકે તેને જગાડયો. "બંધક, ભાઇલા!"

"કંધક! તું દાસીપુત્ર છે!" બંધકે અરધી નિંદરમાં જવાબ દીધો.

"રે' રે', દાસીપુત્રના દીકરા!" કંધકે તેને ખૂબ ઢંઢોળી કહ્યું: "ઉઠ, ઘર ફોડવું છે."

એ શબ્દો સાંભળી બંધકની નિંદર ઉડી ગઇ. તે બેઠો થઇ ગયો.

"ચાલ, બાપુ તો વૈશાલિ લેતા લેશે, પણ આપણે તો સર કરીએ."

"સાચે સાચ ?"

"ત્યારે શું ખોટું, એલા બંધક ?" કંધકે ચ્હીડાઇને કહ્યું.

"ચાલ ત્યારે." કહી બંધક ઉભો થઇ ટટાર થઇ ગયો.

બન્ને ઉપડયા અને જંગલ, ખીણુ અને ડુંગરા ખૂંદતા આગળ ચાલ્યા.

× × × ×

વૈશાલિના દરવાજાની બારી પાસે સૈનિક ખડી ચોકી કરતો હતો. ચેટકરાજના અને મગધરાજના કટક વચ્ચે ધીંગાણું થયાના ખબર આવ્યા હતા. વૈશાલિરાજના ઘવાયેલા સૈનિકોને મગધના વાળંદોએ રણુમાંથી ઉંચકી લઇ જઇ મલમપટ્ટા કર્યો હતા, એવા ન મનાય તેવા સમાચાર આજે વૈશાલિમાં સાંપડયા હતા. ખડી ચોકી કરતાં કરતાં આ સૈનિક આ અસંભવ લોકવાયકા પર વિચાર કરતો હતો. ખૂબ વિચારમશગુલ થતાંની વાર જ તેને કાને બહારથી સ્વર આવ્યો. "દયાના સાગર ! મગધરાજ ઘાયલ દુશ્મનોના ઘા રૂઝાવે છે તો તમે તમારાં ગરીબગુરબાંના તો ઘા રૂઝવો."

સૈનિકે બારીના જાળિયામાંથી બહાર નજર કરી. વદ પખવાડિયાનો મધરાત પછીનો ચંદ્ર સ્વચ્છ આકાશમાં પ્રકાશી રહ્યો હતો. નજરે પડતા જંગલને ચંદ્રનું અજવાળું દૂધની પારદર્શક ચાદરથી ઢાંકી રહ્યું હતું. દુશ્મનના કટકનો કે વિદેહના દળનો સંચાર પણ કયાંહી નહોતો. સૈનિકે બારી અરધી ઉઘાડી. એક ઉંચો શ્રાવક અને એક કુબડી શ્રાવિકા બહાર બારી પાસે ઉભાં હતાં. શ્રાવિકા શ્રાવકના ખભ્ભાપર અઢેલીને ઉભી હતી. એક હાથે તેણે પોતાનો પગ ઉંચો લઇને ઝાલ્યો હતો અને-તે અરેરાટીની સીત્કારી બોલાવતી હતી.

"વિદેહનરેશ ચેટકરાજની આણુ !" સૈનિકે કહ્યું.

"વસતિમાં માન, ધરમરાજનાં ધ્યાન." શ્રાવકે જવાબ આપ્યો.

"શું છે?" સૈનિકે પૂછ્યું.

"સર્પદંશ થયો છે." શ્રાવકે કહ્યું: "શહેરમાં જવાય તો ઉપાય થાય."

સૈનિકને કંઇ વાંધો ન લાગ્યો. મગધરાજ દુશ્મનને દવા કરે તો વિદેહનો સૈનિક તેનાથી પાછો ઉતરે ? સર્પદંશથી મરણુના ભયમાં પડેલી શ્રાવિકાને સારવારનો અધિકાર આપવામાં તો જીવનનું સાર્થક થાય. તે ખસી ગયો.

શ્રાવકે શ્રાવિકાને ઉંચકીને અંદર દરવાજામાં લીધી. પડથાર ઉપર તેને સુવાડી અને પછી પગને લાગેલા દંશને તે ચૂસવા લાગ્યો. સૈનિકે બારી બંધ કરી અને શ્રાવક દંશ ચૂસતો હતો તે જોતો ઉભો.

દંશ ચૂસાઈ રહ્યા પછી શ્રાવકે પોતાના મ્હોંમાં ભેળું થયેલું વિષમય રૂધિર થૂંકી નાંખ્યું અને કહ્યું: "સૈનિકરાજ! આપે એક જિનોપાસિકાના પ્રાણુ બચાવ્યા છે. તમને ધર્મલાભ હજો."

શ્રાવિકા ઉઠી અને શ્રાવકના હાથ ઉપર અઢેલી ઉભી. બન્ને આગળ ચાલ્યાં અને આગળની ગલીઓમાં અદૃશ્ય થયાં.

ત્રણેક ગલીઓ વટાવ્યા પછી શ્રાવિકાએ અંચળો સંકેલી લીધો અને શ્રાવકે ચીવર સંકેલી લીધું. ચંદની અત્યંત તેજસ્વી હતી, પણ વૈશાલિની ગલીઓ ઘણી સાંકડી હતી. રસ્તે કોઇ રાહદારી મળતું નહોતું. યુદ્ધનો સમય હોવાથી અભિસારિકાઓ પણ નહોતી. કંધકબંધક બન્ને રાજમહેલ તરફ ચાલ્યા.

રાજમહેલની દોઢી ઉપર ચોકીદારો હતા. કંધકબંધકે આ રસ્તો છોડી દીધો. બન્ને ગોળ ચકરાવો લઇ રાજમહેલની વાંસે ગયા. ત્યાં ગાયનું છાણુ શોધી કાઢીને રાજમહેલની ભીંત ઉપર કંધકે છાણુનો સાથિયો કર્યો.

કોઇએ તેને સાથિયો કરતાં જોયો નથી તે બરોબર સંભાળીને કંધક તથા બંધક પાછા ફર્યા અને એક ધર્મશાળાના ઓટલા ઉપર સૂઇ ગયા.

× × × ×

ચેટકરાજને ખીણુને મથાળે રાહ જોવામાં સાર ન લાગ્યો. તેણે આથાના દળને એમ ને એમ ઉભું રાખ્યું, પણ તેની સ્થૂલતા આછરી

નાંખી અને પછવાડાની ટુકડીઓને પાછળ હટી ચકરાવો લઇ બિમ્બિસારના કટકની પછવાડે પહોંચી તેની પીઠપર છાપો મારવાનો આદેશ આપ્યો. પોતાના આછરી નાંખેલા દળને તે પછી ખીણોમાં ઉતરી આગળ વધવાનો હુકમ ચેટકરાજે દીધો.

વૈશાલિનું દળ એ પ્રમાણે થોડીજ વારમાં આગળ વધવા માંડયું. ચારિલે આ સમાચાર બિમ્બિસાર મહારાજને કહ્યા. બિમ્બિસારને ચેટકરાજના સાહસથી નવાઇ લાગી. તેણે પોતાના દળને આગળ વધાર્યા વિના અભયકુમારે નવાં તૈયાર કરેલાં અસ્ત્રયંત્રોનો ઉપયોગ કરવા માંડયો.

અસ્ત્રયંત્રો ખીણમાંના લશ્કરને વીંધવા માટે નકામાં નીવડયાં. ચેટકરાજનું દળ ખીણમાં આગળ વધતું આવ્યું. મગધરાજે પોતાના સૈન્યને પાછું હટાવ્યું. હવે ચેટકે ધસારો કર્યો. તેના મનમાં એમ હતું કે તે મગધના કટકને સૂડીનાં પાંખિયાં વચ્ચે સોપારી પીસાય તેમ પોતાના દળના બે ભાગ વચ્ચે પીસશે. પરંતુ મગધની પીઠ તો અભેદ્ય અને સાવધાન હતી. ચેટકના સૈનિકો ચકરાવો ખાઇ પડખાપર આવતા દેખાયા કે તરતજ મગધની પીઠ અને સૈન્યપુચ્છે તેમને ખાળ્યા. આગળનું લશ્કર પાછું હઠતાં મધ્યસંગ્રહિત થયું અને ચેટકનું નાનકડું દળ ભાંગ્યું. તે વૈશાલિ તરફ ભાગવા માંડતાં મગધને નવો જ રસ્તો સુઝયો. પરિણામે વૈશાલિ તરફ મગધનું દળ આગળ ચાલ્યું.

ચેટકરાજે આ અચાનક વળેલું સત્યાનાશ જોયું. તેણે ખીણમાંથી મગધરાજે ખાલી કરેલી જગ્યાપર ચ્હડેલા સૈન્યને તેની પાછળ મોકલવામાં શાણપણ દેખ્યું નહિ. તેણે તે સૈન્યને પાછું ખેંચ્યું અને વૈશાલિની રાંગ નીચે ભેટો કરવાના ઇરાદાથી પોતાના કટકને ત્રાંસેરૂં વૈશાલિ તરફ લીધું. શ્રાવકશ્રાવિકાના રૂપમાં કંધકબંધક નગરમાં દાખલ થયા ત્યારે વૈશાલિ તરફ કાતરના પાંખિયા જેવી રેખાપર બે કટકો દોડતાં હતાં; ચેટકના અર્ધા કટક પાછળ પડેલી મગધસેના અને ચેટકરાજની સરદારી નીચે ઝપાટાભેર ધસતી વિદેહસેના.

---

# પ્રકરણ ૩૨ મું
## ધીંગાણું

કેસરે સવારમાં ગઢની રાંગે જતાં ગાયના ગોબરનો સાથિયો રાજમહેલની પછીત પર પડેલો જોયો. તેણે સવારનાં આહ્નિકો ઉતાવળમાં જ પતાવ્યાં અને પછી કુંવરીઓને કહ્યા વિના જ તે શેઠ સર્વાર્થસિદ્ધિની ધર્મશાળાની ગલી તરફ ચાલી નીકળી.

કંધક અને બંધક જે ઓટલા ઉપર તેઓ સૂતા હતા તે જ ઓટલા પર બેઠા હતા. તેમનો પહેરવેશ અત્યારે ગામડાના રાજ્યનો વજેભાગ આપવા આવેલા ધર્મશાળામાં ઉતરેલા ખેડૂતો જેવો હતો અને તેમના વર્તનમાં કોઇને વહેમ પડે તેવું કશું પણ નહોતું. તેઓએ સવારનું શૌચ આટોપી લીધું હતું. બ્રાહ્મણ અન્નપૂરણની વીશીમાં જઇ શિરામણ કરવાનો વિચાર થતો હતો, તેટલામાં કંધકે કેસરને ગલીના નાકામાં પેસતી જોઇ.

"બંધક! ભા, આંહિથી ચાલીશમાં હો. હું હમણાં પાછો આવ્યો સમજ." કહી તે કેસર જે બાજૂથી પેઠી હતી તે તરફ પણ ગલીને સામે પડખે ચાલવા માંડ્યો.

કેસરે તેના સામું જોયું જ નહિ. કંધકે કેસર ઉપર નજર સરખી નાંખીયે નહિ. બન્ને એક બીજાને જોઇ પસાર થઇ ગયાં અને સામસામે નાકેથી ગલી બહાર નીકળી ગયાં. પણ બહાર નીકળતાં જે બાજૂ કંધક હતો તેજ હાથે બન્ને વળ્યાં અને તે તરફની ત્રીજી નિર્જન ગલ્લીમાં બન્ને સન્મુખ આવી પહોંચ્યાં.

કંધકે હસી, આંખ ચમકાવી કેસરને પડકારી.

"કેમનાં ચાલ્યાં? આ બાજુ પનિહાર તો નથી."

"ના રે, હું તો રસની દુકાન ગોતતી'તી. બતાવશો?" કેસરે કહ્યું અને તે કંધકની નજદીક આવી પહોંચી. કંધકે તેને પોતાની પાછળ આવવાનું કહ્યું અને તે પડખેના એક ઓટલા ઉપર ચ્હડી તેના ઉપર

પડતું કમાડ ઉઘડાવવા માંડ્યો. એક ખખડધજ, ઉધરસથી કળ ન વળતી હોય તેવા મ્હોંવાળા માણસે તે ઉઘાડ્યું અને કંધકે તેને ઓળખાણ આપી. તે માણસે રસ્તો આપ્યો એટલે કંધક તથા કેસર, બન્ને તે મકાનના અંધારા ગર્ભમાં દાખલ થઇ અદ્રશ્ય થયાં.

કેસરને બેસાડી કંધક બેઠો અને પછી પૂછ્યું: "કહો કેટલે લગણ?"

"રથ લાવો એટલે તમે કહો તે બાને માહ્યલીકોરાં ચઢાવવા લગણ." કેસરે જવાબ આપ્યો.

"તમે કોની ભલામણ કરો છો?"

"હું તો મારાં નાનાં બાની. મોટાં બાને પરણાવે તોય પરણવું નથી. ને નાનાં બા તો મગધરાજની માળા જપે છે."

"એમ, એ લગની ક્યાંથી લાગી?"

"જે દિવસની તેણે મગધરાજની છબી જોઇ તે દિવસથી નાનાં બા તો કે 'દિ'નાં પરણુંપરણું' કરે છે; ને તેમાં તેણે મગધરાજની એ મનોહર છબી જોઇ."

"બા રંગ ટેકી શકશે?"

"અરે, સરગનીસરણી ચઢવી હશે તોય ચઢશે. તમે અમારાં ચિલ્લણાબાને ઓળખતા નથી." કેસરે પોરસ ખાધો.

"ને મોટાંબા? એનું મ્હોં કેમ બંધ કરવું?"

"તે તમે અમને રથ બતાવો એટલે બીજું બધું અમે કરી લેશું." કેસરે કંધકને સંભળાવી દીધું.

કંધકે કેસરને તે પછી જે સૂચનાઓ આપવાની હતી તે સૂચનાઓ આપી. તે બરોબર સમજીને કેસર ચાલી ગઇ. તે પછી કંધક પાછો બંધકને જ્યાં રાહ જોતો રાખ્યો હતો ત્યાં ધર્મશાળાના પડથાર ઉપર આવીને બેઠો.

"કંધક! તું દાસીપુત્ર છો?" રાહ જોઇ જોઇ ચ્હીડવાયેલા બંધકે કહ્યું.

"દાસીપુત્ર તું, તારો જે કહેવાય ઇ. બોલ હવે, મને ગાળો જ દેવી છે કે પાછા રાજગૃહ ભેળા થવું છે?" કંધકે પૂછ્યું.

"તે આંહિ રહીને શું કરે ?" બંધકે મ્હોં ચ્હડયું ને ચ્હડયું રાખીને જવાબ આપ્યો.

"તો પાછો શ્રાવિકા થઇ જા. પીપળની છાલનો પગ ચ્હડાવી દઉં એટલે પગ કાપી નાખેલો દેખાશે. પાટો બાંધી દઉં અને ઘોડી લાવી દઉં એટલે ખોડંગતાં ઠીક ફાવે. ને સાથે બીજો જતિ આપું એટલે જે બારીએથી આપણે આવ્યા તે બારીએથી રાતના બહાર નીકળ.

"તે એકલો ધા. પારકા પુરુષ સાથે ?"

"છાનો મર, બન્ધક ! એકલો ધા ને પારકા પુરુષ સાથે. તારે કાંઇ બોલવું નહિ. એ પુરુષ બધું બોલશે.

"ને તમે, ભા ?"

"હું તને રાજગૃહમાં મળીશ. તારી સાથેના જતિને ત્યાં સુધી સંભાળજે. ને તેને બહુ આડાઅવળો હરવાફરવા દઇશ માં."

"કેમ, ભા ! જતિજી સખણા રહે એવા નથી ?" બંધકે મ્હોં મલકાવી પૂછ્યું.

"બંધક ! તું દાસીપુત્ર છે." કંધકે આંખ ખેંચી કહ્યું.

"કંધક ! તું, તારો જતિ, તારો રાજા," બંધકે નામની ગણતરી કરાવવા માંડી. કંધક હસી પડયો.

પણ તેનું હસવું બંધ રહે તે પહેલાં તો ગઢના કોઠા ઉપરથી ભેરી નાદ થયો. ભીમનગારું ડણુકયું.

રાંગ નીચે બહારના મેદાનમાં બે કટકનો ભેટો થયો હતો અને તુમુલ યુદ્ધ જામ્યું હતું.

ચેટકરાજના જે દળના ભાગને મગધનું લશ્કર આગળ હાંકતું હતું, તે તો બહુ નાનું લશ્કર હતું. તે તો ભાગતાં ભાગતાં જ કપાઇને ખપી ગયું. મગધરાજનું લશ્કર વૈશાલિના ગઢની રાંગ નીચે સુવ્યૂહ થઇને ઉભું રહ્યું, અને ચેટકરાજના મુખ્ય લશ્કરના આવવાની રાહ જોતું ઉભું.

અંધારામાં રાંગ નીચે જાણે પોતાનો ગઢ બચાવવા ગોઠવણી થતી હોય તેવી રીતે ગોઠવાતા આ લશ્કરને વૈશાલિના કોઠાના ચોકીદારોએ પોતાનું જ લશ્કર માની લીધું. તેમણે એવી ગણતરી કરી કે વૈશાલિ પતિએ પાછા હઠીને શહેરના ગઢ નીચે યુદ્ધ આપવાનો નિશ્ચય કર્યો હોવો જોઇએ. જો ચેટકરાજ જીતે તો મગધરાજ પલાયન કરતાં પણ સીમાડા બહાર નીકળ્યા પહેલાં અંતર વધારે હોવાથી ક્યાંહિક પણ પકડાઇ જાય અને જો હારે તો શહેરમાં તરત જ આશરો લઇ દરવાજા બંધ કરી ભોગળ દેવાય.

કોઠીના ચોકીદારો, દરવાજાના પહેરેગીરો આવી ગણતરીથી ગાફેલ રહ્યા. સવારના અગ્રચારોને તપાસ કરવા મોકલવાને બદલે તેઓ શૌચ-સ્નાનાદિકમાં પડયા, અને બિમ્બિસારને જેમ જેમ પોતાનું દળ, યંત્ર, વગેરે આવતાં ગયાં તેમ તેમ સુવ્યૂહ, અસરકારક રીતે ગોઠવવાનો અવસર મળતો ગયો.

દોઢ વાંસ દિવસ ચ્હડયે ચેટકરાજનું લશ્કર વૈશાલિ સમીપ આવી પહોંચ્યું. હીનભાગ્ય ચેટકે પોતાના નગરમાં જવાનો પોતાનો જ માર્ગ રૂંધાયેલો દેખ્યો.

તેણે પોતાના સૈન્યને ધસારો કરીને નગરના દરવાજા પર પહોંચવા માટે માર્ગ કરવા હુકમ કર્યો. ફરસી અને ટુંકી તલવાર, ખડ્ગથી મગધ-સૈનિકોને કતલ કરી, કોઇ પણ રીતે નગરના દરવાજા સુધી પહોંચી શહેરમાં રાખેલા મહાસંખ્ય સૈન્યને બહાર લાવી મગધને બે ઘંટીનાં પડ વચ્ચે પીસવાનો તેણે નિર્ણય કર્યો.

પણ હુકમ અને નિશ્ચય એટલે અમલ અને પરિણામ તો થોડાં જ છે ? મગધનું સૈન્ય વ્યવસ્થિત અને કવાયદી હતું. તેના વ્યૂહો વજ્ર વ્યૂહો હતા. તેનાં યંત્રો ખીણમાં કામ કરી નહોતાં શકયાં પણ, કિલ્લામાં ઘેરાયેલાઓને રંજાડવા માટે તો અત્યંત અસરકારક હતાં. તરત કડાકા બંધ ધીંગાણું મચ્યું.

---

# પ્રકરણ ૩૩ મું

## નકામાં વલખાં

મહાદેવી હંસગતિકાએ માયા વડારણને બોલાવી "માયા! મોટાંબાને ઓરડે જા અને કહે કે કટોરો તૈયાર રાખજે."

બિમ્બિસારનાં યંત્રો નગરને રહેંસી રહ્યાં હતાં. તેમાંથી રંગ ઉપર થઇને કાળમીંઢ ખડકો અને આગની જ્વાળાઓ વરસતાં હતાં. વૈશાલિનાં લાકડાનાં અને માટીનાં મકાને મકાનોના ચૂરા થઇ ગયા હતા.

ચેટકરાજ માથું મૂકી લડી રહ્યા હતા, પણ તેનું બહારનું સૈન્ય તો તેણે બે ભાગમાં વહેંચ્યું ત્યારથી જ નબળું પડ્યું હતું. મગધસૈન્યે એક ભાગને તો રસ્તામાં જ ખપાવી દીધો હતો અને બીજો ભાગ લગભગ ખપી જવા આવ્યો હતો.

ચેટકરાજ પોતે જખમ ઉપર જખમથી ઘાયલ થયા છતાં ઝૂઝી રહ્યા હતા.

મગધસૈન્યે દરવાજા હાથીઓથી તથા પત્થરોથી રૂંધી દીધા હતા. અને કોઠાના ચોકીદારોએ બાતમી આપી હતી કે તેઓ દરવાજા તોડી નગરમાં પેસવાની તૈયારી કરી રહ્યા છે.

નગરના સૈન્યથી દરવાજા ઉઘાડી બહાર નીકળાય તેવું તો હતું જ નહિ. દરવાજામાંથી નીકળતાં જ તેમનો તો કચ્ચરઘાણ નીકળી જાય તેમ હતું.

આ સર્વ બાતમીઓ મહારાણી હંસગતિકાને મળતી ગઇ તેમ તેણે પોતાની અંતઃપુરની કાયામાયાનું રક્ષણ કરવાની સૂચનાઓ દેવા માંડી.

બિમ્બિસારે યંત્રોને જરા પાછાં હઠાવ્યાં. રાજગૃહથી આવી પહોંચેલા હાથીઓને દરવાજા સામે દોડાવવા તૈયાર કર્યા. વચમાં ઉંટો ગોઠવવામાં આવ્યાં.

માયા મહારાણી પાસે આવીઃ "માતાજી! મોટાંબા કહે છે કે આપ ફીકર ન કરો. કટોરો તો તૈયાર જ છે અને હું પણ તૈયાર છું."

બિમ્બિસારનું કટક વૈશાલિ નગરપર આવી પહોંચતાં કંધકે પોતાની ગોઠવણો બદલી હતી અને બંધકને ઘણી અગવડમાંથી બચાવ્યો હતો. તેને હવે ખાત્રી હતી કે નગરમાં જ બિમ્બિસારનો પ્રવેશ થશે, એટલે તેણે રાજદુહિતાનું હરણ કરી વૈશાલિમાં બિમ્બિસાર પ્રવેસ કરે ત્યારે રથમાં બેસાડી તેની સમક્ષ તેને રજુ કરવાની ગોઠવણ કરવા માંડી.

સુજ્યેષ્ઠાએ વસ્ત્રાલંકાર સજવા માંડયા.

"બ્હેન બા ! તમે લુગડાંલતાં, ઘરેણાંગાંઠાં પહેરો છો તો હું ન પહેરૂં ?" ચિલ્લણા બોલી અને તેણે પણ વસ્ત્રાલંકાર સજવા માંડયા.

માફાથી ઢાંકેલો એક રથ રાજમહેલની પછીતને ખૂણે આવીને ઉભો. કેસરે તે જોયો, અને ચિલ્લણાને બતાવ્યો.

"નાનાં બા ! આ રથમાં મોટાંબાને લઇ જશે."

ચિલ્લણા રથ તરફ જોઇ રહી.

"અને રથમાં ચઢયા પહેલાં તો બ્હેનબાએ કટોરો પીધો હશે." ચિલ્લણા બોલી.

"નાનાં બા ! રાજદુહિતા બીજું શું કરે ?" કેસરે કહ્યું.

"બળ્યું એ કૂળ ! બહેનબા રથમાં બેસી બિમ્બિસાર પાસે ચાલ્યાં કેમ જતાં નથી ?" ચિલ્લણા બોલી.

યંત્રમાંથી ફેંકાયેલો એક મહાન્ પત્થર રાજમહેલના ચોગાનમાં પડયો. નજીકની શેરીમાં આગ લાગી હતી તેના ધુમાડાના ગોટેગોટ આકાશમાં ચ્હડતાં રાજમહેલની અટારીમાંથી દેખાતા હતા.

કેસરે ચિલ્લણા સામે સૂક્ષ્મ નજરે જોયું. તે બોલી:

"નાનાં બા ! મોટાં બાને બદલે તમે રથમાં બેસી જશો ? મોટાં બાને હું ઝેરનો કટોરો પીવા ય નહિ દઉં, મરવા ય નહિ દઉં અને તેને અણગમતા પરણવામાં ફસાવા ય નહિ દઉં."

ચિલ્લણા થોડીવાર તો કેસર શું કહે છે તે સમજી શકી નહિ, પણ ધીમે રહીને તેની સમજમાં બધી વાત આવી. તેણે કેસરની સાડીનો પાલવ પકડયો. "કેસર, કેસર !"

"જી, નાનાં બા!"

"તું સાચું કહે છે? હું રથમાં બેસું તો મારૂં હરણુ થશે? અને બ્હેનબા બધી દુગ્ધામાંથી બચી જશે?"

"નાનાં બા! બ્હેનબા તો શું પણુ સારો દેશ બધી દુગ્ધામાંથી બચશે. હજ્જારો માણસો મરતાં અટકશે. પિતાજી પાછા ઘેર આવશે અને બા! આપનું નામ ઇતિહાસપુરાણુમાં કથાવાર્તામાં અમર થશે."

બહાર લોકોનો જબરો કોલાહલ સંભળાયો. કેસર અટારી પર ગઇ. બિમ્બિસારે યંત્રો પાછાં હઠાવી આગ અને પત્થર ગામમાં વરસાવવાને બદલે ગઢની રાંગ ઉપર વરસાવવા માંડયાં હતાં. ત્યાં ઉભા રાખેલા ચોકીદારો દાઝી જવા તથા ચગદાઇ જવાને ભયે પોતપોતાની જગ્યા છોડી ન્હાસવા મંડી પડયા હતા. રાજા વિનાની રાજધાનીમાં હવે વ્યવસ્થા કે અમલ જેવું કશું રહ્યું નહોતું.

"માયા!" હંસગતિકા રાણીએ છલકતી આંખોએ, કંપતે સ્વરે કહ્યું: "જા, સંભાળીને જજે. કુંવરી સુજ્યેષ્ઠાને કહે કે કટોરો પી જાય."

માયા ધડકતે હૈયે ચાલી. લોકોની નાસભાગ અને કોલાહલ વધ્યાં. રાંગ ઉપર મોટા ખડકો પડવાથી ગઢ તૂટયો હતો. દરવાજા તોડવાની બિમ્બિસારને હવે જરા પણુ જરૂર રહી નહોતી. મગધના સૈનિકોએ તૂટેલી રાંગ સર કરી. વૈશાલિના સૈનિકો નાઠા. કોઇ રાજમહેલમાં તો કોઇ મંદિરોમાં, તો કોઇ ઉપાશ્રયમાં, તો કોઇ ધર્મશાળામાં, તો કોઇ ઘરોમાં ભરાવા માંડયા હતા.

મગધના સૈનિકોએ રાંગ સર કર્યા પછી તેઓ ગામમાં નીચે ઉતર્યા. દરવાજે જઇ તેઓએ ચોકીદારોને કેદ કર્યા, અને દરવાજા ઉઘડાવી નાખ્યા. બિમ્બિસારે પોતાના સૈનિકોના જયજયનાદ સાથે વૈશાલિ નગરીમાં પ્રવેશ કર્યો.

સૈન્યના એક ભાગે બહાર રહેલા ચેટકરાજને અને તેના સૈન્યને ઘેરી લીધાં. ચેટકરાજ લડતાં લડતાં પકડાયા. તેના આખા શરીર ઉપર સહસ્રાક્ષ ઇંદ્રની હજ્જાર આંખો માફક હજ્જાર જખ્મો થયા હતા અને

ફુવારા નીચે ચાળણી પડી હોય અને તેમાંથી પાણી વહે તેવી રીતે જખમે જખમમાંથી લોહી નીકળતું હતું. તે લડવાને તો શું પણ ઉભો રહેવાને પણ અશક્ત હતો. તે પકડાયો એટલે ચડાઇ પૂરી થઇ. તેનું કટક શરણ આવ્યું અને વૈશાલિમાં પોતાની આણ વરતાવતા સહુનું નમન ઝીલતા બિમ્બિસાર સમક્ષ તેને લઇ જવામાં આવ્યો.

જે વખતે જખમી ચેટકરાજની રણશય્યાને બિમ્બિસાર પાસે રજુ કરવામાં આવી તે જ વખતે એક માફાવાળો રથ પણ રાજા સમક્ષ આવીને ઉભો રહ્યો. એ રથ સાથે કંધક અને બંધક ચોકિયાટ તરીકે હતા. રથ ઉભો રહેતાં કંધક મહારાજા પાસે આવ્યો અને તેણે કંઇક નિવેદન કર્યું. રાજાએ કહ્યું: "રંગમહેલ કયાં છે, ત્યાં લઇ જા અને બંધકને આંહિં રાખ. હું આવું છું."

માફાનો પડદો જરાક ઉઘાડો હતો. તેમાંથી એક સુંદર વદન સ્મિત કરી બહાર હેરતું હતું. રણશય્યા પર પડેલા જખમી ચેટકે એ વદન જોયું. તેની તલવાર તેની પાસે હતી: એ વદન જોતાં જખમી તોયે બન્યું તેટલું જોર અજમાવી તેણે પોતાની તલવાર ભાંગી નાંખી. તેના બે કકડા તેણે દૂર, દૂર ફેંકી દીધા.

બિમ્બિસારે તેને નમન કર્યું. "મહારાજા વૈશાલિનરેશને મહેલમાં લઇ જાઓ અને આર્ય જીવકને તેમની પરિચર્યા સોંપો." તેના હુકમનો અમલ કરવા તેની સાથેના તેના કર્મચારીઓ દોડયા. બિમ્બિસાર બંધકને લઇ રથની પાછળ ગયો.

"રાણીજી, મહાદેવી!" માયાએ કુંવરીના આવાસમાંથી પાછાં ફરતાં કહ્યું: "મોટાં બાએ માથામાં તો સુગંધિ ભૂરકી ભરી છે, વસ્ત્રાલંકાર સજ્યાં છે અને નિશ્ચેષ્ટ થઇ શય્યા પર પડયાં છે. કટોરો તો હજી ભરેલો જ પાસે પડયો છે. જીવ છે કે નહિ તે પણ કહી શકાતું નથી."

રાણીજી કંઇ કહે ત્યાં જખમી ચેટકરાજની પાલખી આવી પહોંચી. સાથે આર્ય જીવક હતા. રાજાએ કષ્ટથી, આર્દ્ર સ્વરે કહ્યું: "રાણી! માણુસ નકામો વલખાં મારે છે. ચિલ્લણા બિમ્બિસારના અંતઃપુરની નિવાસિની થઇ ચૂકી છે."

"બા, નાનાં બા અને કેસર ઓરડે ન હોતાં." માયા બોલી.

---

## પ્રકરણ ૩૪ મું
## ચિલ્લણા રડી પડી

બિમ્બિસારના નિવાસ માટે શેઠ અનાથપિંડિકના આજ્ઞાતયા શેઠ અર્થોદયની હવેલી તૈયાર કરવામાં આવી હતી. ચિલ્લણા અને કેસર રથમાંથી એ હવેલીમાં ઉતર્યાં અને તેનો ઉંબર ઓળંગી ચેટકરાજ–દુહિતાએ હમેશને માટે પિતાનું ઘર ત્યજ્યું, હૈહય-ગોત્ર ત્યજ્યું અને શૈશુનાગ કુળની વાજિ શાખાના મગધરાજની રાજમહિષી થઇ. કેસરને તે પોતાના દાયજામાં લઇ આવી.

રથનો માફો ઉઘાડી અટારીમાં ઉભેલી કેસરને કંધકે જે વખતે રાંગ તૂટી તે વખતે ઇશારો કર્યો. કંધકનો ઇશારો બરોબર સમજી જઇ, કેસર જ્યાં સુજ્યેષ્ઠા વિચારમગ્ન અલંકાર સજતી ઉભી હતી ત્યાં ગઇ. ક્ષત્રિય દુહિતાઓ "દૂધ" પીવાટાણે, આત્મસમર્પણ કરવાટાણે, જૌહર કરવાટાણે સંપૂર્ણ વસ્ત્રાલંકાર સજે છે અને સુજ્યેષ્ઠા ચેટકરાજની કુળવેદી ઉપર એ જ રીતે આત્મસમર્પણની તૈયારી કરતી હતી.

"મોટાં બા ! માથું ગૂંથી દઉં ? પેલાએ તે દિવસે સુગંધી, ફુલેલ તેલ અને ભૂરકી આપ્યાં છે તે નાંખી દઉં ?" કેસરે પૂછ્યું, અને પૂછતાં પૂછતાં કમખામાંથી ભૂરકીની ડબ્બી અને ફૂલેલ તેલની નાની શી ભંભલી કાઢી.

"હા, કેસર ! સદાની શાંતિશય્યામાં પોઢતાં પહેલાં તારું હોળેલું માથું અને પૃથ્વીની માટીની સુગંધિનાં સ્મરણ પરલોકમાં સાથે લઇ જઉં."

કેસર સુજ્યેષ્ઠાની પાછળ ગઇ. માથામાં તેલ સીંચ્યું અને સોનાની કાંસકીથી તે વાળ હોળવા માંડી. સાથે સાથે તેલ ઉપર સુગંધી ભૂરકી ઝારવા માંડી. કંધકે તે ભૂરકીનું વર્ણન કરતાં જ કહ્યું હતું કે તેલ ઉપર તે ઝારવાથી તેની સુગંધ ઓજનોને મોહવશ, નિશ્ચેષ્ટ, મૂર્ચ્છાગત બનાવે છે. સુજ્યેષ્ઠાને એજ થયું. તે નિશ્ચેષ્ટ, કાષ્ઠવત્ થઇ ગઇ. કેસરે તેની નિશ્ચેષ્ટ દેહલતાને શય્યામાં સુવાડી; પાસે ઝેરનો તૈયાર કટોરો ગોઠવ્યો.

ચિલ્લણા પછીતમાં પડતી બારીમાં ઉભી ઉભી તે ભેદી રથ તરફ જોતી હતી અને કેસરે સૂચવેલા સંજોગોનાં પરિણામ પોતાની નજરથી વિચારતી હતી. કેસરે તેને વિચારનિદ્રામાંથી જગાડી અને કહ્યું: "બા! ચાલો, રથમાં બેસી જાઓ."

"કેસર! તું જ મારૂં હરણ કરીશ? જોજે, હો. કંઇ આડું ન વેતરતી હો." ચિલ્લણાએ કહ્યું.

"ના, બા! મગધનું કટક નગરમાં હમણાં પેસશે. અને જો આપ મગધરાજનાં અન્તઃપુરનિવાસિની નહિ થાઓ તો વૈશાલિમાં ભયંકર હત્યા થવા માંડશે. આપને મગધરાજ ગમે છે ને?"

"એણે મને કામણ તો નહીં કર્યું હોય ને?" ચિલ્લણા આગળ ડગલું દઇ બોલી.

કેસર તેને હાથ દઇ આગળ ચલાવતી ચલાવતી બોલી: "બા! એણે જો તમને વશીકરણ નાંખ્યું હોય તો હવે તેના ઉપર કામણટુમણ વશીકરણ, મોહન, બધું તમે જ નાંખજો."

ચારે પાસ હવે ધમસાણ, ભીડ અને કોલાહલ એટલાં વધી ગયાં હતાં કે કેસરને તથા ચિલ્લણાને કોઇ ખાસ જૂએ અગર અટકાવે તેમ નહતું. બંને રથમાં ચ્હડયાં અને રથના બળદ ઘુઘરિયાળ ધમધમાટ ઉપડી ચૂકયા.

કંધકને રસ્તે જ ખબર મળ્યા કે મહારાજા બિમ્બિસારે નગરપ્રવેશ કર્યો હતો અને તે નજીક જ હતા. તે પછી ખબર મળ્યા કે નગરજનો શરણ થયા હતા અને વિજેતા રાજાનો મુકામ અર્થોદયશેઠની ભવ્ય હવેલીમાં રાખવામાં આવ્યો હતો. તેણે રથ જ્યાં બિમ્બિસાર પરાજિત, શરણાગત નગરની વ્યવસ્થા કરતો ઉભો હતો ત્યાં લીધો.

ત્યાં થોડી વાર રથ ઉભો રહ્યો એટલામાં ચિલ્લણાએ માફાની ફડક ઉઘાડી બિમ્બિસારનાં લબકઝબક દર્શન કરી લીધાં. પુરુષ બિમ્બિસાર આ ભામિનીને મન ભાવ્યો.

જે વખતે ચિલ્લણા બિમ્બિસારનાં દર્શન કરતી હતી તે વખતેજ રણુશય્યા ઉપર ઘાયલ ચેટકે ચિલ્લણાને જોઇ અને ઓળખી. ચિલ્લણાને તે ભાન નહોતું. તે ભાન આવે તે પહેલાં તો રથ હવેલીએ જવા ઉપડી ચૂક્યો.

હવેલીના અંતખંડમાં તે હજી સ્વસ્થ થઇને બેઠી ન બેઠી ત્યાં બિમ્બિસાર આવ્યો.

"ચિલ્લણા બા ! મહારાજ મગધરાજ, હથેવાળો મેળવો." કેસર સમયસૂચકતા રાખી બોલી: "પધારો મગધના નાથ." કહી અત્યાર સુધી પ્રગલ્ભ, પણ ખરેજ વખતે શરમથી શિંગડું બની ગયેલી ચિલ્લણાનો અને બિમ્બિસારનો જમણો હાથ કેસરે એક બીજા સાથે મેળવ્યો. ચિલ્લણા કે બિમ્બિસાર તેને કંઇ પણ કહે તે પહેલાંજ કંધકને મળવા અધીરી બનેલી કેસર વિજળીના ઝબકારા પેઠે ખંડમાંથી બહાર નીકળી ગઇ.

કમનીય, સુકુમાર, નાજુક, નાની ચિલ્લણાને બિમ્બિસારે નખશિખ નિહાળી. તેના દેહનું લાવણ્યામૃત તે રસપિપાસુએ આપરિતોષ પીધું. "રૂપશણગાર છો, ગાંધર્વ-મહારાણી, આત્મશણગાર પણ સજ્યા જ હશે ને ?" કહી તેણે તેની ચિબુક હાથમાં લઇ ચિલ્લણાના અધરોષ્ઠપર દઢ ચુંબન દીધું.

"તમે, મહાદેવી ચિલ્લણા, મગધવૈશાલિ બન્નેનાં પટ્ટમહાદેવી સ્થપાયાં. લ્યો, હવે રજા દ્યો. બહુ કામ છે."

કાળાં બૂઝાણુ નયનમાંથી વિજળીની શીતળ સળીઓ ચમકાવતે ચમકાવતેજ ફક્ત વાતો કરતી ચિલ્લણાએ મધુરા સ્મિતથી અનુજ્ઞા દીધી અને બિમ્બિસાર પાછો કાર્યવ્યગ્ર થવા ચાલ્યો ગયો.

તે કચેરીમાં આવ્યો ત્યાં અર્થોદય શેઠ પોતે મહારાજ ચેટકનો સંદેશ લઇ દૂત વિધિએ પધાર્યા હતા.

"મગધનરેશ; ચેટકરાજે રાષ્ટ્રત્યાગ અને રાજત્યાગ કરવાનો નિર્ણય કર્યો છે અને કહ્યું છે કે આપ ચિલ્લણા દેવીનો હાથ, વિદેહ રાષ્ટ્ર અને વૈશાલિનું સિંહાસન ત્રણે હાથ ધરો. તેના આશીર્વાદ છે."

"શેઠ, મારે શું કરવું ? ચિલ્લણા દેવી મારા અંતઃપુરમાં પોતે જ પ્રવેશ્યાં છે. હું વિદેહમાં અને વૈશાલિમાં તો બેઠો જ છું."

"ચાલ્લા તો થઇ ગયા છે જ. મહારાજ ! મ્હોં ધોઇ નાંખવાનો તો વિચાર નથી કર્યો ને ?" શેઠે પૂછ્યું.

"ના."

"તો મહારાજ ! સંધિનો પડો વજડાવો. આપની આણ વર્તાવો અને વાનપ્રસ્થ ચેટકરાજને પ્રણામ કરી તેના આશીર્વાદ લઇ આવો." અર્થોદય શેઠે સલાહ આપી.

"ભલે, આપ જ એ સર્વ બંદોબસ્ત કરો."

અર્થોદય શેઠે રાજા બિમ્બિસારને વિદેહનું તિલક કર્યું. પછી પોતાના રાષ્ટ્રપતિ અને રાજદંડધર્તા તરીકે વંદન કર્યું અને રાજમહિષી ચિલ્લણા દેવી થકી મગધવૈશાલિને યુવરાજ પ્રાપ્ત થાઓ, એવો આશીર્વાદ આપ્યો. પછી તેણે નવા રાજાને ભેટ ધરી.

બિમ્બિસારે મૃદુ ગાંભીર્યથી બધું સ્વીકાર કર્યું.

"મહારાજ ! હું ચેટકરાજને આપ આવો છો તે નિવેદન કરૂં છું." કહી શેઠ અર્થોદય બહાર ગયા. તરત જ મંગળ ઢોલ ઢણુકવા માંડયો. શરણાઇઓ વાગવા માંડી. બંદીજનોએ વિજેતા નરપતિનાં બંદિગાન શરૂ કર્યાં.

ચેટકરાજના મહેલમાંથી રાતાંચટક કસુંબાં ધારણ કરી રાજવડારણો નીસરી. વડારણ મંડળ અર્થોદય શેઠની હવેલીએ ગયું. વડી વડારણ માયાએ ચિલ્લણાને બાથમાં લીધી. "પિહેર છોડયાં, કુંવરીબા ! પણ મગધરાજ મહિષીને, કંઇ પિહેરિયાંઓ છાંડશે. હાલો બા, પીઠી ચોળીએ અને મીંઢોળ બાંધીએ. એમને એમ પટ્ટમહાદેવીસિંહાસને છાનાં છાનાં ચ્હડશો, તે કાંઇ અમથી સહેવાશે ?"

અને ચિલ્લણાનું હૃદય ભરાઇ આવ્યું. માતાપિતાની અને તેને ઉછેરી જેણે મોટી કરી તે વડારણમંડળની વત્સલતા તેને હવે યાદ આવી. પ્રેમઉન્મત્ત, કામવિવશ તેણે અજાણ્યા કુળમાં સ્ત્રીહૃદયસહજ પ્રીતિ-વિશ્રમ્ભથી ઝંપલાવ્યું હતું. એ અજ્ઞાત જીવનની ગેબી અજ્ઞાતતા અને પિહેરમાં ગાળેલા અત્યાર સુધીના જીવનની મીઠી સુકુમાર કુમાશ અને સુખ-ચિલ્લણા રડી પડી.

---

## પ્રકરણ ૩૫ મું

## તમે સ્વતંત્ર છો

ચેટકના ઘા રૂઝાતાં તે અને રાણી હંસગતિકા વાનપ્રસ્થ થાય એવી ગોઠવણ કરી, દરમ્યાનમાં ચેટકની સંભાળ આર્યજીવકને સોંપી, વૈશાલિના સ્વતંત્ર રાજ્યને બંધ કરી તેને મગધમાં ભેળવી દઇ, સુજ્યેષ્ઠાને તેનાં માતાપિતાની શુશ્રૂષામાં રહેવા દઇ, તેમની સંમતિથી તેમણે જે જીવનક્રમ ઘડવો હોય તે ઘડવાની રજા આપી, વિજયી બિમ્બિસારે પોતાનાં પગલાં રાજગૃહ તરફ વાળ્યાં. રાજગૃહની વસતિએ વિજયી રાજાનો બહુ જ સરસ સત્કાર કર્યો અને રાજાએ નગરમાં વાજતેગાજતે પ્રવેશ કર્યો.

નગરને દરવાજે સોનેરી ઝૂલ અને અંબાડીવાળા હાથી પર બેસીને બિમ્બિસાર અને ચિલ્લણાદેવી તોરણ નીચે આવતાં હતાં તે વખતે એક બુદ્ધ શ્રમણિકા મુંડાવેલ મસ્તક, કાષાય ચીવર, ઝેરકોચલાનું ભિક્ષાપાત્ર અને તુંબડાંનું કમંડલધારી તેમની સામે ઉભી રહી અને હાથ ઉંચો કરી બોલી: "માર્ગલાભ, ધર્મલાભ, નિર્વાણલાભ." રાજાના પરિચારકોએ તેને ત્યાંથી એકદમ હટાવી દીધી.

તેને જોતાં જ રાજાના નયનમાંથી અગ્નિની ઝાળ નીકળી. ક્રોધથી તે લાલચોળ થઇ ગયો. પણ બિમ્બિસારે અત્યંત ક્રોધાયમાન હોવા છતાં પણ

રાજગાંભીર્ય જાળવ્યું. એ બુદ્ધશ્રમણિકાને તેણે ઓળખી લીધી હતી. એ થોડા સમય પહેલાંની રાજમહિષી ક્ષેમાદેવી હતી. આજે બુદ્ધશ્રમણિકા થઇ, ભિક્ષાપાત્ર લઇ તે નગરમાં ભિક્ષાયાચના કરતી હતી.

સવારના સૂર્યોદયમાં ખીલેલા બાલકમળની સુકુમાર કુમાશ ધારતી પોતાની પડખે બેઠેલી ચિલ્લણા તરફ તેણે જોયું. તેને સંતોષ થયો. ક્ષેમા ચાલી ગઇ હતી તેથી તેને જરાપણ શોક થવાપણું નહોતું તેની તેણે ખાત્રી કરી લીધી. સ્વારી આગળ ચાલી.

રાજમહેલ પાસે બ્રહ્મસમુદાય દેવદત્તની સરદારી નીચે એકઠો થયો હતો, તેણે સ્વસ્તિવાચનના મંત્રો ઉચ્ચાર્યા. તે પછી દરબાર ભરાયો. ત્યાં વિજયનિવેદન, સન્માન અને ભાવિપ્રબંધનો નિર્દેશ વગેરે થયાં. પછી વિજયમહોત્સવ પૂરો થયો. બિમ્બિસાર ચિલ્લણાને લઇને અંતઃપુરમાં ગયો અને સંધ્યાકાળ થતાં સુધી તેના જ આવાસમાં રહ્યો.

સંધ્યાકાળે તેણે કંધકને હાકલ નાંખી. બંધક રાજા પાસે નમન કરી ઉભો રહ્યો. "કંધકને બોલાવ્યો છે." રાજાએ કહ્યું.

"બાપુ! કંધક તો કેસરને ઓરડે છે."

"કયાં?"

"બાપુ, કેસરને ઓરડે. મહાદેવી દાયજામાં વડારણને લઈ આવ્યાં છે ને તેણે કંધક સાથે ઘર માંડ્યું છે—"

રાજા હસી પડયો. ચિલ્લણાએ પણ રાજાથી છાનું સ્મિત કર્યું. "બંધક, જા બોલાવી લાવ એ નાલાયકને. રાજા સાથે હરિફાઈમાં ઉતરવા માટે એને સજા કરવાની છે."

બંધકની આંખો નાચી રહી. "બાપુ!" તે કાંઇક કહેવા જતો હતો પણ જીભ ઉપડી નાહ. તે ચાલ્યો ગયો.

તેણે કંધકને શોધી કાઢયો. "દાસીપુત્ર! ચાલ, તારૂં મોત આવ્યું છે. બાપુ તને બોલાવે છે સજા કરવા."

કંધક આગળ થયો. "પણ દાસીપુત્રના દાદા! સજા શીદ કરવી છે અને શી?"

"બંધકને એકલો મૂકીને તું પરણી બેઠો તે માટે. તારાં લગન ફોક કરી કેસરને મારી સાથે પરણાવવી છે."

"ઉભો રહે, હું કેસરને ખબર આપું." કંધકે કહ્યું.

"ના, ના. ચાલ, બાપુએ ના પાડી છે."

કંધકે બંધકને ગળામાંથી પકડયો. "કહે કે હું કેસર–કંધકનો દીકરો. કહે. નહિતર લગાવું છું."

બંધક બૂમ પાડવા લાગ્યો, પણ રાજગૃહને જાણીતા થઇ ગયેલા આ વિચિત્ર રાજ્યપરિચારકોના કજિયામાં આજે કોઇ વચમાં પડે તેમ નહતું. બંધકે ત્રણવાર કહ્યું: "બંધક કેસરકંધકનો દીકરો" અને પછી બંને રાજાજી પાસે ગયા.

રાજા બહાર જવા તૈયાર થયો હતો. કંધક અને બંધકને તેણે સાથે આવવા કહ્યું અને ત્રણે જણ બહાર નીકળ્યા. દેઢીએ આવતા એક પરિચારકે કહ્યું:

"મહારાજ ગૌતમ હજી વેલ્લુવનમાં જ છે. શેઠ અનાથપિંડિકજી પણ ત્યાં છે. ભગવાન્ દેવદત્ત તે તરફ જ સીધાવી રહ્યા છે."

રાજાએ પાલખી વેલ્લુવન તરફ લીધી.

ભગવાન્ શાક્યમુનિ ગૌતમ હજી ત્યાં જ હતા. તેની સાથે શારિપુત્ર, મુદ્ગલાયન, યશ વગેરે શિષ્યો પણ હતા. શાક્યમુનિની એક પાસે શેઠ અનાથપિંડિક હતા અને બીજી બાજૂએ દેવદત્ત ઉભો હતો.

ચોબદારે બિમ્બિસાર રાજાનું આગમન નિવેદન કર્યું. રાજા બિમ્બિસારે પર્ણકુટીમાં પ્રવેશ કર્યો, પણ પહેલાં જે રીતે દર્શન કર્યાં હતાં તે રીતે આ વખતે શાક્યમુનિને તેણે મસ્તક નમાવ્યું નહિ. આસન શોધતો તે ઉભો રહ્યો. શાક્યમુનિએ તેને પોતાની પડખે બેસવા નિમંત્ર્યો. રાજા સામે બેસવાને બદલે પડખે બેઠો. શાક્યમુનિ તો બેઠેલા જ હતા, પણ રાજાના બેઠા પછી બીજા સહુ બેઠા.

પર્ણકુટીમાં શાંત, ગંભીર ચૂપકીદી પ્રસરી. શાક્યમુનિ પહેલું સંભાષણ કરે એમ રાજા ઇચ્છતો હતો. શાક્યમુનિ ઉદાસીન હતા.

અંતે દેવદત્ત બોલ્યો: "રાજન્! આ બુદ્ધકીર્તિ ગૌતમને મેં જણાવ્યું કે જો જિનશાસન પ્રમાણે અનુસરવું હોય તો કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત ન કરે ત્યાંસુધી ઉપદેશ બંધ કરો. જો સંન્યાસ અને જ્ઞાન ઉપદેશવાં હોય તો તે સનાતન વ્યવસ્થા પ્રમાણે આચારના દઢ પરિપાલન સાથે ઉપદેશો. તે માનતા નથી."

રાજાએ તેને પૂછ્યું: "મુનિરાજ! તેને રાજઆદેશ સંભળાવ્યો ?"

દેવદત્તે કહ્યું: "નહિ ત્યારે? પણ કહે કે એ વસ્તુ મારી અને રાજાની વચ્ચેની છે."

રાજા શાક્યમુનિ તરફ ફર્યો: "આર્ય ગૌતમ! આપ શું કહો છો? હું અહિં છું."

સિદ્ધાર્થ ગૌતમે તેનાં કમળનયન વિકસાવ્યાં અને કહ્યું: "રાજા! બુદ્ધત્વ મેં પ્રાપ્ત કર્યું છે, તો શું કરવા યોગ્ય છે અને શું નહિ, તે તો હું સમજું કે રાગદ્વેષયુક્ત તું સમજે ?"

"પણ રાજઆદેશ." બિમ્બિસારે દલીલમાં નહિ ઉતરતાં સવાલ કર્યો.

"રાજા! હું રાજગૃહમાં જ છું. મારો શિષ્યગણ પણ રાજગૃહમાં જ, તારા અધિકાર નીચે જ છે. મારા પંથના સાંસારિક શ્રાવકોના શિરોમણિ શેઠ અનાથપિંડિક પણ અહિં જ બેઠા છે. તારો રાજદંડ તેજસ્વી છે, સમર્થ છે. રાજઆદેશનો જે ભંગ કરે તેના ઉપર રાજદંડ પડે, એ વાજબી છે."

"અનાથપિંડિકજી!" રાજાએ કહ્યું: "ગૌતમે અનીશ્વરવાદ ઉપદેશ્યો છે. સંન્યસ્તના ઉપદેશ નીચે અનાચાર અને સ્વચ્છંદને સગવડ કરી આપી છે. ગૃહસ્થોનાં ઘર ભાંગ્યાં છે. કુલપતિઓનાં કુળ વિખેરી દીધાં છે. તમને તેના ન્યાયાધીશ નીમું."

"રાજા!" શેઠે કહ્યું: "હું તો એનો શરીખ છું. હું ન્યાયાધીશ ક્યાંથી થઇ શકું? હું તો વળી વધારે અપરાધી કે મારી તમામ સંપત્તિ એ ભગવાનનું કાર્ય સક્રિય સાકાર સરૂપ થાય તે માટે વાપરૂં છું."

"રાજા ! દરેક જીવ જ્ઞાન પ્રાપ્ત કરી આત્મનિર્ણય કરવાનો અધિકારી છે. હું કોઇને કશું કરવાનું કહેતો નથી, પણ જ્ઞાન આપું છું. જ્ઞાનને વ્યવહારમાં કેમ ઉતારવું તે ઉપદેશું છું. તને પોતાને આજે એમ લાગે કે, મારે આ રાજ્ય છોડવું અને ભિક્ષાપાત્ર ધરવું તો તું તારી જવાબદારીએ છોડ. મને શું ? જ્ઞાનયુક્ત વિચારને અંતે વૈશાલિનો પ્રસંગ રચવાનો તેં નિર્ણય કર્યો તો તેં કર્યો. મારે શું ? હું તો કહું છું:—પૂછ: તારા ગમે તે નિર્ણયો હો–તારા જ અંતરાત્માને પ્રણિધાનથી પૂછ કે આ નિર્ણય જ્ઞાનયુક્ત વિચારને અંતે થયો છે કે સ્વાર્થ રાગદ્વેષ આસક્તિ ઉતાવળ ક્રોધ લોભ મોહ માયા વગેરેથી પ્રેરણા પામતાં થયો છે ? હું રાજદંડ યોગ્ય અપરાધી છું, એમ તારી નજરમાં આવતું હોય તો તું મને દંડ દે- તેમાં અનાથપિંડિકજીને શા શારૂ ભેળવે છે ?" શાક્યમુનિએ કહ્યું.

રાજાએ તે વચનો બરાબર સાંભળ્યાં. તેનો તેણે જવાબ આપ્યો નહિ. તે અબોલ બેસી રહ્યો. થોડીવાર વળી પર્ણકુટીમાં શાંતિ પ્રસરી.

અંતે રાજા ઉઠ્યો. તેણે શાક્યમુનિની સન્મુખ જઇ વંદન કર્યું અને કહ્યું:

"ભગવન્ ! આપ સ્વતંત્ર છો."

તેણે શાક્યમુનિના આશીર્વાદની રાહ જોઇ નહિ. તે ચાલી નીકળ્યો.

રાજાને જતો જોઇને તેના તરફ શાક્યમુનિએ અત્યંત પ્રેમની નજર નાંખી. પછી તેણે દેવદત્ત તરફ જોયું અને કહ્યું:

"દેવદત્ત ! તું સ્વતંત્ર છે."

"તે હું પરતંત્ર કેદિ હતો ?" કહી દેવદત્ત ઉભો થઇ હાથમાં ડાંગ ઉંચકી પર્ણકુટી બહાર ચાલતો થયો.

**પ્રથમ ખંડ સમાપ્ત**

મગજને ઠંડક આપવા
કિંમતી વસાણાઓથી... ભરપુર

**ગાંધીનું બ્રાહ્મી તેલ વાપરો**

સઘળે ઠેકાણે મળે છે!

સી. સી. મહાજન એન્ડ કું.
મુંબઈ, ૨.




સાબુ, પાવડર,
ક્રીમ, લોશન.
એવા ચાર પ્રકારમાં.

કોમળ ત્વચા માટે
**બાદશાહી** અકસીર ઉપાય

સોલ એજન્ટ-સી. સી. મહાજન ની કું. મુંબઈ, ૨.

## સ્ત્રીઓ માટે શકિતવર્ધક દવા

# રેખા ટૉનીક

કોઇપણ જાતનો પ્રદર, લોહીવા, શરીરનું ધોવાવું, વધારે પડતો કે અનીયમીત અટકાવ, અટકાવ વખતે પેટ કે પેડુમાં થતો દુઃખાવો, કમરનો ફાટ, હાથ પગમાં તોડ, હાડકાનું કળતર, ઝીણો ઝીણો તાવ, લોહીનું પાણી થવું, માથાની ટક્કર, બેચેની, જીવ બળ્યાં કરવો, અન્ન ઉપર અરૂચી, મ્હોં બેસ્વાદ, ખાંસી, છાતીનો દાહ, સંધીવા હીસ્ટરીયા, ગર્ભ ન રહેવો, ગર્ભ અધુરે જવો, કસુવાવડ કે સુવાવડની નબળાઇ, સુવારોગ, પ્રસવ સમયે વારંવાર કષ્ટ પડવું, વી. રોગો મટાડી શકિત આપવા માટે સ્ત્રી વર્ગના આ જાણીતી દવા જરૂર વાપરી, જીંદગીને લંબાવો.

બાટલીની કીં. રૂ. ૨. પોષ્ટેજ અલગ

**સી. સી. મહાજનની કું.,** ૨૮૧, જુમ્મા મસ્જીદ, મુંબઇ-૨

# પિતૃહત્યા

## દ્વિતીય ખંડ

### પ્રવેશક

વિક્રમ પૂર્વે લગભગ ૮૦૦ વર્ષને સુમારે કાશીના ઇક્ષ્વાકુ-વંશના રાજા બૃહદ્રથને ગાદી ઉપરથી ઉઠાડીને સંવૃજ્જી-લિચ્છવિ વંશના મલ્લ ગોત્રીય શિશુનાગે તે ગાદી પોતાને હાથ કરી.

આ વખતે કોશલ દેશ ઉપર વૃત રાજા રાજ્ય કરતો હતો. તે પણ ઇક્ષ્વાકુવંશીય હતો. આ ઇક્ષ્વાકુવંશમાં સગર, ભગીરથ, દિલીપ, રઘુ, દશરથ, રામ, કુશ વગેરે રાજાઓનો જન્મ થયો હતો. એના વંશમાં જૈનસમુદાયપૂજ્ય તીર્થંકરોમાંથી બાવીસ તીર્થંકરોનો પણ ઉદ્ભવ થયો હતો.

વૃતને ધરતીજાત સુપ્રસિદ્ધ મલ્લ શિશુનાગના કૃત્યથી ઓછું આવ્યું. તેણે કાશીઉપર હુમલો કર્યો અને શિશુનાગને કાશી છોડી દેવા ફરમાવ્યું. શિશુનાગે જવાબમાં કોશલની કન્યાના હાથનું માગું કર્યું. વૃતે તે માગું તરછોડયું.

વૃતનો હુમલો તો શિશુનાગે પાછો વાળ્યો, પણ તે કોશલકન્યાનું પાણિગ્રહણ કરી શક્યો નહિ. ઇક્ષ્વાકુવંશીય વૃત મલ્લગોત્રીય શિશુ-નાગને પોતાની કન્યા કોઈ રીતે આપવા તૈયાર નહોતો.

શિશુનાગે કાશી સર કર્યા પછી મગધ સર કર્યું. તે પછી કાકવર્ણ, ક્ષેમવર્ધન, ક્ષેમજિત્, પ્રસેનજિત્ અને બિમ્બિસાર એમ મગધના રાજાઓ થયા, પણ કોઇએ કોશલની કન્યા પ્રાપ્ત કરી નહિ. કાકવર્ણથી ક્ષેમજિત્ સુધી કોશલસાથે વારંવાર લડાઇઓ થતી રહી., પણ મગધનું કંઇ વળ્યું નહિ. તેથી ઉલટું વૃતપુત્ર દર્ભસેનના પુત્ર સંજયે ક્ષેમજિતને હરાવીને કાશી જીત્યું અને તેને કોશલ રાષ્ટ્રમાં ભેળવી દીધું.

પણ શિશુનાગે મગધવંશને કુળસંદેશ દીધો હતોઃ—ગમે તે વખતે ઇક્ષ્વાકુવંશની કન્યા સાથે શૈશુનાગ મગધરાજે લગ્ન તો કરવાંજ. જ્યાં સુધી તેમ નહિ થાય ત્યાં સુધી હું પૂં નરકમાંથી તરીશ નહિ.

જે પુત્રોનો પૂર્વજ પૂંમાંથી તરે નહિ તે પુત્રો જ નહિ. મગધરાજ બિમ્બિસારના મનમાં પણ આ વાત ખટકતી હતી. પોતાને ઘણી રાણીઓ હતી. વિદેહરાજના કુલાભિમાનને તેણે ધૂળમાં રગદોળ્યું હતું અને ચિલ્લણા દેવીનું હરણ કરી તેની સાથે લગ્ન કર્યાં હતાં.

ચિલ્લણાને પુત્ર અવતરતાં તેના આનંદમાં ચેટકરાજને કેદમાંથી છૂટા કરી બિમ્બિસારે તેને વિદેહરાષ્ટ્ર પાછો સોંપ્યો હતો.

ચિલ્લણાનો પુત્ર જેમ શુકલપક્ષનો ચંદ્ર હમેશાં હમેશાં વધે તેજ રીતે વધતો આવતો હતો. મહારાજ બિમ્બિસારને ચિલ્લણા ઉપર અથાગ પ્રીતિ હતી. તેના પુત્રને તે પોતાની આંખની કીકી જેવો ગણતો હતો. તેના ઉપરથી તે વારી જતો હતો. તેને માટે તે ગમે તે કરવા તૈયાર હતો.

ચિલ્લણાપુત્ર તો ખરેખર કોઈ ઝંઝાવાત હતો. રાજમહેલનો નિવાસી એ કદી પણ રાજમહેલમાં તો રહેતો જ નહિ. ગામનાં છોકરાંઓને ભેળાં કરી તે ગમે ત્યાં રઝળતો. એ છોકરાને તો દરરોજ હોળી હતી. શહેરમાં વસતિ હુલ્લડ ન કરતી. ચિલ્લણાનો પુત્ર અવનવાં હુલ્લડો જગાવતો.

બાળક હતો ત્યારે આવું એક હુલ્લડ મચાવીને તેણે એક ઉકરડા ઉપર મુકામ જમાવ્યો. ત્યાં એક કુકડો ઉકરડો ખોતરતો હતો. બાળક ચિલ્લણાપુત્રે તેને પકડયો અને કુકડાએ તેની કુણીગલ્લર સુંવાળા જીવડા જેવી આંગળી કરડી ખાધી. બાળક ચીસ પાડી ઉઠયો. તેણે આંગળી લઇ લીધી પણ એ આંગળીમાંથી લોહી વહેવા માંડયું.

રાજા બિમ્બિસાર આજ વખતે એ રસ્તેથી પસાર થયો. તેણે પોતાના પ્રિય કુંવરને ઉકરડે ચીસ નાંખતો અને કુકડાપર મારપછાડ કરતો જોયો. ઘડીભર તેને ખ્યાલ આવ્યો "આ કુંવર ગુસ્સે થઇ આ કુકડા ઉપર આટલો અત્યાચાર કરે છે, તો મોટો થતાં કદાચ મારા ઉપર ગુસ્સે થશે તો મને શું કરશે?"

તેના મનમાં ઘોર કલ્પનાઓ ઉદ્ભવવા માંડી. પોતાનો આ પુત્ર ગર્ભમાં હતો ત્યારે તેની માતાને, ચિલ્લણાને પોતાના રાજ-પતિનું માંસ ખાવાના દોહદ થતા હતા, એ વાત યાદ આવી.

પોતાના મનોબળથી તેણે એ સ્મરણ અને એ કલ્પનાઓ દાબ્યાં, સાથે પરિચર્યામાંના માણસોને તે બાળકને તેડી લેવા કહ્યું. તેની લોહી-લુહાણ આંગળીને તેણે પોતાના મ્હોંમાં રાખી. એ આંગળીમાં પરૂ થયું. બાળક પીડાથી રાતદિવસ ચીસ પાડે અને બિમ્બિસાર ચિલ્લણાના પ્રેમને લીધે, બાળક ઉપરના ભાવને લીધે તેની દુ:ખતી આંગળી પોતાના મ્હોમાં રાખી બેસી રહે.

બાળકની આંગળી રૂઝાઇ પણ વાંકી રહી ગઇ. તેથી તેનું નામ કુણિક પડયું. રાજા તેને કુણિક કહેતો. પણ તેની માતા તે છોકરાનાં ઉદ્ધાંડ અને કદીપણ હારીને ન આવવાનો શિરસ્તો જોઇ તેને "અજાત-શત્રુ" કહેતી.

એક રાતે કુંવર અભયકુમાર રાજમહેલમાં પધાર્યા. અજાતશત્રુ ત્યાં રમતો હતો. કુંવર અભયકુમારે તેના ઉપર ગંમતમાં ત્રાટક માંડયો. અને આ બાળકુંવરે મોટાભાઇ સામે તેવો જ તીવ્ર, સ્થિર ત્રાટક ફેંકયો.

"મહારાજ !" કુંવર અભયકુમાર બોલ્યા: "અજાતશત્રુ કોશલાધિપની કન્યા પરણશે."

અને બિમ્બિસાર અને ચિલ્લણા બન્ને પ્રસન્નતાપૂર્વક હસ્યાં; કારણ કે અભયકુમાર જેવા વિચક્ષણ માણસની ભવિષ્યવાણી સાચી જ પડતી હોય અને તે વાણીની સિદ્ધશબ્દતાથી કોણ પ્રસન્ન ન થાય ?

શિશુનાગ મહારાજનો કુળાદેશ શાંતિથી પાર પાડવાનો બિમ્બિસારે વિચાર કર્યો. બાળક પ્રભાવતી હજી ઘોડિયે રમતી હતી, છતાં પણ અજાતશત્રુને માટે તેના હાથનું માગું મોકલવાનો બિમ્બિસારનો નિશ્ચય ચિલ્લણાને પણ ગમ્યો.

૨

મુનિ દેવદત્ત કોશલ દરબારમાં કર્તાહર્તા થઈ ચૂકયા હતા. રાજા બિમ્બિસારે ચિલ્લણા સાથે લગ્ન કર્યાં, ગૌતમ શાકયમુનિને મગધમાંથી રાજ આદેશસર દેશવટો આપ્યો અને જે શ્રેણીગણવ્યવસ્થાથી તથા સૈન્યવ્યૂહથી વિદેહ ઉપરનો વિજય સંભવિત બન્યો હતો તેમાં તે કામે લાગ્યો.

તેણે અહિંસક યજ્ઞ પણ આદર્યો; પણ એ યજ્ઞ પૂરો થાય તે પહેલાં તો મગધરાષ્ટ્રમાં વરસાદ આવ્યો અને સર્વત્ર લીલાલ્હેર થઈ ગઈ. બિમ્બિસારને યજ્ઞ પૂરો કરવાની ખાસ જરૂર જણાઈ નહિ અને તેનું તમામ કામ તેણે પોતાના જૂદા જૂદા ગૌણ પ્રતિનિધિઓને સોંપી આપ્યું.

બ્રાહ્મણસમુદાય તેથી નારાજ થયો, પણ દૃઢ મનના બિમ્બિસારને તેમની નારાજીની અસર ન થઈ. દેવદત્તને વિપ્રો આ પાપને માટે જવાબદાર ગણવા માંડયા એટલે તે ઉગ્રસ્વભાવ મુનિ બ્રાહ્મણસમુદાય સાથે લડી પડયો. રાજા બિમ્બિસારે તેને ગૌતમમુનિને સંદેશો આપી મોકલ્યો હતો તેમાં બૌદ્ધસંઘને માટે આચારવિષયક કેટલીક શરતો સમાવવામાં આવી હતી. એ શરતો ઉપર તેણે વધારે જોર આપવા માંડયું. તેને એમ હતું કે તેથી તેને રાજાશ્રય મળશે. તેણે અવૈદિક અહિંસા ધર્મની દીક્ષા લીધી અને સિદ્ધાર્થમુનિનો ખેધો પકડવા માંડયો.

પણ બિમ્બિસાર તો મગધરાષ્ટ્રને તેજસ્વી, પ્રવૃત્તિમય, સમૃદ્ધિશાલિ અને વ્યવસ્થાસ કરવામાં રોકાયો હતો. તે ચિલ્લણાના રૂપશણગારપર મુગ્ધ હતો. તે કુણિકના સ્નેહમાં શીતળસ્નાન કરી રહ્યો હતો. ઉગ્ર, ઉદ્દામ યુવરાજ મોટો થતાં મગધને એક મહાસમર્થ રાષ્ટ્ર બનાવશે એમ તેને ખાત્રી થઇ ગઇ હતી. બિમ્બિસારે ગૌતમમુનિ સામેના આદેશો પાછા સંભાર્યા પણ નહિ; યજ્ઞ તો સાવ ભૂલી ગયો અને પોતે દેવદત્તને સૂચવેલી શરતો પણ વિસારી મૂકી.

એટલે દેવદત્તે પરિભ્રમણ કરવા માંડયું. શાકયમુનિના રાજયોગ સામે તેણે તપ અને હઠયોગને ઉભાં કર્યાં. કોશલનો દરબાર તપ અને હઠયોગનું મોટું નાડીકેન્દ્ર બની ગયો. રાજા પ્રસેનજિતે દેવદત્તે બનાવેલો તપ હઠયોગનો નવ રાશવાળો ચાબૂક આખા રાષ્ટ્ર પર ફેરવવા માંડયો અને તેમાંથી તેણે પોતાનાં રાણી સૂર્યકાન્તાને કે કુંવર વિરૂદ્ધકને પણ બાકી રાખ્યાં નહિ. દેવદત્ત રાજગુરુ થઇ પડયો અને રાજ્યમાં આનંદ વિલાસ હાસ્ય જેવું કશું રહ્યું નહિ.

વેપારીઓ, ખેડૂતો અને બીજા લોકો વ્રતાપવાસ, યોગધ્યાન, પુરાણપારાયણ વગેરેથી થાકી થાકીને પરરાષ્ટ્ર સેવવા માંડયા. મહારાજા બિમ્બિસારને આ ખબર પડી. તેને લાગ્યું કે જો કોશલની કન્યા લેવી હોય તો બાળક હૃદયમાંથી જીવન ભોગવવાની વૃત્તિ કચડાઇ જાય તે પહેલાં લઇ લેવી જોઇએ. ધર્મ અને તપવિનમ્રતાને પંથે વ્હડેલો પ્રસેનજિત્ હવે કુલાભિમાન ત્યજી મલ્લ ક્ષત્રિયોનો સંબંધ સ્વીકારે તેવો પણ બિમ્બિસાર મહારાજને સંભવ લાગ્યો.

તેણે શેઠ અનાથપિંડિકને બોલાવ્યા. અનાથપિંડિકજી મગધ છોડી ચાલ્યા જવાના હતા, પણ બિમ્બિસારે કશું ધર્મઝનૂન નહિ બતાવ્યાથી રહી ગયા હતા. "શેઠ ! કોશલ મહારાજ પ્રસેનજિતના કુંવર વિરૂદ્ધકને ત્યાં કન્યારત્ન છે. આપ કોશલ સીધાવો અને કુંવર અજાતશત્રુને માટે તેના હાથનું માગું કરો." બિમ્બિસારે તેને હુકમ કર્યો.

"પણ, મહારાજ! કુંવર અને કુંવરી બન્ને બહુ નાનાં છે." શેઠે કહ્યું.

"તેમાં શું? ઉલટાનું સારૂં ને? એ બન્નેનાં આ કયાં લગ્ન થાય છે? આ તો બે રાષ્ટ્રોનાં લગ્ન છે, શેઠ! આ તો બે પ્રાચીન ક્ષત્રિયકુળોનાં લગ્ન. આ તો બે કુટુંબો પરણે છે." બિમ્બિસારે કહ્યું. શેઠે દલીલ ન કરી, તે માગું લઇ ગયા.

જે વખતે માગું દરબારમાં રજુ થયું તે વખતે દેવદત્તજી ગુરુ આસને વિરાજમાન હતા. રાજાએ જવાબ દેતાં પહેલાં તેની સામે જોયું. ગુરુ ગર્જ્યા.

"ઇક્ષ્વાકુ અને મલ્લનો સંબંધ સંભવે જ નહિ. આચારશીલ અને અનાચારીનો વ્યવહાર હોય જ નહિ. યોગભ્રષ્ટ અને યોગીઓ એક બીજાને સ્પર્શે જ નહિ, રાજન્! દઇ દે જવાબ." તેણે કટુતાથી કહ્યું.

અને શેઠ અનાથપિંડિકજી ખાલી હાથે રાજગૃહ પાછા ફર્યા.

---

## પ્રકરણ ૧ લું

### અતેલાનું વ્રત

"મહારાજ!" દેવદત્તે કોશલાધિપતિ પ્રસેનજિતને કહ્યું: "બહાર મગધનું સૈન્ય ઘેરો નાંખી પડયું છે અને આખું નગર, જણબચ્ચો સહુ વ્રત પાળી રહ્યું છે, તે વખતે કુંવરી કૌસલ્યાદેવીએ વ્રતભંગ કર્યો છે."

મધુરતાની મૂર્તિસમી કુંવરી કૌસલ્યા દેવદત્તની પડખે જ ઉભી હતી. રાષ્ટ્રના સંકટનિવારણ માટે દેવદત્તની સલાહથી આખી વસતિ નિસ્તૈલ વ્રત પાળતી હતી. રસોઇમાં, મર્દનમાં, માથામાં કયાંહિ તેલનો ઉપયોગ થતો નહોતો. તળવા માટે પણ ઘી વાપરવામાં આવતું હતું. સ્ત્રીજનો માથાં કોરાં રાખી ફરતાં હતાં. મસાલોમાં તથા દીવાબત્તીમાં ઘીનો ઉપયોગ થતો હતો.

નવ દિવસનું આ વ્રત હતું.

દેવદત્તે કહ્યું હતું કે નવ દિવસના આ મનોબળના સમર્થનથી રાષ્ટ્રની ઇચ્છાશક્તિ વધશે અને દુશ્મનને પરાજય પામવાનું સહેલું થઇ પડશે. રાજાને ગળે આ વાત ઉતરી ગઇ હતી.

પરંતુ પ્રસેનજિતની કુંવરી કૌસલ્યા ભરજોબનમાં હતી. વ્રતોપવાસ અને તપપરિચર્યા વચ્ચે પણ એ કોઇ અજબ ચેતનવતી લતાની માફક વધતી જતી હતી. તેણે પિતા તથા રાજાના હુકમનો અનાદર કર્યો હતો. તેણે માથામાં સુગન્ધિ તેલ સીંચ્યું હતું અને બગીચામાંથી આણેલાં પૂજનકુસુમો પોતાના અંબોડામાં નાંખ્યાં હતાં.

પ્રસેનજિતે કૌસલ્યા સામું જોયું. આ રાજા આજે કેટલાંય વર્ષો થયાં હસ્યો નહોતો, હસવામાં અને હસતું મ્હોં રાખવામાં તે પાપ સમજતો હતો. વર્ષો પહેલાં તે હજામત કરાવતો હતો, પણ તપ અને હઠયોગનો અનુશીલક બન્યા પછી તે દાઢી મૂછના વાળ પણ ચૂંટી કઢાવતો હતો.

"નગર બહાર અનાચારી બિમ્બિસાર અને તેનો રાક્ષસ યુવરાજ અજાતશત્રુ ધા ઉપર ધા કરી રહ્યા છે તે વખતે તેં વ્રત તોડયું છે, કૌસલ્યા!" એરંડિયું પીવાથી કટાણા થયેલા મુખમાંથી જાણે નીકળતો હોય તેવા સ્વરથી પ્રસેનજિતે પોતાની પુત્રીને કહ્યું: "કયે ભવ પ્રાયશ્ચિત્ત કરીશ તું તારાં પાપનાં?"

કૌસલ્યાની જોબનનીતાર કાયા સામે એ થોડીવાર જોઇ રહ્યો.

"જા, પાંચ દિવસના અપવાસ કર. રાતે એક વખત અલૂણો ફરાળ કરજે." તેણે હુકમ ફરમાવ્યો.

કૌસલ્યા ચાલી ગઇ. તે હતી ત્યારે તેના જોબનની આભામાં જગત હસી રહ્યું હતું. તેના જતાં જેમ અગ્નિ લાગતાં પુષ્પ ચીમળાઇ જાય તેમ પ્રસેનજિતની નજર ચોતરફ ફરતાં જગત ચીમળાઇ ગયું.

પ્રસેનજિતે દેવદત્ત સામે જોયું. "અરોબર છે. રાજન્! વ્રતભંગ એ મહાપાપ છે. તેથી મન, બુદ્ધિ અને શરીર, બધાં નબળાં પડે છે. રાષ્ટ્રનું યંત્ર તેથી શિથિલ થાય છે. વ્રતભંગ અથવા નિયમભંગ, એ તો હમેશાં મહાપાપ ગણજે."

પ્રસેનજિતે માથું નમાવ્યું. "જેવી ગુરુજીની આજ્ઞા." તેણે કહ્યું. બન્ને ઉઠ્યા અને રાજમહેલની અટારી ઉપર આવ્યા.

સંધ્યાકાળનો સમય હતો. નગરમાં ક્યાંહિપણ દીવો થયો નહોતો. ચોતરફ અંધારૂં પોતાનો આછો પછેડો પાથરવા માંડયું હતું; 'કૌસલ્યાના' વ્રતભંગથી જો આપણું યંત્ર શિથિલ ન બને તો આપણો વિજય છે. દેવદત્તે કહ્યું.

"ગુરુજી! એટલા વ્રતભંગથી આખું યંત્ર શિથિલ થાય?" રાજાએ પૂછ્યું.

"અરે! તું એને એટલું માને છે? તેલ સામે આતુર નજર માંડી હોય તો પણ નિરતૈલના દિવસોમાં તેનાથી મહાપાપ થાય છે, ત્યારે આ તો જાણીબૂઝીને તેલનો ઉપભોગ અને વિહાર થયો છે." દેવદત્તે કહ્યું. રાજા ગભરાયો, પણ તે કાંઇ બોલ્યો નહિ.

બન્ને અટારી પરથી નીચે ઉતર્યા. આછા અંધારાના મ્હોંસૂઝણામાં તેઓ શ્રાવસ્તિના રસ્તાપર ચાલવા માંડયા, અને નગરચર્ચા જોવા માંડયા. સહુ શાંત હતું. સહુ નિશ્ચેષ્ટ હતું. કોઇ કશું કરતું નહતું. ફક્ત રાજપુરુષો વધી ગયેલી હજામતોએ અને તેલ નાંખ્યા વિનાનાં સ્વયંસિદ્ધ દાઢીમૂછે પોતપોતાનું કામ કર્યે જતા હતા. રાજા તથા ગુરુ દેવદત્ત નગરચર્ચા જોતા હતા અને ભગવાન્ અંધકાર પોતાના આછા આચ્છાદન ઉપર હવે ઘેરો સુધડ પછેડો પાથરવા માંડયા હતા.

નગર બહાર દુશ્મન સૈન્ય પડયું હતું. જ્યારે રાજા બિમ્બિસારે વિરૂદ્ધકની પુત્રીના હાથનું પોતાના યુવરાજ અજાતશત્રુને માટે માગું કર્યું ત્યારે યુવરાજ ફક્ત દશ વરસનો હતો, અને કુંવરી પ્રભાવતી ચાર પાંચ વર્ષની હતી. આજે એ વાતને આઠ વર્ષ વીતી ગયાં હતાં. રાજા

બિમ્બિસાર આજે દૃઢ નિશ્ચય કરીને આવ્યો હતો કે, યુવરાજ અજાતશત્રુ અને કુંવરી પ્રભાવતી રાજગૃહમાં પતિપત્ની તરીકે છેડાછેડી બાંધીને જ પ્રવેશ કરે.

રાજા પ્રસેનજિતના હઠયોગ અને તપના શાસનથી કોશલની વસતિ એટલી ત્રાહિ ત્રાહિ પોકારી ગઇ હતી તેથી બિમ્બિસારને છેક શ્રાવસ્તિ સુધી આવીને ઘેરો ઘાલવામાં બહુ મુશ્કેલી નડી નહીં. પણ પ્રસેનજિત્ ચેટકની પેઠે બેદરકાર ન હોતો. તેની પડખે રહેલો દેવદત્ત પણ બિમ્બિસારનું યુદ્ધકૌશલ્ય જાણતો હતો. બન્નેએ મળીને શ્રાવસ્તિને ઘેરો ઝીલવા માટે તૈયાર કર્યું હતું. તે ઉપરાંત હઠયોગ અને તંત્રનાં અનેકવિધ જંત્રો દેવદત્તે રચ્યાં હતાં અને એ જંત્રો અક્ષત, અવિરત અને અખંડિત કામ કરે તેટલા માટે રાષ્ટ્ર ઉપર વ્રતનિર્દેશ ફરમાવવામાં આવ્યા હતા.

એકવીસ દિવસ શ્રાવસ્તિએ ટક્કર ઝીલી હતી. હજી શ્રાવસ્તિ ટક્કર ઝીલશે એમ લાગતું હતું. યુવરાજ અજાતશત્રુના બે જબરજસ્ત હુમલા શ્રાવસ્તિની સેનાએ પાછા વાળ્યા હતા. હજી રાજા બિમ્બિસાર પોતે ચઢયો નહોતો, પણ વૃદ્ધદેહ મગધરાજ હવે ચઢશે એવું શ્રાવસ્તિમાં કોઇ માનતું નહોતું.

પ્રસેનજિતે શ્રાવસ્તિના ગઢ તરફ જોયું. "ગુરુદેવ! દુશ્મન હુમલો નહિ કરે?"

"આ જંત્રથી દુશ્મનના હાથપગ પાંગળા થઇ જાય છે, રાજન્!" દેવદત્તે કહ્યું: "તું વ્રતપાલનની અખંડિતતા પર ધ્યાન આપ. તારા દુશ્મનો પોતાની મેળે જ નાશ પામશે."

ધીમે ધીમે આગળ ચાલતા બન્ને શહેરના દરવાજા તરફ પહોંચ્યા. દરવાજાનો પહેરેગીર ખડેપગે ચોકી કરતો હતો. બીજો એક પહેરેગીર તેની પડખે બેઠો બેઠો પોતાની તલવારનું ફળું સાફ કરતો હતો.

દેવદત્તે ત્રાડ પાડી. "અરે! શું કરે છે? શું લગાવે છે?"

પહેરેગીર ઉભો થયો. "મહારાજ! એ તો ઘી છે, તેલ નથી. નિસ્તેલની નવરાતમાં હું કાંઇ તેલ લગાવું ખરો?" તે હાથ જોડી ઉભો રહ્યો.

રાજાએ ખોંખારો ખાધો. એ ખોંખારામાં અભિનંદન હતું, સંતોષ હતો કે ઠપકો હતો તે કહી શકાય તેમ નહોતું.

ગુરુશિષ્ય પાછા ફર્યા. તેઓએ રસ્તો બદલ્યો.

તેમનો રસ્તો અંતઃપુરની પાછળ થઇને જતો હતો. બે બારીના ગોખમાં તેણે ઘીના દીવા જોયા. એક ગોખ હતો મહાદેવી સૂર્યકાન્તાના આવાસનો. બીજો ગોખ હતો રાજકુંવરી કૌસલ્યાના આવાસનો.

કૌસલ્યાનો ગોખ નીચો હતો. અંદર પડદો ન હોય તો આવાસમાં નજર પડી શકે તેમ હતું. રાજાએ નજર નાંખી. દીકરી નાગણ જેવો તેલથી ચળકતો ચોટલો છૂટો વિખેરી નાંખી હિંડોળાખાટ પર બેસી એક ભુર્જપત્ર પર દીવાને અજવાળે કાંઇક લખતી હતી.

"દીવો તો ઘીનો છે." દેવદત્તે કહ્યું.

બહાર અવાજ થતાં કૌસલ્યાએ ઉંચું જોયું. તેની મુખમુદ્રા પર ભય તો હતો જ, પણ તેણે કોઇને ન જોયું એટલે ભયનું સ્થાન પ્રાર્થના, ઉત્કંઠા, આતુરતા અને કુતૂહલે લીધું.

પણ તે ઉઠી નહિ. નકામો કોઇ ભણકાર કાને પડયો હશે, એમ ધારી તે ફરીથી લખવામાં મશગુલ થઇ.

રાજા અને દેવદત્ત સૂર્યકાન્તાના ગોખ નીચે આવી પહોંચ્યા. આ ગોખ ઉંચો હતો. તેમાં હેરી શકાય તેમ નહોતું. આવાસ નીચે, રાણીજીનું રસોડું હતું. તેની ભીંતમાં ઉંચે એક સાંકડું જાળીયું હતું.

રાજા અને તેના ગુરુજી આગળ ચાલ્યા જવા માંડતા હતા ત્યાં રસોડામાંથી તેલમાં માછલું વધારાવાનો અને તળાવાનો છમકાર અવાજ આવ્યો. વધારની ઘમઘમાટ ગંધ બન્નેના નાકમાં રમી રહી. રાજમહિષી પટ્ટમહાદેવી સૂર્યકાન્તાને જ રસોડે નિસ્તેલના નવ દિવસમાં માછલાં તેલના વધારમાં છણછણાટ વધારાઇ તળાઇ રહ્યાં હતાં.

---

## પ્રકરણ ૨ જું
## જતિ અને જતિ

"મહારાજ ! શ્રાવસ્તિ પડે એમ હું માનતો નથી." કુંવર અભયકુમારે બિમ્બિસારને કહ્યું.

તંબુમાં બિમ્બિસાર, મંત્રીવર અભયકુમાર અને યુવરાજ અજાતશત્રુ બેઠા હતા. એકવીસ એકવીસ દિવસથી ઘેરો ઘાલ્યા છતાં શ્રાવસ્તિ ચસ દેતું નહોતું.

"તમે બન્ને આંહિથી રાજગૃહ જાઓ. હું શ્રાવસ્તિ અને પ્રભાવતીને લઇને આવીશ." યુવરાજે કહ્યું.

"યુવરાજ !" બિમ્બિસારે કહ્યું: "મંત્રણામાં બેઠા હોઇએ ત્યારે ઉતાવળા કે આકરા ન થવાય. મંત્રીવર અભયકુમારનો મંત્ર મગધને હમેશાં લાભકારક નીવડયો છે."

"મહારાજ ! જો એમ હોત તો વિદેહ, કોશલ કે કાશીનાં રાષ્ટ્રો મગધના માંડળિકો હોત." યુવરાજે અભયકુમારનો ઉઘાડો તિરસ્કાર કર્યો.

"પરિબ્રમ્માણ ! યુવરાજ." અભયકુમારે કહ્યું: "હું જો તેથી મગધને લાભ થાય તેમ માનતો હોત તો તેમ કરત."

"યુવરાજ ! વિદેહ મેં ચેટકરાજને ફરી અર્પણ કર્યું અને કોશલ, કાશી આપણે લઇ રહ્યા છીએ." બિમ્બિસારે કહ્યું.

"અને મંત્રીજી કહે છે કે આપણે શ્રાવસ્તિ લઇ શકશું નહિ." અજાતશત્રુએ કટાક્ષથી હસીને કહ્યું.

થોડીવાર કોઇ ન બોલ્યું. પછી બહાર એકાએક પગલાં સંભળાયાં અને બે રાજકુમાર જેવા દેખાતા, એક લગભગ પંદર વરસનો અને એક બાર વરસનો એવા છોકરાઓ અંદર આવ્યા. તેમણે ત્રણેને પ્રણામ કર્યા.

"પિતાજી !" મોટા છોકરાએ કહ્યું: "અમે શ્રાવસ્તિમાં, અંદર શહેરમાં જઇ આવ્યા."

"શું કહ્યું, હલ્લ ?" અભયકુમારે એકદમ તેને પૂછ્યું. આ બન્ને ચિલ્લણાથી જન્મેલા બિમ્બિસારના નાના કુંવરો હતા.

"હા, હા, સાચી વાત." બીજા, નાના, વિહલ્લે કહ્યું: "અમે અંધારું થયું ત્યારે ગઢની પછવાડેની બારીએ ગયા હતા. એ બારી જાઇની લતાઓથી ઢંકાયેલી છે અને ત્યાં જાઇનાં ફૂલ એટલાં ઉતરે છે કે વાત નહિ."

"અમે ફૂલ ચૂંટતા હતા." હલ્લે કહ્યું: "ત્યાં એ બારી ઉઘડી અને લતાઓ છૂટી પડી રસ્તો થયો. તેમાંથી એક અપ્સરા નીકળી અને એ અપ્સરાએ અમને આ ભોજપત્ર આપ્યું. કહેતાં કહેતાં હલ્લે પોતાના ઉપવસ્ત્રમાંથી ફૂલના ઢગલા સાથે એક નાનું ભોજપત્ર નીચે પોતાના પિતાનાં ચરણોમાં નાંખ્યું.

રાજાએ તે ભોજપત્ર હાથમાં લીધું અને ધીને દીવે બારીકીથી તપાસ્યું. પછી સ્મિત કરી તે ભોજપત્ર તેણે અભયકુમારને આપ્યું. અભયકુમારે પણ તે તપાસ્યું. અજાતશત્રુએ તેના હાથમાંથી તે લગભગ ઝુંટવી ફરી તપાસ્યું. તપાસી રહી યુવરાજ બોલ્યો.

"અને મંત્રીજી ! તમે કહો છો કે શ્રાવસ્તિ નહિ જીતાય ?" તે ફરી ખડખડાટ હસ્યો. "આપ માથું મુંડાવો અને જતિ બનો જતિ." તે પિતા તરફ ફર્યો. "મહારાજ ! હું પ્રતિજ્ઞા કરૂં છું કે, હું શ્રાવસ્તિ, કોસલ્યાદેવી અને કુંવરી પ્રભાવતી, ત્રણેને લઇને જ પાછો ફરીશ. આપ પણ સુખેથી રાજગૃહે પધારો."

એ ભોજપત્રમાં સુંદર મોતીના દાણા જેવા અક્ષરે લખ્યું હતું. "મગધરાજ ! જ્યારે કોશલની કુંવરીના હાથનું માગું કરો ત્યારે ભૂલી ન જતા કે કોશલમાં બે કુંવરીઓ છે, એક તો રાજદુહિતા કૌસલ્યા અને બીજી રાજપૌત્રી પ્રભાવતી. કૌસલ્યા મગધરાજના અંતઃપુરની નિવાસિની થઇ ચિલ્લણાદેવીની નાની બહેન થઇ રહેવા વ્રત લઇને બેઠી છે. ગાયને કસાઇવાડેથી છોડવજો."

અજાતશત્રુએ કૌસલ્યાને પોતાના પિતાને પરણાવવાનું નક્કી કરી લીધું હતું. બિમ્બિસાર અને અભયકુમાર બંને યુવરાજના તાપથી દાહ પામતા બેસી રહ્યા.

અંતે અભયકુમારે હિંમત કરી. તેણે કહ્યું: "હલ્લ! વિહલ્લ! જાઓ, સંધ્યા કરો. પારાયણ કરો. રાતના પણ રઝળો છો?"

હલ્લ અને વિહલ્લ મ્હોં ફેરવી હસવા લાગ્યા. હસતા હસતા તેઓ ચાલ્યા ગયા.

અભયકુમારે બિમ્બિસાર સામે જોયું. તેનાં નયનોમાં જળ ભરાયું. તેણે હાથ જોડયા. "પિતાજી! યુવરાજે આજે હમણાં જ આજ્ઞા કરી છે કે જાઓ, મુંડાવો અને જતિ થાઓ." મહારાજ! અર્ધા સૈકાના મંત્રીપદ પછી મારે માટે હવે એજ અવસ્થા યોગ્ય છે. હું આ યુવરાજાજ્ઞા માથે ચઢાવું છું."

તે બે પગલાં પાછો હટયો. માથેથી મંત્રીપદની મુદ્રારૂપ કિરીટ હતો તે કાઢી રાજાના ચરણમાં ધરી તેણે પીઠ ફેરવી અને તંબુનો દરવાજો ઉઘાડી બહાર ડગલું દીધું.

બિમ્બિસારે તેની પાછળ છલંગ મારી તેનો ખભ્ભો પકડયો; "મંત્રી—કુંવર—અભે—" તેનાથી આગળ બોલાયું નહિ, અભયકુમાર ઉભો રહ્યો.

અજાતશત્રુ વચમાં પડયો. તેણે બાપના હાથમાંથી અભયકુમારનો ખભ્ભો છોડાવી નાંખ્યો. "પિતાજી! આ શી બાલિશતા? આપ રાજા છો કે એ? શું મગધનાથને તેના જવાથી મંત્રીઓની ખોટ પડવાની છે? જવા દો એને."

"પણ કુંવર! કુણિક! એ તારો મોટો ભાઈ—"

મહારાજ અભયકુમારે કહ્યું: "એ સગપણનો તો મેં ત્યાગ જ કર્યો છે ને? અને જો એનો ત્યાગ ન કર્યો હોત તો આજે કુણિક યુવરાજ પણ ન હોત ને?"

તેણે પીઠ ફેરવી ચાલવા માંડયું. બિમ્બિસાર અંધકારમાં ભળી જતી તેની કાયાને આર્દ્ર સ્નેહથી નિહાળી રહ્યો. પણ તેણે કુણિક, અજાતશત્રુને કંઈ પણ કહ્યું નહિ, તેના તરફ રાતી આંખ પણ કરી નહિ.

"પિતાજી!" અજાતશત્રુ બોલ્યો: "સાંભળ્યું ને ? પણ તેનું કંઇ નહિ. છો એ જતિ થાય, આપ પણ સીધાવો અને આરામ કરો. માતાજી રાહ જોતાં હશે. આપને પગલે હું વિજયમાળા ધરી વિજય-સિદ્ધિઓ લઇ ચાલ્યો આવ્યો સમજજો."

બિમ્બિસારે જવાબ ન આપ્યો. અભયકુમારના ચાલ્યા જવાથી તે વિહ્વળ બન્યો હતો. તેને મગધનું ભાવિ સારૂં દેખાતું નહોતું. તેને ચિંતા થતી હતી.

તે કુણિકને વઢવા, દાબી દેવા માગતો હતો. તે તેને કહેવા માગતો હતો; "એલા છોકરા ! હુ રાજા છું. તને યુવરાજ તો મેં બનાવ્યો છે ને ? તને આજે હું યુવરાજ મટાડી દઈ શકું છું." પણ તેમ કહેવા તેની જીભ ઉપડતી નહોતી. ચિલ્લણાનું મધુકોષ મુખ તેની સામું આવી ઉભું રહેતું હતું; તેને પાગલ બનાવતું હતું; એ મધુકોષની મલ્લિકાનો કુણિક પુત્ર–તેને કઇ રીતે કડવાં વેણ કહેવાય ?

"ભલે યુવરાજ !" બિમ્બિસારે કહ્યું: "મારા જવાની તૈયારી કરાવો." તે તંબુના પોતાને માટે રાખેલા ગર્ભ ભાગમાં ગયો.

અજાતશત્રુએ પરિચારકને હાકલ નાંખી. "અરે કોણ છો ?" ત્રણ જણ બહારથી દોડતા યુવરાજ પાસે આવી પહોંચ્યા. "જી, મહારાજ !" ત્રણે એક સાથે કહ્યું.

"તું," તેણે એકને કહ્યું: "કુંવર હલ્લ અને કુંવર વિહલ્લને નિવેદન કર કે તેણે બંનેએ સવારમાં પિતાજી સાથે રાજગૃહ વિદાય થવાનું છે માટે તૈયાર રહે." પરિચારકે મસ્તક નમાવ્યું અને હુકમ બજાવવા ચાલ્યો ગયો.

અજાતશત્રુએ બીજા પરિચારકને કહ્યું: "સેનાપતિને કહે કે યુવરાજ કાલે સેના લઇને શ્રાવસ્તિપર ચઢવાના છે. સવારમાં અરૂણોદયને સમયે તે આંહિ આવે." તે પણ મસ્તક નમાવી ચાલ્યો ગયો.

હવે અજાતશત્રુએ ત્રીજા પરિચારક સામે જોયું. તેણે તેને નખશિખ નિહાળ્યો. એ પરિચારક મટકું પણ માર્યા વિના સ્થિર ઉભો રહ્યો. "પિતાજી અને કુમારોને અક્ષત રાજગૃહ પહોંચાડવાની અને ત્યાં તેની રક્ષા કરવાની જવાબદારી ત્હારી છે."

બન્ને વચ્ચે લગભગ અદૃષ્ટ નેત્રપલ્લવી થઇ. પછી ત્રીજો પરિચારક પણ મસ્તક નમાવી પ્રવાસ, નિરીક્ષણ અને રાજસંરક્ષણની તૈયારી કરવા ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩ જું

## અધિકારભ્રષ્ટ છો

પ્રસેનજિતનો આત્મા પોતાના જ અંતઃપુરમાં વ્રતભંગ થતો જોઇ સાવ મરી ગયો. દેવદત્તના તો ગુસ્સાનો પાર રહ્યો નહિ.

"અરે, પામર રાજવી!" તેણે કહ્યું: "તને આટઆટલું કહ્યું હતું કે તું વ્રતભંગ થવા દઇશ નહિ છતાં તું આટલુંય સચવાવી શક્યો નહિ? તારા ઘરમાં જ આ પાપ? જા, ફોડ તારૂં માથું અને આપ તારી પૌત્રી મગધમાં. મારાથી કાંઇ થઇ શકે તેમ નથી."

"ગુસ્સો ન કરો, મહારાજ!" પ્રસેનજિત્ રડી ઉઠયો: "મહારાજ! દેવી સૂર્યકાન્તાને હું શૂળીએ ચઢાવું છું; ફરી વ્રતની આણ આપું છું. કિલ્લાનું રક્ષણ મજબૂત કરૂં છું. મહારાજ! ગુસ્સો ન કરો. જો પ્રભાવતી મગધને હાથ જાય તો ઇક્ષ્વાકુનું નાક કપાય."

"નાક તો કયારનુંય કપાઇ ચૂક્યું છે." દેવદત્ત ગર્જ્યો. "સૂર્યકાન્તાને ત્યાં તપાસ તો કર કે શું ચાલી રહ્યું છે!" દેવદત્તે રાજાને છોડી ઉતાવળથી ચાલવા માંડયું. રાજા તેની સાથે રહી ન શકયો. તે એક ઓટલા પર બેસી ગયો.

"મહારાજ! તમે પણ મને છોડી દેશો."

અંધારામાં દેવદત્ત ન દેખાયો. સામે કોઇ પ્રત્યુત્તર પણ ન મળ્યો. પ્રસેનજિત્ એટલા પરજ બેઠો રહ્યો.

તે લગભગ બે ઘડી એમ ને એમ ગુમસુમ બેઠો રહ્યો. કુંવર વિરૂદ્ધક લશ્કરી રીતે શ્રાવસ્તિનો બચાવ કરી રહ્યો હતો ત્યારે રાજા દેવદત્તની સલાહ પ્રમાણે તપ, વ્રત, યોગ, જંત્ર, મંત્ર વગેરેના પ્રયોગો કર્યા કરતો હતો. તેને તેમાં અથાગ શ્રદ્ધા હતી. તે માનતો હતો કે શ્રાવાસ્તનો બચાવ વિરૂદ્ધકની યુદ્ધકળાને લીધે નહિ પણ તેનાં પોતાનાં અનુષ્ઠાનોને લીધેજ થઇ રહ્યો છે. આજે તેને ભાન આવ્યું હતું કે તેનાં અનુષ્ઠાનો અધૂરાં રહેતાં હતાં. તેનાં વ્રતો ખંડિત થતાં હતાં.

તે હરેડી ગયો. તેના હોસકોસ ઉડી ગયા. હવે કઇ રીતે બચાવ થઇ શકે? સામે દીવાનો પ્રકાશ દેખાયો. એ પ્રકાશ તેના તરફ આવતો હતો. એ મસાલનો પ્રકાશ હતો. રાજાએ આંખ ચોળી. તે ઉભો થયો અને જરા ભીંતસરસો થઇ લપાઇને ઉભો રહ્યો.

એ પ્રકાશ પાસે આવ્યો. એક વડારણ હાથમાં નાની મસાલ લઇ આગળ ચાલતી હતી. તેના બીજા હાથમાં એક રૂપાનો કરવો હતો. તેના નાળચામાંથી તે મસાલ પર તેલ કે ઘી કંઇક પૂરતી હતી.

તેની પાછળ એક તદ્દન શ્યામવસ્ત્રધારિણી સ્ત્રી હાથમાં રૂપાનો થાળ લઇ ચાલતી હતી. રાજાએ તે સ્ત્રીને ઓળખી. એ તેની રાજમહિષી, પટ્ટમહાદેવી સૂર્યકાન્તા હતી.

રાજાએ રાણીને ઓળખી. પણ રાણીની નજર સીધી થાળ ઉપર થઇ અંધકાર ભેદતી હતી. તે આડું અવળું જોતી ન હોતી એટલે તેણે ભીંતસરસો લપાઇને ઉભો રહેલો રાજા જોયો નહીં.

રાણી ચાલી ગઇ. રાજા તેને પગલે પગલે પાછળ ગયો. થોડીવાર ચાલ્યા પછી અને કેટલીક ગલીકુંચીઓ વટાવ્યા પછી રાણીએ એક આગળા દીધા વિનાના ઘરના દરવાજામાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કર્યા પછી તેણે મસાલ બૂઝાવી નાંખી અને તે ઘરના ગર્ભમાં તે અદૃશ્ય થઇ.

પ્રસેનજિત્ બહાર ઉભો રહ્યો. રાણી પાછી નીકળે કે તરત તેને પકડું એવી ઇચ્છાથી તેણે વાટ જોવા માંડી, પણ તેવું કાંઇ બન્યું નહીં. તારાઓને અજવાળે તે ઘરમાં પેઠો અને અંદર કોઇ વાર ભીંતમાં ભટકાતાં, કોઇ વાર દરવાજામાં પેસતાં તે ફરવા માંડયો પણ તેને તેમાં રાણી કે દાસી કોઇ પણ ન જડયાં. તે ફરી બહાર શેરીમાં નીકળી આવ્યો.

તે બહાર નીકળ્યો કે બે રાજરક્ષકો ત્યાંથી પસાર થતા તેણે જોયા.

"અલ્યા!" એકે કહ્યું: "આજે કુંવર વિરૂદ્ધક પાસે નગરમહાજન ગયું છે."

"ખરે જ?" બીજાએ પૂછયું: "કેમ?"

"નગરજનોથી આ વતઘેલછાની અને ઘેરાની યાતના સહન થઇ નથી તેથી દુશ્મનો સાથે સંધિ કરવાની અને તેમને દરવાજા ઉઘાડી શ્રાવસ્તિ સોંપી દેવાની વિનતિ કરવા માટે."

રક્ષકો પસાર થઇ ગયા. પણ રાજા તો પોતાના ઉપર વિજળી પડી હોય તેમ સ્તબ્ધ થઇ ગયો. શું કરવું તે તેને સુઝયું નહિ. વિરૂદ્ધકે નગરમહાજનને શો જવાબ આપ્યો તે તો રક્ષકોએ કહ્યું નહોતું, પણ રાજાએ માની લીધું કે તેના તરફથી અનુકૂળતા સૂચવતો જ જવાબ મળ્યો હોવો જોઇએ.

તેણે હવે રાજમહેલનો રસ્તો લીધો. તે થાકયો હતો. તેની નિરાશાનો, ગુસ્સાનો પાર નહોતો. ગુરૂ, કુંવરી, રાણી, કુંવર, પ્રજા, બધે તેનાં દુશ્મન થઇને બેઠાં હતાં.

લથડતો, હાંફતો, સહુને ગાળો દેતો તે મહેલે પહોંચ્યો. વ્રત અને અપવાસથી થાકેલા તેના પહેરેગીરો કે પરિચારકોએ તેના તરફ કશું લક્ષ ન આપ્યું. સહુ દુ:ખી હતાં. સહુના પેટમાં ભૂખ હતી. સહુ થાકેલાં હતાં.

આવીને રાજા પથારીમાં પડયો. ગુરુ વિના જ તેણે તાંત્રિક પ્રયોગ અને વ્રતસિદ્ધિનો વિચાર કર્યો, પણ તેને વિધિ આવડતી નહોતી. મંત્ર અશુદ્ધ અને અધુરા આવડતા હતા. એ વાત તેણે પડતી મૂકી દીધી.

પણ તેનું કુલાભિમાન રડી ઉઠયું. ઇક્ષ્વાકુઓની પુત્રી મલ્લ લઇ જશે? ધિક્કાર છે. તેને એમ ન સૂઝયું કે ઇક્ષ્વાકુ કુળની પ્રતિષ્ઠાની લાગણી નહોતી તેના પોતાના પુત્રને, પોતાની પુત્રીને કે પોતાની રાણીને. એ લાગણી નહોતી તેની પ્રજાને. પ્રભાવતીને તો એની લેશ પણ તમન્ના નહોતી.

નગરજનોને વેપારરોજગાર, નિત્યનાં ધર્મધ્યાન, વ્યવહાર–વંટોળ જોઇતા હતા. તેમને ઇક્ષ્વાકુ કુળની કન્યા બીજા કુળમાં જાય કે બીજા કુળની કન્યા ઇક્ષ્વાકુ કુળમાં આવે તેની લગીરે પરવા નહોતી.

રાજાને એકલાને ઇક્ષ્વાકુકુળનું ભૂત વળગ્યું હતું. અવનિ પર હજારો માણસો હતાં, હજારો કન્યાઓ હતી, હજારો કુળો હતાં. ઇક્ષ્વાકુ કુળ ન હોત તો અવનિ ઉપરની સંસાર ઘટમાળ અટકવાની નહોતી.

હૈહય અને વાજ્જિઓનાં લગ્ન થયાં તેથી ક્ષત્રિયવટ કાંઇ હલકી પડી નહોતી.

ચોતરફથી તજી દેવાયેલા પ્રસેનજિતના હૈયામાં ઉપરના તર્કવિતર્કોનો પ્રકાશ પડવા માંડયો.

પણ એ પ્રકાશમાં પણ અંધકારનું સૂત્ર તો ગૂંથાયું જ હતું. "મારો નિર્ણય, મારી ના. તેનું શું કંઇ જ નહિ? મારા કથ્યાની કાંઇ કિંમત જ નહિ?"

હવે પ્રસેનજિતની ના ઉપર આવીને વાત ઉભી રહી. એ "ના" ની "હા" કેમ થાય? તો પછી પ્રસેનજિતનું પ્રસેનજિતપણું ક્યાં રહ્યું

તે ધૂંધવાવા માંડયો. તે ઉઠયો. તેણે પરિચારકને બોલાવ્યો. "જા, કુંવર વિરૂદ્ધકને બોલાવ." તેણે આજ્ઞા કરી.

ભૂખે પેટે, લથડતે પગે, વગર દીવે પરિચારક વિરૂદ્ધકને બોલાવવા ગયો.

થોડી વાર પછી તે વિરૂદ્ધકને લઇને આવ્યો. રાજાએ જોયું કે કુંવર એકલો આવ્યો નહોતો. તેની સાથે ચાર હથિયારબંધ સૈનિકો હતા.

"પિતાજી!" વિરૂદ્ધકે આવતાં વેંત નમન કે વંદન કશા શિષ્ટાચાર વિના કહ્યું: "શી ઇચ્છા છે?"

"નગરમહાજનને તેં શો જવાબ આપ્યો?" રાજાએ પણ તેટલી જ તોછડાઈથી કુંવરને પૂછ્યું.

"મેં નગરમહાજનને કહ્યું: મહારાજ! સવાર થતાં મગધ સાથે સંધિ થશે."

"હું તને યુવરાજપદ પરથી બરતરફ કરું છું, વિરૂદ્ધક, કુળાંગાર!" રાજાએ ત્રાડ નાંખી.

"પિતાજી! તમે મને કશા પદ ઉપરથી બરતફ કરવાના અધિકારી નથી. આજ મધ્યરાત્રિએ નગરમહાજને મને શ્રાવસ્તિનગર અને કોશલ રાષ્ટ્રના નાથ તરીકે તિલક કર્યું છે. આપ અધિકારભ્રષ્ટ છો."

કહી વિરૂદ્ધકે સાથે આવેલા સૈનિકોને ઇશારત કરી. તેઓએ પ્રસેનજિતના શરીર પર હાથ નાંખવા ડગલું ભર્યું.

---

## પ્રકરણ ૪ થું

## સંપત્તિના ભાગ પાડીએ



બિમ્બિસાર પોતાની સ્થિતિ સમજી શકે તેટલો તો વિચક્ષણ હતો જ. તે કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના રાજગૃહ પહોંચ્યો.

અભયકુમાર રાજગૃહ આવ્યો નહોતો. તેને કોઇએ તેનો પત્તે ન આપ્યો. જો તે આવે તો રાજમહેલમાં મોકલવાની આજ્ઞા આપ બિમ્બિસાર ચિલ્લણા પાસે ગયો.

વરસોના વહેવાર સાથે ચિલ્લણા ગંભીર અને ડાહી બની હતી બિમ્બિસાર માટેની તેની અચાનક ઉત્પન્ન થયેલી પ્રીતિ ભક્તિમાં પરિણમ હતી. તેને બિમ્બિસારથી અજાતશત્રુ, હલ્લ અને વિહલ્લ, એમ ત્રણ પુત્રો પ્રસવ્યા હતા. અજાતશત્રુ યુવરાજપદને પ્રાપ્ત થયો હતો.

અજાતશત્રુ માનો તેમ જ બાપનો માનીતો હતો. તે સુંદર હતો. બુદ્ધિશાળી હતો અને વીર હતો, પણ તેનો સ્વભાવ ઉગ્ર હતો. તે સત્તાનો લોભી હતો અને આમન્યા કે મર્યાદા જેવું તે કશું પણ સમજતો નહોતો.

ચિલ્લણા તેને લીધે હમેશાં ફીકરમાં રહેતી હતી. વળી તેના સૌભાગ્ય-નિર્ભર આનંદમાં નિરંતર એક પડછાયો પડયા કરતો હતો. જ્યારે અજાતશત્રુ ગર્ભમાં હતો ત્યારે રાતદહાડો ચિલ્લણાને બિમ્બિસારનું માંસ ખાવાની ઇચ્છા થયા કરતી હતી. આ ભાવાભાવનો વૈદ્યરાજ જીવકને અર્થ પૂછતાં તેણે કહ્યું હતું કે, "આ ગર્ભ સંતતિ બહુ બલિષ્ઠ, ઉગ્ર, પરાક્રમી અને પિતૃહત્યારી નીવડે."

ચિલ્લણાને બિમ્બિસારના જીવનની સલામતી વિષે તે દિવસથી જ ચિન્તા પેઠી હતી. અજાતશત્રુના જન્મ સમયે આવું કાંઇ વિપરીત બનશે એવો તેને ભય લાગતો હતો. તેના નિવારણ અર્થે તેણે અનેકવિધ બાધા આખડીઓ રાખ્યાં હતાં. એ અવસર તો નિર્વિઘ્ન વીતી ગયો.

પણ પુત્ર સ્વભાવે એવો આકરો નીકળ્યો; એવો ઉગ્ર નીકળ્યો કે બિમ્બિસારને પણ તે પોતાના ઉપર કયારે ઘા કરી બેસશે તે વિષે બ્હીક લાગવા માંડી. તે બનતાં સુધી અજાતશત્રુના સંપર્કમાં આવતો જ નહિ. સંપર્કમાં આવતો તો તેને ઉગ્ર થવાનું કારણ આપતો નહિ. તે ઉગ્ર થતો તો કળથી તેનાથી દૂર થઇ જતો અગર તેને શાંત પાડતો.

શ્રાવસ્તિના મેદાનમાં યુવરાજે આમન્યાનો ભંગ કર્યો હતો. તેણે મર્યાદા લોપી હતી. મોટા ભાઇને અને રાષ્ટ્રમંત્રીને અજાતશત્રુએ ધુત્કાર્યાં હતા અને પિતા તથા રાજાને જાણે પોતે જ અધિકારારૂઢ હોય તેમ હુકમ કર્યો હતો.

બિમ્બિસારને શંકા પેઠી હતી કે પોતે ખરેખર તો પુત્રનો કેદી હતો. તેની સાથે આવેલો પરિચારક તેને બધી રીતે માન આપતો હતો, પણ જે ચીવટાઇથી તે તેને નજર બહાર થવા દેતો નહોતો અને જે બારીકીથી તે તેની બોલચાલ તપાસતો હતો તેના ઉપરથી બિમ્બિસારને એમ જ લાગ્યા કરતું હતું કે, તે પરિચારક નહિ પણ પહેરેગીર જ હોઇ શકે.

"ચિલ્લણા," બિમ્બિસારે એ મધુર, ગંભીર, ચિન્તાનિર્ભર મુખનું ચિબુક પોતાના હાથમાં લઇ તેની પડખે હિંડોળાખાટ ઉપર બેસી કહ્યું: "કુણિકે શ્રાવસ્તિના યુદ્ધનો બધો ભાર પોતાને માથે લઇ લીધો છે. અભયકુમારને અધિકારભ્રષ્ટ કર્યો છે. મને અને હલ્લ–વિહલ્લને અહિં મોકલી આપ્યા છે."

"આ બધું આપ બેઠે?" ચિલ્લણાએ પ્રશ્ન કર્યો.

"હા, એ બધું હું બેઠે."

"આપ એને પદભ્રષ્ટ કરો." ચિલ્લણાએ કંપાયમાન અવાજે કહ્યું. "એનો જ શિરચ્છેદ કરાવો." તેની આંખમાં આંસુ ભરાયાં.

"ચિલ્લણા! ધીરી પડ. એ યુવરાજ તો છે જ ને?"

"છે. એ મારો કુણિક. તેને માટે કેટકેટલી ચિંતા કરી છે? આપે તેની આંગળીની કેટકેટલી પરિચર્યા કરી છે? અને છતાં એ તો નિરંકુશ ભાવિ તરફ ધસ્યો જાય છે. નાથ! તેને અટકાવો." ચિલ્લણા રડી પડી. તેણે પોતાના બે હાથ પતિના ખભ્ભાપર મૂકયા.

"મને એ અત્યંત વહાલો છે, પણ આપ મારૂં સૌભાગ્ય છો. એ રાષ્ટ્રદ્રોહી, રાજદ્રોહી, પિતૃદ્રોહીનો શિરચ્છેદ જ કરો."

પુત્રના શિરચ્છેદની ભલામણ કરતી માતાનું કાળજું ફાટી ગયું. તે ચોધાર આંસુએ રડવા માંડી.

"ઘેલી ચિલ્લણા! તું ઘેલી છે." બિમ્બિસારે કહ્યું: "એ પુત્ર પિતૃદ્રોહી હશે, રાષ્ટ્રદ્રોહી નથી, રાજદ્રોહી પણ નથી. એ રાજઅંગ છે. વળી એને અભિષેક થયો છે. હું એનો શિરચ્છેદ કરવાનો અધિકારી નથી."

ચિલ્લણાએ રડયા કર્યું.

"વળી જો તને ભય લાગે છે એ ભાવિ જ હશે તો ભાવિ મિથ્યા થવાનું જ નથી. પણ એ ભાવિ છે જ એમ કોણ કહી શકે? એટલા ઉપરથી હું મારા પ્રિય યુવરાજનો વધ કરૂં એ બને નહિ."

ચિલ્લણાનું રડવું બિમ્બિસારના મરદ નિર્ણયોથી બંધ ન રહ્યું.

"વળી એ વિજયી યુવરાજ પાછળ સારોય રાષ્ટ્ર ઘેલો છે. એ વિજયપંથ પર વળે તેમાં હું આડો ન આવું. એ રાજ્યધુરા માથે ઉઠાવી લઇ મને વાનપ્રસ્થ કરે તે પણ યોગ્ય છે. વાનપ્રસ્થ થયા વિના હું વાનપ્રાસ્થ્ય ભોગવવા તૈયાર છું. આજદિન સુધી અભયકુમારે આ રાષ્ટ્રનું રાજ્ય કર્યું છે, હવે ભલે અજાતશત્રુ કરે. હું તો અત્યાર સુધી સાક્ષીભૂત જ હતો. હવે પણ સાક્ષીભૂત જ રહીશ. ફક્ત એ વિજય-વડવાનલ કુટુંબભક્ષી ન થાય તે સંબંધમાં સાવચેતી લેવી જોઇએ."

"મારા હલ્લ વિહલ્લ !" ચિલ્લણાનું માતૃવાત્સલ્ય ચિન્તાતુર થયું.

"હા, આપણા હલ્લ અને વિહલ્લ." બિમ્બિસારે ધીમેથી કહ્યું: "કુણિક જીતીને પાછો આવે તે પહેલાં તેમને યોગ્ય ભાગ આપી સહિ-સલામત જગ્યાપર મોકલી આપવા જોઇએ."

"કઇ રીતે કરશો એ ?" ચિલ્લણાએ પૂછ્યું.

"અહો, આંહિ અભયકુમારની જરૂર છે. એ હોત તો—"બિમ્બિસારે સમોહ શબ્દો કાઢયા.

"મહારાજ ! બહાર કોઇ અરિહંતજાપી જતિ આવી ઉભા છે." પરિચારકે કહ્યું.

"અંદર પધરાવ." બિમ્બિસારે આજ્ઞા આપી. શિરોમુંડિત એક જતિ "નમો અરિહંતાણું"નો જપ જપતો અંદર આવ્યો. તે નજિક આવતાં બિમ્બિસારે તેને ઓળખ્યો. "પુત્ર—કુંવર—અભે." તેણે પોતાનો ઉમળકો દાબ્યો, જતિને વંદન કર્યાં.

"રાજા ! અજાતશત્રુને કહેજે કે રાજમંત્રીએ યુવરાજની આજ્ઞા પાળી છે." જતિએ કહ્યું.

"પણ હજી મારી આજ્ઞા બાકી છે. મારે કામ છે." બિમ્બિસારે કહ્યું.

"એની વેળા વીતી ગઇ છે. હું તો ફક્ત મારા હાથની મગધની અનામત સોંપણુ તને સુપ્રત કરવા આવ્યો છું."

"સોંપણુ ? કઇ કઇ ?"

"રાષ્ટ્ર અને ગજરાજ સચેનક આ બે સંતુલિત સમૃદ્ધિ જે દિવસ તે પૂર્વાશ્રમી અભયકુમાર મંત્રીપદ પર ચ્હડયો તે દિવસ તેને સુપ્રત થઇ

હતી, હવે અભયકુમાર અવસન્ન થયો. ફરી તારે હસ્તક ઘર—આ રાષ્ટ્ર અને એ ગજરાજ."

કમંડળમાંથી જળ લઈ જતિએ રાજચરણે બે બિન્દુ મૂકયાં.

"રાજા! ગજરાજ સચેનક મગધરાષ્ટ્રની સાથે સંતુલિત થઇ ઉભો છે. કારણ કે એ સિદ્ધગજ છે. તે જેના હાથમાં હોય તે જેટલી સંપત્તિ મગધરાષ્ટ્રથી પ્રાપ્ત થાય તેટલી જ પ્રાપ્ત કરે. મેં તને તે બન્ને સુપ્રત કર્યાં. હવે હું ઋણમુકત થયો, હું જાઉં છું."

"નમો અરિહંતાણું"નો જાપ જપતો રાજજતિ ચાલતો થયો. બિમ્બિસાર અને ચિલ્લણા તેના તેજમાં અંજાઇ થોડીવાર મૂઢ બેઠાં રહ્યાં. પછી બિમ્બિસારે કહ્યું.

"ચિલ્લણા, ચાલ, આપણી સંપત્તિના ભાગ પાડીએ."

---


## આકર્ષક ડીઝાઇન, કળાત્મક રંગોની મીલાવટ

સુંદર અને સફાઇદાર છાપવા
તથા રંગવાના કામ માટે

— એક અને અજોડ —

### ભુપેન્દ્ર ડાઇંગ એન્ડ પ્રીન્ટીંગ વર્કસ,

૧૯૫, ખેતવાડી મેનરોડ, મુંબઈ ૪.

બ્રાંચઃ—પુરૂષોત્તમનિવાસ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪.

ટે. નં. ૪૨૬૬૮ ટે. એ. "પ્રીન્ટ વર્કસ"

## પ્રકરણ ૫ મું

## શ્રાવસ્તિનું પતન

ચિલ્લણા રડતી બંધ થઇ ગઇ હતી. બિમ્બિસારે તેનાં આંસુ પોતાના ઉત્તરીયવતી લ્હોયાં અને તેનો વાંસો પંપાળ્યો. સામે પડેલા પાણીના ઘડામાંથી તેને શીતળ જળ પાયું. પછી ફરીથી તેની પડખે હિંડોળા ખાટપર બેસીને બિમ્બિસારે કહ્યું:-

"ચિલ્લણા ! અજાતશત્રુ કુણિકનો યુવરાજ પદપર અભિષેક કરીને તેને મેં રાષ્ટ્ર તો સોંપી આપેલ છે, પણ ગજરાજ સચેનક મેં હજી તેને આપ્યો નથી."

ચિલ્લણાએ તેનું કહેવું સાંભળ્યાં કર્યું.

"તેં હમણાં જ અભેના વચનો સાંભળ્યાં ને? એક બાજૂ મગધનો રાષ્ટ્ર અને બીજી બાજુ ગજરાજ સચેનક, એ બન્ને બરોબર. હલ્લ-વિહલ્લ મારી સાથે જ રાજગૃહમાં આવ્યા છે. તેમને સચેનક સોંપી દઇએ અને તેની સાથે, તેના ઉપર સ્વારી કરાવી વૈશાલિ મોકલી આપીએ. તારા પિહેરમાં તેઓ સહિસલામત અને અક્ષત રહેશે."

"માતાજી અને બહેનબા તેમને પોતાની આંખોના તેજ જેવા ગણી સાચવશે." ચિલ્લણાએ પ્રસન્ન થઇને અનુમતિ બતાવી.

"અને હવે બીજું." બિમ્બિસારે હસીને કહ્યું: "કુણિકે તો પોતાની માતા ઉપર શોકય આણી આપવાનું વચન આપ્યું છે."

હવે તો ચિલ્લણાને પણ હસવું આવ્યું. "આ છોકરો તે કયા નક્ષત્રમાં પાકયો છે?" તે બોલી ઉઠી.

"તેમાં તેનો વાંક નથી. કોશલરાજથી સહુ કોઇ કંટાળી ગયાં છે. તેની પુત્રી કોસલા દેવી તેનાથી છૂટવા માટે ગમે તેને પરણવા તૈયાર છે અને તેણે મને પસંદ કર્યો. હવે કુણિક શું કરે?"

ચિલ્લણાએ હસીને પોતાનાં કાળાં ભુઝાણ કમળદળ લોચન મહારાજા ઉપર સ્થિર કર્યાં. "મહારાજ ! ભાગ્યશાળી છો. મેં પણ આપને એમ જ પસંદ કર્યા હતા ને ?"

"પણ, ચિલ્લણા ! તું તો રસેશ્વર શોધતી હતી. કૌસલ્યા તો ફક્ત આશ્રય અને વિસામો શોધે છે."

"રાજાનો ધર્મ છે, નાથ ! આશ્રય અને વિસામો શોધતાંને તે આપવાનો."

"કુણિકે મને એવું કાંઇ પૂછ્યું નથી. કુણિકે તો મને કહીને મોકલ્યો છે કે, "મહારાજ ! આપ રાજગૃહ પધારો. હું શ્રાવસ્તિ, કૌસલ્યા અને પ્રભાવતી, એ ત્રણેને લઇને ત્યાં આવી પહોંચું છું."

ચિલ્લણા ફરીથી હસી: "મહારાજ ! આપના શિરપરથી આ પ્રમાણે કાર્યભાર ઓછો કરનાર પુત્ર—" તે બોલતાં અટકી પડી. તેને કહેવું હતું. "પુત્ર કેટલો વહાલો લાગે." પણ તે બોલે તે પહેલાં તેને યાદ આવ્યું. "કેટલું ઘોર ભાવિ ?"

ચિલ્લણા કેમ અટકી તે બિમ્બિસાર બરોબર સમજ્યો. તેણે કહ્યું: "ચિલ્લણા ! હલ્લવિહલ્લને બોલાવીએ અને તેમનું કાર્ય પહેલાં આટોપીએ."

તેણે વડારણને હલ્લવિહલ્લને બોલાવી લાવવા મોકલ્યા. કુશલવ જેવા લાગતા બન્ને ભાઇઓ માતાપિતાની આજ્ઞાને વશ થઇને તરત આવ્યા. આવીને તેમણે પરમેશ્વરપાર્વતી જેવાં બિમ્બિસારચિલ્લણાને પ્રણામ કર્યાં, અને નીચે બીછાવેલા ચાકળાપર આસન લીધાં.

"બેટા હલ્લ !" ચિલ્લણાએ કહ્યું: "સારા છો ? શ્રાવસ્તિમાં ગમતું હતું ?"

"હા, માતાજી !" વિહલ્લ આંખો ચમકાવતો બોલી ઉઠયો: "ને કાલ તો તમારા જેવી જ ફુલબાગમાં એક અપ્સરા જોઇ."

"હા. આવ આવ." ચિલ્લણાએ તેને પાસે બોલાવી પડખામાં લઇ તેને માથે હાથ ફેરવતાં કહ્યું: "મારા જેવી જ હતી ?"

"તો નહિ ?" વિહલ્લ બોલી ઉઠ્યો. "ભાઇને પૂછો. કેમ અદ્દલ માતાજી જેવી જ હતી ને ?"

"હા, માતાજી !" હલ્લે કહ્યું: "પણ દુ:ખી દેખાતી હતી. માતાજી ! અપ્સરાઓ રડે ?" હલ્લે પૂછ્યું.

"હા, ઘણુંખરૂં તો રડવાનું અપ્સરાઓના જ નસીબમાં લખ્યું હોય છે. ચાલો, પણ મોશાળ પાસે જવું છે ?" ચિલ્લણાએ જે બાબત કરી નાખવાની હતી તે સીધી હાથ લઇ લીધી.

"માતામહ પાસે ? વૈશાલિ ?" બંને કુંવરો તાળી પાડી ઉત્સાહથી બોલી ઉઠ્યા.

"હા."

"જવું છે. માતાજી, ક્યારે ? આજ ?"

"તો જાઓ. તૈયાર થાઓ. હું સચેનક પર અંબાડી નંખાવું છું સામંતરાજ કંધકને તમારી સાથે મોકલું છું. હું પાછા બોલાવું ત્યાંસુધી તમે ત્યાં જ રહેજો."

માદીકરાઓએ તે પછી અનેક સ્નેહાળ વાતો કરી મોશી તથા નાનીનાં સ્મરણો તાજાં કર્યાં. મોસાળમાં કેવી રીતે રહેવું, શું કરવું વગેરે પ્રશ્નો પૂછાયા અને ખુલાસાઓ થયા. બિમ્બિસાર તે વાતચીતમાં થોડો ભાગ લેતો. વચ્ચે શાંત રહેતો; વત્સલતાથી બાળકોને નિહાળતો, ઊંડી પ્રીતિથી ચિલ્લણા ઉપર નજર ઠારતો ઘણીવાર સુધી બેસી રહ્યો. પછી કુંવરો તૈયારી કરવા પોતાના ખંડમાં ગયા અને બિમ્બિસાર સંપત્તિવિભાગ તથા કુંવરપ્રવાસની ગોઠવણ કરવા કચેરી તરફ સીધાવ્યો.

તેણે સંપત્તિવિભાગનું તામ્રપત્ર ઘડ્યું અને તે કોરાવવાની આજ્ઞા આપી. ગજરાજ સચેનકને શણગારી બણગારી પ્રવાસ માટે તૈયાર કરાવ્યો અને સામંતરાજ કંધકને બોલાવી કુંવરોને મોસાળ પહોંચાડવા વરદી આપી. તેટલામાં દિવસ નમી ગયો.

રાજપુરુષોએ કામ આટોપ્યું. બધા રાજા કચેરીમાંથી જાય તેની રાહ જોવા લાગ્યા. સચેનક સાથે હલ્લવિહલ્લને એકાએક મોસાળ મોકલવાનો પ્રબંધ બહાર તો પડી ગયો હતો. પ્રજા અને અમલદારવર્ગ તેથી અનેક અટકળો કરી રહ્યા હતા, પણ સંપત્તિવિભાગની કોઇને ખબર પડી નહોતી. તે તો ફક્ત રાજા અને કોષકક્ષા જ જાણતાં હતાં. કુંવર અભયકુમાર વિષે પણ હજી નગરમાં કશી ખબર પડી નહોતી.

વહેલા બ્રાહ્મ મુહૂર્તમાં કુંવરો નીકળે એવી વ્યવસ્થા કરી બિમ્બિસાર ઉઠયો ત્યાં શ્રાવસ્તિથી સાંઢણી સવાર આવી પહોંચ્યો.

"વિજય હો, મહારાજ મગધરાજનો; વિજય હો યુવરાજ સેનાની અજાતશત્રુનો." તેણે પડકાર કર્યો.

શિથિલ થઇ ગયેલી આખી કક્ષા સચેત થઇ ગઇ. સ્વારને મહારાજા સમક્ષ લાવવામાં આવ્યો. તેણે નમન કર્યું અને કહ્યું.

"મહારાજ ! યુવરાજ સેનાની અજાતશત્રુએ કહેવડાવ્યું છે કે આજે મધ્યાહ્ને શ્રાવસ્તિનાં પુરદ્વાર ઉઘડી ગયાં છે અને મગધ–કોશલ વચ્ચે સંધિની વિષ્ટ શરૂ થઇ છે."

"ધન્ય છે." બિમ્બિસારે કહ્યું: "એ કેવી રીતે બન્યું ?"

"મહારાજ ! કોશલનાં પટ્ટમહાદેવી રાજમહિષી સૂર્યકાન્તાદેવીએ રાજમહાલયમાંથી નહાસી આવી પ્રાતઃકાળમાં મગધની છાવણીનું શરણ શોધ્યું."

ચકિત થઇ બિમ્બિસારે પૂછ્યું: "શું ? સૂર્યકાન્તાદેવીને એમ કરવાનું કારણ ?"

"મહારાજ ! એ વાત તો બહાર આવી નથી, પરંતુ છાવણીમાં એમ બોલાતું હતું—" તે જરા અચકયો.

"શું બોલાતું હતું ?"

"કે પટ્ટમહાદેવી સૂર્યકાન્તા પોતાના ઉપપતિનું અભિસરણ કરતાં મગધની છાવણીમાં આવ્યાં હતાં. પણ તે ઉપપતિ તો પ્રાપ્ત ન થયો અને એ છતાં થઇ ગયાં એટલે પછી શરણ શોધવાનો સીધો રાહ જ તેણે ગ્રહણ કર્યો."

સ્વારનું બોલ્યું ન બોલ્યું થયું. કારણ કે બિમ્બિસારે તે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

સ્વારે તે જોયું. તેણે એ વાત ન લંબાવતાં નિવેદન આગળ ચલાવ્યું. "યુવરાજ અજાતશત્રુએ તેને રાજકેદી કર્યાં અને પ્રાતઃકાળ થતાં શ્રાવસ્તિમાં દૂત મોકલી કહેવડાવ્યું."

"શું કહેવડાવ્યું?" મહારાજ બિમ્બિસારે ઉત્સુકતાથી પૂછ્યું.

"લડાઇ દરમ્યાન શરણાગત થયેલી શત્રુસ્ત્રીઓ વિજેતા રાજાની મિલ્કત ગણાય છે. વિજેતા રાજા તેને પોતે પરણે અગર બીજા કોઇ સાથે તેને પરણાવે એવો તેનો અધિકાર છે. છતાં પરમ ઉદારતાથી જો રાજા પ્રસેનજિત્ મધ્યાહ્ન પહેલાં શ્રાવસ્તિ નગરના દરવાજા ઉઘાડી નાંખે અને મગધની સંધિશરતો સ્વીકારે તો રાજમહિષી પટ્ટમહાદેવી સૂર્યકાન્તાને છૂટાં કરવા મગધરાષ્ટ્ર તૈયાર રહેશે."

"અહો; બહુ કઠોર સંદેશ!" મહારાજ બોલી ઉઠ્યા.

"પહેલાં તો મહારાજ પ્રસેનજિત્ દૂતને મળી જ ન શક્યા, અને મુદ્દત વીતી જવા માંડી. અરધી ઘડી પહેલાં કોશલ યુવરાજ વિરૂદ્ધકે દરવાજા ઉઘાડા મુકી દીધા અને પછી પોતાના દૂતને મોકલી શ્રાવસ્તિ વિષ્ટિ કરવા તૈયાર છે એમ કહેવડાવ્યું. મગધયુવરાજ અજાતશત્રુ મહારાજે તરત જ મને આપ મહારાજના ચરણમાં આ સમાચાર નિવેદન કરવા રવાના કર્યો."

આસપાસ ઉભેલાઓએ જયનાદ કર્યો: "મહારાજ મગધનરેશ બિમ્બિસારનો જય! દીર્ઘાયુ હો યુવરાજ સેનાની અજાતશત્રુ!"

મગધના પાટનગર રાજગૃહ ઉપર અંધારાં ઉતરતાં હતાં. દરેક સ્થળે ઘેરેઘેર, મંદિરેમંદિર અજાતશત્રુની વિજયજ્યોત જેવા દીપકો પ્રગટી રહ્યા હતા.

# પ્રકરણ ૬ ઠું

## યુદ્ધવિરામ

બિમ્બિસારના મગધ સીધાવ્યા પછી યુવરાજ સેનાની અજાતશત્રુ પોતાના સૈન્યની ચર્યા જોવા માટે ત્રણ સામન્તોને લઇને નીકળી પડયો.

સૈન્ય સૂતું હતું, પણ સૈન્યનાં ચક્ષુઓ ઉઘાડાં હતાં એ તે જોઇ શક્યો. પહેરેગીરે પહેરેગીર ખડે પગે ચોકી કરતો હતો. રણભેરી ફુંકાતાં આખું સૈન્ય સચેત થઇ કુચ કરવા નીકળી પડે, એવી તમામ તૈયારી થઇ રહી હતી.

સૈન્યની છાવણીના પ્રાન્ત ભાગ ઉપર શ્રાવસ્તિની ઉંચી દીવાલો જ્યાં ઉંચે ચ્હડી અંધકારમાં ગળી જતી હતી ત્યાં તે આવી પહોંચ્યો. ત્યાં વરસાદના પાણીને નગરની બહાર કાઢવાનાં દીવાલમાં કરેલાં ગરનાળાં હતાં. તે ગરનાળામાંથી વરસાદનું પાણી નગરમાંથી વહી ખાઇમાં પડતું હતું. હમણાં વરસાદના દિવસો નહોતા એટલે ગરનાળાં અંદરથી બંધ હતાં અને ખાઇમાં તો ફક્ત સરિતામાંથી આવતું પાણી જ વહેતું હતું.

અચિન્તવ્યું અજાતશત્રુને લાગ્યું કે, ગરનાળા નીચેની ખાઇની બાજૂમાંની ઉભી શિલા ખસે છે. તેણે બારીકાઇથી જોયું તો એક શિલા ખસી હતી અને તેમાંથી બે માનવાકારો ખાઇના પાણીમાં ધીરેથી ઉતર્યા હતા. આકાશમાં અગણિત તારાઓ હતા. તેમનું અજવાળું કાળા અંધકારને ભૂરાશથી રસી રહ્યું હતું. એ ભૂરા જગતસૂઝણામાં અજાતશત્રુ અને તેના સાથીઓએ જોયું કે, બે સ્ત્રીઓ ખાઇનાં વહેતાં પાણી ઓળંગતી હતી.

અજાતશત્રુની આજ્ઞાથી એક સામંત એ સ્ત્રીઓ સામે ગયો. તેને દેખીને ઝડપથી એ બંને તેના તરફ આવી. એકના હાથમાં થાળ હતો. બીજીના હાથમાં ઠારી નાંખેલી મસાલ અને ઘીનો કરવો હતાં.

"પધારો." મસાલ તથા ધીનો કરવો ધરનારી સ્ત્રીઆકૃતિએ સામે આવતી પુરુષાકૃતિને જોઇને કહ્યું: "પધારો. બાસાહેબે તમો માટે તો ખાસ માછલાં તળ્યાં છે. મદ્યનો અવદંશ પણ સાથે જ છે." તે વધુ બોલવા જતી હતી, પણ એકાએક ચમકીને ઉભી રહી. તેને કંપારી છૂટી, પસીનો વળ્યો, શીત આવ્યાં.

વડારણની આ સ્થિતિ જોઇ કંઇ ગોટો થયો છે, એવું સમજી દેવી સૂર્યકાન્તા થાળ સાથે આગળ આવ્યાં: "ભાઇ! આ વડારણ તો ગાંડી છે. હું તો શરણાગત છું. હું સૂર્યકાન્તા—કોશલની રાજમહિષી પટ્ટમહાદેવી. રાષ્ટ્ર અને ઘર બંને ત્યજી મગધરાજ બિમ્બિસારનું શરણ શોધતી આવી છું. આ તો દંભ છે, આચ્છાદન છે, નિરાધારના પલાયનનું અવગુંઠન છે. ત્રાહિ ત્રાહિ પોકારતી આવી છું. રક્ષણ કરો."

આમ કહી દેવી સૂર્યકાન્તા નીચી નજર કરી ઉભાં રહ્યાં.

અજાતશત્રુના સામન્તે તેને નમન કર્યું. "પધારો, મહાદેવી! મહારાજા બિમ્બિસાર તો રાજગૃહ તરફ સીધાવ્યા છે, પણ યુવરાજસેનાની અજાતશત્રુ આ રહ્યા. પધારો, હું હકીકત નિવેદન કરૂં છું."

તે પડખે તરી ગયો અને મહાદેવી સૂર્યકાન્તાને માર્ગનિર્દેશ કરવા લાગ્યો. મોકળા પડેલા માર્ગ ઉપર રાજમહિષી સૂર્યકાન્તાએ અડગ હિમ્મતથી ડગ ભર્યું. તે સીધી સરસરાટ કરતી અજાતશત્રુ અને તેના બે સામંતો ઉભા હતા ત્યાં ચાલી ગઇ. તેને પહેલો મળેલો સામંત તેની પાછળ ચાલ્યો આવ્યો. વડારણ તે બંનેની પાછળ ધીમે ધીમે આવી.

સામન્તે યુવરાજને સૂર્યકાન્તા દેવીએ જે અરજ કરી હતી તે કહી બતાવી.

અજાતશત્રુએ શ્યામ ઓઢણીમાં સજ્જ થયેલી સૂર્યકાન્તાના પ્રૌઢ પણ વિલાસથી નીતરતા શરીરને નિહાળ્યું. પછી તે બોલ્યો:

"કોશલ મહાદેવી! આપ મગધનાં રાજકેદી છો." તે સામંતો તરફ ફર્યો: "સૂર્યકાન્તાદેવીને મહારાજ પ્રસેનજિત્ માટે તૈયાર રાખેલા

રાજકેદી શિબિરમાં રાખો અને તેના પર ચોપદાર ચોકીદારો મૂકો. મંત્રણાશિબિરમાં સેનાધિકારીઓને ભેળા મેળવો."

એક સામંતને પોતાની સાથે આવવા ઇશારત કરી તે ચાલ્યો ગયો. જે સામંતે સૂર્યકાન્તાને કેદ કરી હતી તે તેને આગળ કરી કેદીના તંબુ તરફ ચાલવા માંડયો. બાકી રહેલા સામંતે મંત્રણાની ગોઠવણ કરવા માંડી. સૂર્યકાન્તા આખા શરીરમાંથી વિલાસ નીતારતી, અત્યારે હવે બીજું કશું કરવાપણું નથી એવું પોતે માની લીધું છે, એવું સ્પષ્ટ બતાવતી, વડારણના હાથમાં પોતાનો હાથ પરોવી આગળ થઇ.

મંત્રણાશિબિરમાં સેનાધિકારીઓને મળતાં બહુ વાર ન લાગી. યુવરાજ સેનાની અજાતશત્રુએ અનાયાસે ઇચ્છાઅનિચ્છાથી હાથ આવી ચ્હડેલી કોશલ રાજમહિષીની હકીકત અધિકારીઓ સમક્ષ મૂકી અ એ ભાગ્યનો સહુથી સરસ રીતે કેવી રીતે ઉપયોગ કરવો તે વિષે તેમની સલાહ પૂછી.

બહુ વિચારપૂર્વક આ મંત્રણા લગભગ બ્રાહ્મ મુહૂર્ત સુધી ચાલી. બહુ અગત્યના નિર્ણયો થયા અને પછી પ્રવૃત્તિકક્ષાને એ નિર્ણયો સોંપી સહુ વિખરાયા.

× × × ×

પ્રસેનજિતે વિરૂદ્ધકના પરિચારકોથી જરા દૂર હટી જઇ પડખામાંથી ખંજર કાઢી પોતાના અધિકાર માટે લડવાની તૈયારી કરી. પરિચારકો જરા અટકયા અને મહારાજ વિરૂદ્ધક તરફ નજર કરી.

"પિતાજી! હથિયાર છોડી દો." વિરૂદ્ધકે કહ્યું: "તમારૂં કોઇ નથી. તમારાં મિથ્યાભિમાને, હઠાગ્રહે અને અવિચારિતાએ શ્રાવસ્તિની જે સ્થિતિ કરી છે તે સ્થિતિ જોતાં તમારે માટે કોઇ કાંકરાની કણી પણ ઉંચકે તેમ નથી."

"પણ પુત્ર! તું ય–"

"હું શું કરૂં, પિતાજી! રાષ્ટ્રનું રક્ષણ કરૂં છું તો રાષ્ટ્રનું સંગઠ્ઠન તો પહેલું જોઇએ ને? બેદિલ રાષ્ટ્રનું રક્ષણ જ કયાંથી થાય?"

પ્રસેનજિતે ખંજર મ્યાન કર્યું. તેને લાગ્યું કે તેની જીંદગી જોખમમાં નહોતી. તેણે વિરૂદ્ધકને ખંજર ધર્યું.

"ભલે, પુત્ર ! આ ખંજર ગ્રહણ કર. હું શરણ થાઉં છું. પ્રજાની ઇચ્છા રાષ્ટ્રની સ્વતંત્રતા સાચવવાની નથી. પુત્રની ઇચ્છા કુળની પ્રતિષ્ઠા સાચવવા ની નથી તો હું કોણ? ફક્ત એક જ વિનતિ છે."

"કહો."

"તું યુવરાજ રહી રાજદંડના તમામ અધિકાર ભોગવ, પણ મને જીવતે મારી નાંખ મા. તારે જો રાજા જ થવું હોય તો મારો અત્યારે જ શિરચ્છેદ કર." મન અને બુદ્ધિથી તદ્દન થાકી ગયેલા પ્રસેનજિતે કહ્યું.

"મહારાજ ! મારા કપાળમાં નગરમહાજને કરેલું તિલક હજી સૂકાયું નથી." વિરૂદ્ધકે કહ્યું: "છતાં પણ હું આપની ઇચ્છા મહાજન સમક્ષ મૂકું છું. પાંચસો મહાજનની સભા જો મારી સામે આપની ઇચ્છા સ્વીકારવામાં સંમત થશે તો આપને અભિજ્ઞાનભ્રષ્ટ કરવામાં મને કે તેમને કંઇ લાભ નથી."

વિરૂદ્ધકે નિઃશ્વાસ નાંખ્યો. "પિતાજી !" તે બોલ્યો: "જ્યાંસુધી મહાજન નિર્ણય ઉપર ન આવે ત્યાંસુધી તો આપને કારાગૃહનિવાસ જ કરવો પડશે. અત્યારે તો આપ રાજારિ અને રાષ્ટ્રારિ છો. આપ આ પરિચારકો સાથે જાઓ."

તેણે પોતાના હાથમાંનો રાજદંડ ઉગામ્યો. પરિચારકોએ નમન કર્યું અને પ્રસેનજિતને ચારે તરફથી ઘેર્યો. પ્રસેનજિતે જોયું કે, વિરોધ કરવામાં કોઇ જાતનો સાર નથી એટલે શરણ થયો.

વિરૂદ્ધકે વળતે દિવસ ફરીથી નગરમહાજનને ભેળા થવા ખબર અપાવવા ગોઠવણ કરી. તે પછી તે પરિચારકો સહિત પોતાના આવાસ પર આવ્યો. ત્યાં એક પરિચારકે આવી ખબર આપ્યા કે, મહાદેવી સૂર્યકાન્તાનો પત્તો નહોતો. તેની વધારે તપાસ કરવાની તકેદારી દઇ તે શયનાગાર ભણી ગયો. પોતાના ખંડમાં પ્રવેશ કરે ત્યાં તેને કૌસલ્યાએ આંતર્યો.

"ભાઈ! બ્હેનના આશીર્વાદ. સો વરસના થાજો."

ભાઈએ ખરેખર અંતઃકરણથી આનંદ પામેલી બ્હેનના આશીર્વાદ ઝીલ્યા.

"ભાઈ!" કૌસલ્યાએ કહ્યું: "સવારે સંધિ જ કરજો હો. સારોય રાષ્ટ્ર સંધિ ઇચ્છે છે અને મગધ જે માગે તે આપજો."

તેના સુંદર, શ્વેત કપોલ ઉપર શરમના શેરડા પથરાયા, પણ વિરૂદ્ધકે તે જોયા નહિ.

તે અત્યંત થાકયો હતો. વિશાળ ઢોલિયાની મશરૂની તળાઇમાં તે પડયો અને પડતાંની સાથે ઉંઘી ગયો.

તે ઉઠયો ત્યારે રણભેરીનો તીણો ગગનભેદી નાદ થતો હતો. તેના ઢોલિયા પાસે હાથ જોડી એક પરિચારક ઉભો હતો.

આંખ ઉઘાડી વિરૂદ્ધકે જોયું તો સવાર થયું હતું. તે ઉઠયો "શું છે, અત્યારમાં?" તેણે પરિચારકને પૂછ્યું.

"મહારાજ! બ્રાહ્મમુહૂર્તમાં મગધરાજ તરફથી દૂત આવી પહોંચ્યો છે."

"લઇ આવ."

પરિચારક દૂતને લઇ આવવા ગયો. દરમ્યાનમાં વિરૂદ્ધક સ્વસ્થ થઇ ગયો.

યુદ્ધમંત્રી મગધના દૂતને લઇને આવ્યા. "મહારાજ!" યુદ્ધમંત્રીએ નિવેદન કર્યું. "આ દૂતનું કહેવું એવું છે કે રાજમહિષી પટ્ટમહાદેવી સૂર્યકાન્તા ગઇ કાલે રાતે શ્રાવસ્તિ છોડી મગધને આશ્રયે ગયાં છે. જો તેને પાછાં કોશલગત કરવાં હોય તો શ્રાવસ્તિના દરવાજા ઉઘાડી નાંખો અને મગધ સૈન્યને નગરમાં દાખલ થવા દો. બન્ને પક્ષના મંત્રીઓને સંધિની શરતો માટે વિષ્ટિ ચલાવવા દો અને તેમની પરિષદ્ જે નક્કી કરે તે શરતો કબૂલ કરો."

વિરૂદ્ધક હસ્યો. તેણે યુદ્ધમંત્રીને ઉદ્દેશીને કહ્યું: "તમે આ દૂતને કહો કે–" તે અટકયો. આજે નગરમહાજન પાસે પ્રસેનજિતનો પ્રશ્ન

ફરીથી ચર્ચાવાનો હતો. એટલે સૂર્યકાન્તાના રાજમહિષીત્વ વિષે કાં પણ મુદ્દો રજુ કરવો નકામો હતો. વળી નગરના દરવાજા ઉઘડાવ નાંખવાનું તો મહાજને નક્કીજ કર્યું હતું.

"કંઇ નહિ." તેણે કહ્યું: "દૂતરાજ! અમારી ઇચ્છા પણ આ યુ લંબાવવાની નથી. આપ સીધાવો. મગધસેનાની યુવરાજ અજાતશત્રુ કહો કે નગરના દરવાજા વાંસ સૂરજ ચ્હડયે ઉઘડી જશે. મગધસે અમારી અતિથિ થશે. હું કોશલના મંત્રપ્રતિનિધિઓ નીમું છું. આ આપના પ્રતિનિધિઓ નીમો. તેઓ પરિષદરૂપે મળવાની ગોઠવણ કરે.

તે ઉઠયો. યુદ્ધમંત્રી તથા દૂતે રજા લીધી. બન્ને ગયા પછી થોડે વારે યુદ્ધવિરામનાં દુંદુભિનો અવાજ થયો.

---


# જીવનરસાયન દવાઓ.

આ બાર ક્ષારો માજી પ્રિ. જે. જે. કણીયા બી. એ. કૃત **જીવનરસાયનશા** કિં. રૂ. ૧| અથવા **તારણ** ૦ ≡ અથવા Manual of Biochemist (Eng. 0--8--0)ને આધારે દરેક માણસ વાપરી શકે છે. આ દવામાંથી બનાવેલા **અજીર્ણ, બંધકોશ, જવર, વાત, તન્તુવેદના, પ્રદર, સગભ અશક્તિ, પુષ્ટ** વગેરે બાર ચૂર્ણો ૧ ઔં. ૦–૧૩–૦ તથા **સગર્ભા** સુખરૂપ પ્રસવ માટે તથા હૃષ્ટપુષ્ટ બાળક માટે ખાત્રી કરેલું **પ્રેગ્ને** ટીકડી ૧ ઔંસ રૂ. ૧ નીચેને સ્થળેથી મળશે. ૩–૬–૧૨ પાવરના ઔષ ૧ ઔં. ૦–૧૦–૦, ૨ ઔંસ રૂ. ૧–૨–૦. ઔં. ૪ રૂ. ૨–૦–૦ ૩૦–૬ ૧૦૦–૨૦૦–૪૦૦ પાવર સુધી મળી શકશે. ટબ્લેટમાં ઔંસે ૦–૨- વધારે પડશે. પેકિંગ પોસ્ટેજ જુદું. હેડ **ઓફીસ—ભાવનગર**

**ભાવનગર-મગનલાલ તાપીદાસ તથા ચંપકલાલ મગનલાલ** શરાફ બ

**રાજકોટ-પ્રાણલાલ બ્રધર્સ**, ટાપીવાળા–મારકેટ પાસે.

**સુરત-બાબુલાલ બ્રધર્સ**-ભાગા તળાવ.

**પુસ્તકો-એન. એમ. ત્રિપાઠી, મુંબઈ** તથા

**શ્રી ચારિત્ર્ય મંદિર,** કારેલીબાગ-**વડોદરા** પણ મળશે.

# પ્રકરણ ૭ મું

## સમાધિ દર્શનો

મહારાજા બિમ્બિસારે કુંવર હલ્લ અને વિહલ્લને હાથે બ્રાહ્મ-મુહૂર્તમાં ગજરાજ સચેનકની પૂજા કરાવી અને પછી પોતે તેની પ્રાર્થના કરી. તેણે કહ્યું: "ગજરાજ ! આપ શાકયમુનિ ગૌતમ સ્વરૂપ છો. આપ ગણનાથ છો. આપનામાં શુદ્ધિ અને બુદ્ધિ બંને છે. આપ આ બંને કુંવરોનું રક્ષણ કરજો."

તે પછી તેણે હલ્લ અને વિહલ્લને કહ્યું: "તમને હું તમારે મોસાળ મોકલું છું. ત્યાં તમે તમારાં વડવી અને માશી પાસે રહેજો. હું અથવા યુવરાજ બોલાવીએ ત્યારે આવજો. પણ આવો ત્યારે સચેનક સિવાય એકલા બીજા વાહન પર બેસીને કે પાલખીએ ચઢીને ન આવતા. સચેનક ઐરાવતનો અવતાર છે અને સિદ્ધગજ છે. તેને સાચવશો ત્યાંસુધી તમારી પાસે રિદ્ધિ સિદ્ધિ બધું રહેશે. હવે સીધાવો."

કુંવરો ચિલ્લણાની વિદાય લેવા ગયા. તે ધીમો દીવો કરી તેના ઉપર નજર નાંખી સ્થિર બેઠી હતી. કુંવરોએ તેને નમન કર્યું: "માતાજી ! અમે જઇએ છીએ." તેઓ બોલ્યા.

ચિલ્લણાએ તેમને બંનેને માથે હાથ મૂકયો. "જાઓ, બેટા ! મોસાળમાં સુખેથી રહેજો. ભાઇ આવશેને એટલે તેને કહી હું તમને તરત બોલાવી લઇશ. સચેનક ગજરાજને ખૂબ સાચવજો. તેની માવજત રાખજો."

તે ગળગળી થઇ ગઇ. પણ બિમ્બિસારની આજ્ઞા હતી કે, કુંવરો જેટલી બને તેટલી ઉતાવળથી મગધની મર્યાદા બહાર નીકળી જાય તેમ કરવું એટલે છલકતી આંખે અને ઉભરાતે કાળજે પણ માતાએ કુંવરોને વિદાય કર્યા.

હવે બિમ્બિસાર નવરો થયો. અત્યાર સુધી તો તે અજાતશત્રુનો વિજય મનાવવામાં, સંપત્તિવિભાગ વજ્રલેપ કરવામાં અને કુંવરોને વિદાય કરવામાં ગૂંથાયેલો હતો. તેને બીજી ચિન્તા કરવાનો અવકાશ નહોતો. હવે તેનું મન પણ તાત્કાલિક કર્તવ્યોમાંથી નિવૃત્ત થયું.

તે આરામ લઇ રહ્યો હતો.

અભયકુમાર ખરેખર જતિ થયો હતો. તે પાછો આવે તેમ નહોતો. ભગવાન્ બુદ્ધ તો ક્ષેમાના શ્રમણિકા થયા પછી મગધ બહાર જ પરિભ્રમણ કરતા હતા. ભગવાન્ મહાવીર વર્ધમાનને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થયે આજે વર્ષો વીતી ગયાં હતાં. દેવદત્ત શ્રાવસ્તિમાં હતો.

જીંદગીમાં એકાદ વાર માણસને કોઇ અગમ્ય તીવ્ર ઇચ્છા થાય છે કે, ભાવિના ગર્ભમાં જરા જેટલી પણ ઝાંખી મળે, કોઇ મહાત્મા ઉઝરડાયલા, બળબળતા મનને શાંતિ આપે, બુદ્ધિને સ્થિર કરે.

બિમ્બિસારને આજ આટલે વરસે એવી જ ભાવના થઇ આવી. તે બબ્બેવાર તો શાક્યમુનિને મળ્યો હતો. તેને ચરણે બેઠો હતો. તેણે તેની શુશ્રૂષા કરી હતી. મહાવીર સ્વામીનો પ્રસાદ તો તે અભયકુમાર મારફતે હરઘડીપળ આરોગતો હતો. ક્યાં હશે એ બુદ્ધ સિદ્ધાર્થ? ક્યાં વિહરતા હશે એ જ્ઞાનયોગી મહાવીર?

એ શાંત જ્ઞાનજ્યોતિઓ તો તેની નજરમર્યાદામાંથી અદશ્ય થઇ દૂર જતી રહી હતી. તેને બદલે યુવરાજ અજાતશત્રુ ગ્રીષ્મની સવારના પ્રચંડ બાળસૂર્ય પેઠે રાષ્ટ્રાકાશમાં ઉગતો આવતો હતો. સૂકા વનને દાહ લગાડતો ધસી આવતો જાણે કોઇ વડવાનલ ન હોય! કોણ જાણે કેમ બિમ્બિસારને તેનો ભય લાગતો હતો.

સ્થિર બુદ્ધિથી વિચારતાં અજાતશત્રુએ એવું કંઇ કર્યું નહોતું કે, જેથી બિમ્બિસારને તેના તરફથી ચિન્તા થવાનું કારણ મળે. પણ કોણ જાણે કેમ રાજા શ્રેણિકના મનમાં દિવસે દિવસે ભીતિ ઘર કરવા માંડી હતી. રામ પાસે પરશુરામ જેમ તેજહીણા થઇ ગયા હતા તેમ અજાતશત્રુ પાસે બિમ્બિસાર પણ તેજોહીન, પ્રતાપહીન, કાર્યારંભજડ લાગતો હતો. શું હશે? ઘોર કોઇ અગમ્ય ભાવિના એ પડછાયા તો નહિ પડતા હોય?

બિમ્બિસારે આંખ મીંચી. થોડી વારે તેની બંધ નજર સમક્ષ એક મહાજ્યોતિ દેખાયું. તેને શાતા વળી. એ મહાજ્યોતિએ તપોયોગી દિગંબર મહાવીર સ્વામીનું રૂપ લીધું. ગેબમાંથી ભણકાર થયો. "રાજા! ગાભણાં હરણાં વીંધ્યાં છે અને પાછું વાળી નથી જોયું." રાજા, કંપ્યો. તેણે મહાવીર સ્વામીના શાંત, કૃશ, તેજનીતાર મુખ સામે નજર કરી. તેને એ તીર્થંકરનાં નયનોમાં દયા દેખાઇ. તેણે તેમાં પ્રસન્નતા જોઇ.

"રાજા! કરેલાં બધાં કર્મનાં પ્રાયશ્ચિત્ત તો કરવાંજ પડે ને? લાગેલા ડાઘ તો અગ્નિ અને તપથી બાળી, ડામી, કાઢી નાંખવા જ જોઇએ ને? બાકી તો પુણ્યભાર પણ ક્યાં ઓછો છે?"

દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ હોય તેમ બિમ્બિસારની બંધ આંખો આગળ ભૂતકાળનો સંસાર ચક્કર ચક્કર ઘૂમવા લાગ્યો.

"અનાથપિંડિકદ્વારા ઉઘાડેલાં આ અન્નસત્રો." ગેબે ભણકાર કર્યો.

"પાણીની આ મહાપરબો." બીજી દિશા ગાજી.

"આર્ય જીવકના તંત્ર નીચેનાં આ ઔષધાલયો–પરિચર્યાસત્રો–સેવાશ્રમો–" એક પછી એક દિશાઓ ગુંજવા લાગી.

બિમ્બિસાર કોઇ આનંદના ઓઘ તળે દબાઇ રહ્યો. થોડીવારે એ દિશાગર્જનો બંધ થયાં; કેવળ જ્યોતિ જ રહ્યું. એ જ્યોતિ ઉપર સૂર્યપ્રભ તીર્થંકરરાજ મહાવીર સ્વામીનું મુખારવિંદ વિરાજી રહ્યું હતું.

અચાનક એ મુખારવિંદ નીચે અંધકાર વ્યાપ્યો. બિમ્બિસારે પોતાના કલેવરને એ અંધકાર કારાગૃહમાં જકડાયેલું જોયું. તે કલેવરને જાણે અનેક ડામ દેવાતા હોય, ઝીણાં રોમેરોમ કોચાતાં શૂળની અસહ્ય યાતના તેને ભોગવવી પડતી હોય ને, એવું તેને લાગ્યું.

એકાએક જાણે કાળવીજળી ત્રાટકી હોય તેમ તેના ઉપર કંઇ ત્રાટક્યું. અંધકાર ઉપરનું તીર્થંકર મુખારવિંદ પણ અંતરિક્ષમાં ગળી ગયું. યાતના પણ બંધ થઇ. મૃત્યુની જડતા વ્યાપી.

બિમ્બિસારની નીંદર ઉડી ગઇ. આસપાસ સોનેરી આસમાની જ્યોતિના તાર ઉપર તાર ગુંછળાં વળતાં હતાં; તેના શિરોભાગ ઉપર આ ગુંછળાં કોઇ અનેરો મુગટ રચતાં હતાં; તેની કાયા ઉપર કોઇ મહાઅભિષેકનો જામો વીંટાળતાં હતાં.

એકાએક પૂર્વ દિશામાં બે અગ્નિજ્યોત પ્રકટી અને એકાએક મહારાજા બિમ્બિસારે તે જ્યોતિઓને કુંવર અભયકુમાર તથા ત્રિભુવન-વંદ્ય મહાવીર સ્વામી તરીકે ઓળખી.

બીજી જ પળે તેનાં સ્થૂળ નયનો ઉઘડી ગયાં. મહાદેવી ચિલ્લણા તેના મંચકની પાસે ઉભાં હતાં.

"નાથ! મૂર્છા?" ચિલ્લણાએ પ્રીતિછલબલ નયને પૂછ્યું.

મહારાજ મંચકમાંથી ઉઠયા. એટલીજ પ્રીતિના ગાંભીર્યથી તેણે કહ્યું: "ના, ચિલ્લણા! સમાધિ અગમ્ય કો અત્યંત પ્રભાવશાલી વર્ચસ્વી ભાવિ મારે માટે લખાઇ ચૂક્યું છે."

તેણે પોતે અનુભવેલાં દર્શનો ચિલ્લણાને કહી બતાવ્યાં. રાજારાણી એ ઘડી પતિપત્ની બન્યાં, સાદાં સંસારિયાં બન્યાં, શુદ્ધ બાળક–હૃદયી ભકતો બન્યાં, પછી દિવસના કાર્યમાં પરોવાયાં.

મહારાજ કાર્યકક્ષામાં ગયા. ત્યાં જે પરિચારક સાથે તે શ્રાવસ્તિથી રાજગૃહ આવ્યા હતા તે તેમની સમીપ હાજર થયો. "દેવ! શ્રાવસ્તિથી ખેપિયો આવ્યો છે."

"શો સંદેશ છે?"

"યુવરાજ કહાવે છે કે તે આંહિ પહોંચે ત્યારે તેની ઇચ્છા ગજ-રાજ સચેનક ઉપર સ્વારી કરી નગરચર્યા કરવાની છે. અને આપની અનુજ્ઞા હોય તો વળી કુંવર હલ્લ અને કુંવર વિહલ્લ યુવરાજ સાથે અંબાડીમાં બેસી તેમને ચામર ઢોળે તો વિજયયાત્રાને અનુરૂપ કહેવાશે."

બિમ્બિસારે થોડીવાર આ પરિચારક સામું જોયું, પણ તેના મુખ ઉપર કશો ભાવ જણાયો નહિ.

"વારુ, એ ખેપિયાને પાછો મોકલાવો અને યુવરાજને કહેવડાવો કે, વિજયી યુવરાજ સેનાનીની ઇચ્છા સંતોષવા હું બધું કરીશ."

# પ્રકરણ ૮ મું

## બંડખોર ચેટક

અજાતશત્રુએ પોતે રાજગૃહ ક્યારે આવી પહોંચશે તેને ચોક્કસ સમય કહેવડાવ્યો નહોતો.

બિમ્બિસારે તેના સંદેશાનો જવાબ તો મોકલ્યો, પણ તેની ઇચ્છા પાર પાડવાનો મહારાજાનો જરા સરખો પણ વિચાર નહોતો. અજાતશત્રુની મહત્ત્વાકાંક્ષા તથા નિષ્કંટક સત્તા ભોગવવાની લાલસા તે બરોબર સમજી ગયો હતો. હલ્લ અને વિહલ્લ તેના હાથમાં સપડાય અથવા તેનું રમકડું બને તેમ તે જરા પણ ઇચ્છતો નહોતો.

કોની સલાહ લેવી? અત્યારે અભયકુમારની તેને જરૂર લાગી અને એ અભયકુમારનું અપમાન કરીને અજાતશત્રુએ જ તેનાથી તેને દૂર કર્યો હતો.

ત્યારે સચેનક અને હલ્લવિહલ્લને પાછા બોલાવવા? અથવા સીધેસીધું અજાતશત્રુને કહી દેવું કે, સચેનક અને બંને ભાઇઓને તેણે વિદાય કરી દીધા હતા.

એથી તો ઉગ્રપ્રકૃતિ અજાતશત્રુ આકળો બની કંઇ ભયંકર પગલું તો ન લઇ બેસે ને?

ભય તેના સેનાનીત્વમાં રહ્યો હતો. તેના વિજયિત્વમાં રહ્યો હતો. સેના તેની સાથે આવતી હતી અને સેનાધિકારીઓ તેના હુકમમાં હતા. અજાતશત્રુ તેઓને જે આજ્ઞા કરે તે તેઓ માને અને એ કયી જાતની આજ્ઞા કરે તે કેમ કહી શકાય?

વળી અજાતશત્રુએ આ જાતની ઇચ્છા બતાવી હતી તે શું સૂચવતું હતું? એ જ કે તેના જાસુસો નગરમાં જ હતા. નગરમાં થતી બધી પ્રવૃત્તિઓનાં સૂત્રો તેઓ જાણતા હતા અને યુવરાજને તાબડતોબ સમાચાર પહોંચાડતા હતા. એ પણ દેખાઇ જ આવતું હતું.

બહુ વિચાર કરી તેણે સામંતરાજ કંધકને ખેપિયો મોકલ્યો.

સામંતરાજ કંધક હલ્લવિહલ્લને સચેનક ઉપર સહીસલામત વૈશાલિ પહોંચાડવા સાથે ગયા હતા. મહારાજ બિમ્બિસારનો ખેપિયો તેને મગધની સરહદ બહાર મળ્યો.

કંધકે સંદેશ બરોબર ગ્રહણ કર્યો અને પછી ખેપિયાને કહ્યું: "તું એકદમ પાછો જા અને મહારાજને કહેજે કે, ચિંતા ન કરે. સ્વારી ગજરાજ સચેનક અને કુંવરો વિના જ ચ્હડાવે."

ખેપિયો એકદમ રવાના થયો.

કંધકે સચેનક સાથે હલ્લ અને વિહલ્લને જેમ બને તેમ ત્વરાથી વૈશાલિ ભેળા કરવા બંધકને સૂચના આપી. બંધક સાથે જ હતો, અને પોતે ઘોડો તૈયાર કરી તેના ઉપર સ્વાર થઇ આડધર રસ્તે શ્રાવસ્તિ રાજગૃહના પંથ ઉપર અજાતશત્રુને મળવા ઉપડી ગયો.

તે એ રસ્તા પરના પહેલા મુકામે પહોંચીને તરત જ રોગીઓના ઔષધસત્રમાં ગયો. ત્યાં ખબર કાઢતાં જણાયું કે, યુવરાજ અજાતશત્રુના આવવાના હજી કશા વાવડ ન હોતા.

તે આગળ વધ્યો. મગધની સીમા પૂરી થઇ. શ્રાવસ્તિ નજીક આવ્યું, પણ અજાતશત્રુએ હજી જીતેલી નગરીમાંથી વિજયપ્રસ્થાન કર્યું ન હોતું.

તે સંધ્યાકાળે શ્રાવસ્તિ પહોંચ્યો. ઘેરા પહેલાંનું એ શ્રાવસ્તિ જ નહિ. સમીસાંજમાં આખા નગરમાં રોશની થઇ રહી હતી. રાજમાર્ગ ઉપર ઠેકઠેકાણે કેળના થાંભલાઓ રોપ્યા હતા. બારણે બારણે, દુકાને દુકાને આસોપાલવનાં તોરણો બાંધ્યાં હતાં. નગરજનો સ્ત્રીબાળકો સુદ્ધાં આનંદમંગળ પ્રવર્તાવતાં હતાં.

ખબર કાઢતાં કંધકના જાણવામાં આવ્યું કે, મહારાજ બિમ્બિસારનાં લગ્ન ખડ્ગ, ખાંડા મારફતે રાજકુંવરી કૌસલ્યા સાથે સૂર્યાસ્ત સમયે થયાં હતાં અને અજાતશત્રુએ તેજ વખતે યુવરાજપુત્રી પ્રભાવતીનું પાણિગ્રહણ કર્યું હતું. સ્વસ્તિ શબ્દ હજી હમણાં જ પોકારાયો હતો.

તે સીધો લગ્નમંડપમાં ગયો. હજી પ્રતિજ્ઞાઓ ચાલતી હતી. પ્રસેનજિત્ અને સૂર્યકાન્તાએ કૌસલ્યાનું કન્યાદાન દીધું હતું. યુવરાજ યુવરાજ્ઞીએ પ્રભાવતીનું દાન કર્યું હતું.

ચિલ્લણાપુત્ર પ્રચંડકાય અજાતશત્રુ પોતાના સકળ સૈન્ય અને સેનાધિકારીઓ સાથે પાણિગ્રહણ કરવા હાજર થયો હતો. લગ્નમંડપ લગ્નમંડપ જેવો નહિ પણ યુદ્ધસજ્જ કોઇ લશ્કરની છાવણી જેવો લાગતો હતો. પ્રભાવતી અજાતશત્રુની પાછળ ફરી અગ્નિને છેલ્લો ફેરો દઇ રહી હતી.

છેલ્લો પ્રતિજ્ઞા શબ્દ ઉચ્ચારાયો. અગ્નિને આહુતિ મળી. બ્રાહ્મણોએ સ્વસ્તિવાક્ય ઉચ્ચાર્યું અને મંગળદુંદુભિ ગડગડયાં. કંધકે તેજ વખતે મંડપમાં પ્રવેશ કર્યો અને યુવરાજસેનાની અજાતશત્રુને મળવાની આગણી કરી. અજાતશત્રુની નજર પણ કંધક ઉપર પડી. ચિલ્લણાપુત્રને કંધક ઉપર પ્રીતિ હતી. તેણે તેને પોતાની પાસે બોલાવ્યો.

"સામંતરાજ ! શિશુનાગ મહારાજની ત્રણસો વરસની ઇચ્છા આજે બર આવે છે. જોયું ને?" અજાતશત્રુએ કંધકને કહ્યું.

"બાપુ ! સો વરસના થાઓ, વહિવંચાને ચોપડે લખાઓ." કંધકે કહ્યું: "પણ વધતા રાષ્ટ્રના નાથને આ કાળકઢામણાં ન શોભે. રાણીઓ તો ખાંડે પરણતી પછવાડે ખેંચાતી આવે. આપણે તો ભલું રણમેદાન અને રણઝુઝાણ."

અજાતશત્રુ શરમાયો. તેને લાગ્યું કે શ્રાવસ્તિ પડયા પછી તે વધારે પડતા લાંબા સમય સુધી અહિં પડયો રહ્યો હતો.

"સામંતરાજ !" તે બોલ્યો: "શું કાંઇ અવનવું થયું છે ? પિતાજી તો કુશળ છે ને? માતાજી ? જતિ થવા ચાલ્યા ગયેલા મોટાભાઇએ તો કાંઇ વિક્ષેપ પાડયો નથી ને?"

'ના બાપુ ના' કંધકે કહ્યું: "એ તો અમે બધા શા કામના છીએ ? આ માથાં કોના સાટુ છે ? એ તો માત્ર આપના નાના–વિદેહરાજ ચેટક જરા ઉચાનીચા થવા માંડયા હતા. જાણ્યું કે યુવરાજ કોશલમાં છે તટલામાં હું પાછો વિદેહરાષ્ટ્ર સ્વતંત્ર, સંગઠિત કરૂં."

"એને કારાગૃહથી છોડયા એ જ ભૂલ હતી." અજાતશત્રુએ ત્રાડ મારી. "અંહિંથી પરબારી જ, કંધકરાજ! સેનાને વિદેહ ઉપર વાળીએ."

"ના, બાપુ! ના. કાંઇ કહેતાં કાંઇની જરૂર નથી. મેં થોડું લશ્કર, કુંવર હલ્લ તથા વિહલ્લ, અને ગજરાજ સચેનકને ત્યાં મગધનું કાયમી થાણું નાંખવા રવાના કર્યા છે, અને હું પણ બાપુને આ બાતમી નિવેદન કરી ત્યાંજ જાઉં છું. બાપુ! નચિંત રહેજો. ચેટકરાજની શી વિસાત છે કે માથું ઉંચું કરે? આપ સુખેથી મગધ પધારો. મીંઢોળ બાંધ્યે હાથે હવે હમણાં બીજું કાંઇ કરવું નથી."

અજાતશત્રુએ સ્મિત કર્યું. "સામંતરાજ! તમે તો મગધની સારી સેવા બજાવીને શું? આપને ધન્ય છે. આપ સુખેથી વૈશાલિ સીધાવો અને ચેટકરાજને ખોટું મનાવ્યા વિના સમજાવી દો કે, મગધ બેવફાઇ અને બંડ સહેશે નહિ."

તેને સચેનક, હલ્લ અને વિહલ્લ વૈશાલિ ચાલ્યા ગયા તે ગમ્યું નહિ. પણ તે તેણે બતાવ્યું નહિ. જેણે આ ત્રણેને વૈશાલિ રવાના કર્યા હોય તેણે તેમને ચેટક જેવા બંડખોરના હાથમાં નાંખ્યા હતા. અને "હું ચેટકરાજને સુખે રહેવા દેવાનો છું?" અજાતશત્રુએ પોતાને જ આ સવાલ પૂછ્યો. "ચેટકરાજ અને વૈશાલિ," તે મનમાં જ ધુરક્યો.

કંધકે આ બધું બરોબર, બહુ બારીકીથી નિહાળ્યું. વૈશાલિ અજાતશત્રુના હવેના યુદ્ધના મેદાન તરીકે સરજાયું છે, એ વાત તેણે સ્પષ્ટ જોઇ લીધી. તેને ચેટક વિશે કશી લાગણી નહોતી પણ ચિલ્લણા દેવીના બે બટુક કુંવરો અને સચેનકની રક્ષાનો ભાર તો પોતાને શિર છે તે તેણે નક્કી કરી લીધું.

તેણે વરવેષ અજાતશત્રુને વંદન કરી રજા લીધી. તેની સમયસૂચકતાથી તાત્કાલિક તો રાજગૃહનું સંકટ ટળ્યું હતું. ભાવિ સામે કંધકે કમ્મર કસવા માંડી. તેને માટે યુવરાજના પેંતરા તપાસવાના રહેતા હતા. "હું એ બરોબર તપાસતો રહીશ." કંધકે નિશ્ચય કર્યો.

મગધસેનાના કોઠારીને તેણે પોતાનો ઘોડો સ્વાધીન કર્યો; તેના નીરણ જોગાણની ગોઠવણ કરી અને એક બીજો ઘોડો મેળવ્યો. અજાતશત્રુ બીજો કંઇ પેગામ આપવા નવરો પડે તે પહેલાં કંધક પોતાનું કામ કરી વૈશાલિને રસ્તે પડયો.

---

## પ્રકરણ ૯ મું

### ચમત્કાર

અજાતશત્રુએ લગ્નસમારંભ આટોપી લીધો, અને શ્રાવસ્તિ પાસેથી મગધના ચક્રવતિત્વના અભિજ્ઞાનની બાંહેધરીઓ મેળવી નવી અપરમાતા અને પટ યુવરાજી સાથે તેણે રાજગૃહ તરફ પગલાં વાળ્યાં.

કોશલનાં ગામડાંઓએ રાજમાતાની સારી શુશ્રૂષા કરી અને મગધની સીમા ઓળંગતાં આ જુવાન અને વિજયી યુવરાજ ઉપરથી વારી વારી જતા ગામડીઆઓ અને રાજ્યજનોએ તેને ચરણે પ્રાણ અને સમૃદ્ધિ પાથરી દીધાં. એ યશજ્વાળમાં અજાતશત્રુને સચેનક અને હલ્લવિહલ્લ હાથમાંથી છટકી ગયા તેનો બહુ અસંતોષ રહ્યો નહિ. ફક્ત બંડખોર ચેટકરાજાને નસિહત પહોંચાડવાનો તેણે દઢ નિર્ણય કર્યો હતો તે તેના મનમાંથી ગયો નહિ.

તેની સ્વારી ધાર્યા કરતાં ઘણી મોડી રાજગૃહમાં પહોંચી. જો કે સચેનક અને હલ્લવિહલ્લ નહોતા તો પણ રાજા બિમ્બિસારે વિજયયાત્રા માટે બહુ ભવ્ય વ્યવસ્થા કરી હતી.

કુંવરના મનમાં સચેનકની અને ચામર ઢોળવા માટે હલ્લવિહલ્લની ઓછપ ન રહે તેટલા માટે બિમ્બિસારે પોતાને ચ્હડવાનો ખાસ કલિંગરાજ તરફથી ભેટ મળેલો માતંગ શણગારાવ્યો હતો અને અંબાડીમાં કુંવરને આગળ બેસાડી પોતે ચામર ઢોળવા બેઠો હતો. નગરજનો માટે

આ અનેરો, અદ્ભુત પ્રસંગ હતો. યુવરાજને રાજા ચામર ઢોળે એવું ઇતિહાસમાં બન્યું હોય એવું કોઇએ વાંચ્યું સુણ્યું નહોતું. તેથી સ્વારી જોવા માટે આખું નગર ઉમટયું હતું. યુવાન યુવતીઓને તો ફક્ત કુતૂહલ જ હતું, પણ પ્રૌઢ અને વૃદ્ધ નગરજનોને આ ઉલટો ક્રમ રૂચ્યો નહોતો.

સ્વારી રાજધાનીના પાધરમાં જ્યાં યુવરાજને પ્રવાસાન્ત ઉતારો આપ્યો હતો ત્યાંથી નીકળે તે પહેલાં રાજસામૈયું રાજમહેલથી સામે વાજતે ગાજતે ગયું. ઉતારે પહોંચી બિમ્બિસારે બ્રાહ્મણોના સ્વસ્તિ મંત્રોથી યુવરાજનો સત્કાર કર્યો અને તેને ગજરાજ ઉપર અંબાડીમાં અગ્રસ્થાને બેસાડયો. પછી પિતા ચામર ઢોળતે યુવરાજે નગરમાં પ્રવેશ કર્યો.

દરવાજામાં પ્રવેશ કરતાં જ એક મુંડિત જતિનાં અજાતશત્રુને દર્શન થયાં. શણગારેલા, સુંદર વસ્ત્રોમાં સજ્જ થયેલા નગર જનસમુદાયમાં આ જતિનાં કાષાય વસ્ત્ર, નિરલંકાર કાય અને નિરુત્સવ, તટસ્થ વૃત્તિ અજાતશત્રુને અસ્થાને લાગ્યાં. તેણે તેની હાજરીને અપશુકનિયાળ ગણી લીધી અને સ્વારીને અટકાવી તે માતંગરાજપરથી નીચે ઉતર્યો.

ક્રોધથી સળગતો, જતિના યતિત્વને ભૂલી ગયેલો અને વિજયયાત્રાના મંગળરૂપમાં, સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો તેને કલ્પી લેતો અજાતશત્રુ ભયંકર કાળસ્વરૂપ બાજૂ ઉપર શાંત ઉભેલા જતિ ઉપર ધસ્યો. દિઙ્મૂઢ જેવાં નગરજનો ભયત્રસ્ત ઉભાં રહ્યાં. સ્તબ્ધ થયેલો બિમ્બિસાર તો હાથી ઉપર જ બેસી રહ્યો. શિસ્તના પાલનને ટેવાયેલા સેનાધિકારીઓ અને સૈનિકો સ્થિર, અચેષ્ટ તેમને સ્થાને જ રહ્યા.

જતિ ઉપર પ્રહાર કરવા માટે અજાતશત્રુએ પોતાના હાથમાંનું મુસળ ઉગામ્યું. પણ મુસળ તેના હાથમાં જ રહ્યું. જતિએ અટ્ટહાસ્ય કર્યું. જતિના સ્થાન પર સૌમ્યમૂર્તિ સિદ્ધાર્થ ગૌતમનું સ્વરૂપ દષ્ટિગોચર થયું. તેની આસપાસ તેનો શિષ્યગણ દેખાયો.

ધોળે દિવસે, સમુદાયસિદ્ધ આ ચમત્કાર જોઈ અજાતશત્રુ ગભરાયો. લોકોએ ભય ત્યજી આનંદની કિકિયારી કરી.

એ કિકિયારીથી અજાતશત્રુની ગભરામણ ગળી ગઈ. તેનો આત્મોદ્રેક ઉશ્કેરાયો. તેનું સ્વમાન ઘવાયું. "શાક્યમુનિ! આ શા ઢંગ માંડયા છે?" તેણે કહ્યું.

"કુણિક!" શાંત ચિત્તથી સિદ્ધાર્થ બુદ્ધ કહ્યું: "જર્જરિત કોશલને જીતીને ફુલાય છે અને વિજયોત્સવ ઉજવે છે તેમાં શું? તારો ખરો દુશ્મન તો માર રાક્ષસ છે. તારી પાછળ પડેલી, તને વળગેલી કૃત્યા તો તૃષ્ણા છે. એ રાક્ષસરાક્ષસીનું યુગલ તને પોતાને વશ કરી રહ્યું છે. ત બન્ને તારી પાસે ઘોર અકર્મ કરાવશે."

જેમ ચ્હડતા સૂર્યના તાપમાં ઝાકળ અને ધુમસ ઓગળી અલોપ થઈ જાય તેમ ભગવાન્ બુદ્ધની સાક્ષાત્ મૂર્તિ તેના શિષ્યગણુસહિત અંતરિક્ષમાં ઓગળી ગઈ. જ્યાં તેઓ ઉભા હતા ત્યાં કેવળ અવકાશ જ રહ્યો, કેવળ આકાશ જ રહ્યું.

અજાતશત્રુ ક્રૂર, નિષ્ઠુર, પ્રત્યાઘાતી જવાબ દેવા જતો હતો, પણ એ જવાબ તેના કંઠમાંથી બહાર ન નીકળ્યો. પણ તે પણ સ્વસ્થ હતો, સ્વાયત્ત હતો. તેણે હોઠ મરડયો.

"જોગીઓની નજરબંધીથી અજાતશત્રુ અટકે તેમ નથી." તે બોલ્યો. જગતને ધુત્કારતો હોય તેમ તે પાછો ફર્યો અને માતંગરાજ પર ચ્હડયો. આસન પર બેસી તેણે સ્વારીને આગળ ચાલવા આજ્ઞા કરી. સ્વારી આગળ ચાલી. એના સૈન્યાધિકારીઓ વગેરેએ શિસ્તબંધ બેદરકારી ધારણ કરી.

પણ જનસમુદાયની સહસ્રફેણુ જીભ કોઈ રોકી શકયું છે? આ ચમત્કાર જગતે ધોળે દિવસે જાગતે ચૌટે જોયો હતો. શા શબ્દો બોલાયા હતા તે ખાસ કોઈએ સાંભળ્યું નહોતું. પણ મુસળ ઉગામી ધસેલા યુવરાજના હાથમાં મુસળ એમને એમ રહી ગયું હતું અને એકાએક યોગી અને શ્રમણો, જતિરૂપ વગેરે જે કાંઈ હતું તે અલોપ થઈ ગયું હતું—આકશે ગયું હતું તે તો સમુદાયે જોયું હતું.

અને પછી તો સમુદાયની કલ્પનાતર્કવિતર્કના સર્પની લક્ષાવધિ ફણાઓ ઉભી થાય અને સળવળી ફુંફાડા કરવા માંડે તેમાં શું બાકી રહે ?

સ્વારી રાજમહેલમાં પહોંચી ત્યાં સુધીમાં તો આ પ્રસંગ અનેક રૂપમાં આલેખાવા માંડ્યો. એ અનેક રૂપમાં છાયા તો એકજ પ્રકારની હતી. "યુવરાજ અજાતશત્રુને કોઇ યોગીએ કોઇ મહાઘોર અકર્મ તેને હાથે થવાનું છે એવી ચેતવણી આપી છે."

મહાદેવી ચિલ્લણા વિજયી પુત્ર યુવરાજને પોંખવા આવી. તેનું રાજ્ઞી-હૃદય ભયભીત હતું; તેનું માતૃહૃદય વત્સલતાથી છલકતું હતું. તેનું પત્નીહૃદય પ્રાર્થનાલીન હતું. તેનું સ્ત્રીહૃદય અનેક કંપારીઓથી થરથરતું હતું.

માતંગરાજની પાછળ જ નવાં રાજમહિષી અને યુવરાજ્ઞીની પાલખી હતી. તેની આસપાસ વડારણોનું લલિત, લાવણ્યવંતું વૃંદ ગોઠવાયું હતું. આખું વૃંદ ધવળમંગળ ગાતું હતું. તેમની પાછળ કોશલ રાજકુળે જે કરિયાવર કર્યો હતો, તે તેમાં આવેલા હાથી, ઘોડા, ગાય, પાલખી, તાવદાન, મ્યાના, વસ્ત્રઅલંકાર, દાસદાસીઓના અનુક્રમમાં ગોઠવાઇ ચાલતો હતો.

ચિલ્લણાએ નવપરિણીત પતિને પોંખ્યો. પુત્ર અને પુત્રવધૂને તે રીતે પોંખ્યાં અને એ બંને જોડાંને કુલદેવતાને પગે લગાડયાં. પછી સ્ત્રીમંડળ અંતઃપુરમાં ગયું અને રાજમંડળ દરબારગૃહમાં ભરાયું.

ત્યાં વિજયનિવેદન થયું. સેનાની શૌર્યની કદર બૂઝવામાં આવી. લોકસન્માનની નજરો થઇ. બધું થઇ રહ્યા પછી યુવરાજ ઉભો થયો અને રાજાની પરવાનગી મેળવ્યા વિનાજ બોલ્યો.

"કોશલ રાષ્ટ્રે મગધનું ચક્રવર્તિત્વ સ્વીકાર્યું છે, પણ તેની સાથે વિદેહે એકવાર સ્વીકારેલું એ ચક્રવર્તિત્વ તિરસ્કાર્યાના સમાચાર આંહિ મળી ચૂકયા છે. જીવતા રાષ્ટ્રને નિવૃત્તિ હોઇ શકે નહિ. ચક્રવર્તિત્વ પ્રાપ્ત કરતો રાષ્ટ્ર આરામ લઇ શકે નહિ. વિજયને રસ્તે પળતું સૈન્ય વિસામાની આશા રાખી શકે નહિ. મગધસૈન્ય વિદેહ ઉપર આવતી કાલ સવારે કૂચ કરશે."

નગર અને બિમ્બિસારના કાન ઉપર યુવરાજનું આ નિવેદન અચાનક નવી કોઇ કાળી વાદળીના કડાકા સમું ત્રાટક્યું. કારણ કે કંધકે જે નિવેદન અજાતશત્રુને શ્રાવસ્તિમાં કર્યું હતું તે તો ફક્ત તાત્કાલિક યુવરાજને સચેનક તથા રાજકુંવરોની ગેરહાજરીથી ઉત્પન્ન થતો ક્રોધ નિવારવા માટે જ કર્યું હતું. તે એમ માનતો હતો કે એક વાર ક્રોધનું નિવારણ થયા પછી મહારાજ બિમ્બિસાર તથા મહાદેવી ચિલ્લણા અજાતશત્રુને વસ્તુસ્થિતિ સમજાવી શકશે અને તેને સચેનક તથા કુમારોને વૈશાલિમાં રહેતા દેવા સમજાવી શકશે.

---

## પ્રકરણ ૧૦ મું

### કંધકને કેદ

કંધકને પણ મનમાં દહેશતો તો હતી જ કે અજાતશત્રુને "વઢ નહિ તો વઢવાવાળો દે" એવું જોઇતું હતું. શ્રાવસ્તિની સંધિ થયા પછી તે ગમે ત્યાં પણ આક્રમણ કરવાનો વિચાર કરશે એ તેની ખાત્રી હતી. ચેટકને બંડખોર રૂપે જણાવવામાં જોખમ હતું અને અજાતશત્રુ તેને નસિહત પમાડવા વખતે લ્હડાઇ કરે એ સંભવિત હતું એમ કંધક જાણતો હતો છતાં પણ તાત્કાલિક રાહત મેળવવા તેણે ચેટકરાજનો ઉપયોગ કર્યો. એ રાહત મળી. બંને રાજકુંવરો અને ગજરાજ સચેનક અક્ષત વૈશાલિ પહોંચી ગયા અને ચેટકરાજે તેમનું ઘટતું સ્વાગત કર્યું. રાણી હંસગતિકા તથા કુંવરી સુજ્યેષ્ઠાએ હલ્લ અને વિહલ્લને બહુ જ વહાલથી પોતાની પાંખ નીચે લીધા અને તેમનું માતાની માફકજ જતન કરવાની કંધક પાસે પ્રતિજ્ઞા કરી.

હવે કંધકને વિચાર કરવાનો અવકાશ મળ્યો. તેની દહેશત વધવા માંડી અને તેને લાગ્યું કે ચેટકરાજને તેના ઉપર ઝઝૂમવાના ભય વિષે ચેતવણી આપવાની જરૂર છે એટલું જ નહિ પણ બને તો તે ભય

નિવારવા માટે પોતે રાજગૃહ જઈ અજાતશત્રુ પાસે ખુલાસો કરી આવવાની પણ જરૂર છે. તે આ પ્રમાણે વિચાર કરી પ્રબંધ કરવાનો નિર્ણય કરતા હતા તેટલામાં તો મગધ તરફથી ચેટકરાજના દરબારમાં અજાતશત્રુનો દૂત આવી પહોંચ્યો અને રાજાને સંદેશો આપવા ઇચ્છા બતાવી.

ચેટકરાજને બહુ નવાઇ લાગી. મગધના રાજકારણમાં અજાતશત્રુનો પ્રતાપ જામતો આવતો હતો તેની તેને ખબર હતી. કો અણચિંતવ્યા ભાવિના ભયથી ચિલ્લણા અને બિમ્બિસાર ધ્રુજતાં હતાં તેની પણ તેને ખબર હતી. પોતાનો દૌહિત્ર અત્યંત મહત્ત્વાકાંક્ષી અને નિષ્કંટકતાનો લોભી છે તે પણ તે જાણતા હતા. પણ પોતાને માથે કોઇ જાતના આક્રમણનો ભય ઝઝૂમે છે, તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો. તેણે હૈયે ધારણા ધરી અને દૂતને સંદેશ સંભળાવવા આજ્ઞા કરી.

સંદેશ ટૂંકો હતો. યુવરાજસેનાની અજાતશત્રુ સૈન્ય સાથે સીમાડા ઉપર પડ્યા હતા. મહારાજ ચેટકે તેનું ચક્રવર્તિત્વ સ્વીકારવા ભેટસોગાદ સાથે હાજર થવા અજાતશત્રુએ આજ્ઞા ફરમાવી હતી.

ચેટકનું અભિમાન ઘવાયું. બિમ્બિસારનું ફરમાન હોત તો તેને હજી આટલો ઘા લાગત નહિ. પણ દૌહિત્ર, યુવરાજ અજાતશત્રુ આવું ફરમાન મોકલે તે તેનાથી સહન થયું નહિ.

તેણે સંદેશ સ્વીકાર્યો, દૂતને રજા આપી અને રાતે કંધકને પોતાની રૂબરૂ બોલાવ્યો.

"મહારાજ !" કંધકે કહ્યું: "આપ અત્યારે સ્વમાનની વાત બાજૂ પર રાખો. ભવિષ્યમાં તક જોઇ જે કરવું હોય તે કરજો પણ અત્યારે કુંવર હલ્લ અને વિહલ્લ અને સચેનકનું અખંડ રક્ષણ કરો. આપનો એ ધર્મ છે. મહારાણી ચિલ્લણા અને મહારાજા બિમ્બિસારની એ આપને સોંપણ છે. નિર્ણય કરો. લડીને એ ત્રણેનો અને આપનો નાશ કરાવો છો કે ચિલ્લણાબા, બાપુ. ગજરાજ અને કુંવરોને સાચવી લેવા છે ?" કંધકે હકીકત બહુ જ નિષ્ઠુરતાથી નિવેદન કરી.

ચેટકરાજ મૂંઝાયા. સ્વાભિમાન કે અનેક પોતાનાનું હિત? મહા ધર્મસંકટનો વિચાર કરવાનો પ્રસંગ ઉભો થયો. બિમ્બિસાર સાથે લડતાં તેણે ફક્ત પોતાના જ કુલાભિમાનનો વિચાર કર્યો હતો. આજે મગધના રાજકુળ અને મગધ વિદેહના બે રાષ્ટ્રોનો એક સાથે વિચાર કરવાનો પ્રસંગ ઉભો થયો.

ઘણી મુશ્કેલીથી તે નિર્ણય ઉપર આવ્યા. તેણે કહ્યું: "કંધકરાજ! શી સલાહ છે? કાળજું કપાઇ જાય છે. પરંતુ હું હિત જોઇ શકું છું."

"મહારાજ!" કંધકે કહ્યું: "મને આપની મુદ્રા આપો. યુવરાજને સંતોષી પાછા વાળવાનો અધિકાર આપો અને પછી નિરાંતે સૂઓ."

ચેટકે ન છૂટકે કંધકને મુદ્રા તથા અધિકાર આપ્યાં. કંધક તે લઇને અજાતશત્રુની સીમા પર નાંખેલી છાવણીમાં આવ્યો. કંધકને જોતાં જ તે ધૂરકયો. "સામંતરાજ! કયાં છે એ વિદ્રોહી ચેટક? ચક્રવર્તીને કોઇ પિતા નથી; કોઇ વડિલ નથી; કોઇ બંધુ નથી. આ બાબત શું તેનાથી જોઇ શકાતી નથી?"

"મહારાજ!" કંધકે બહુ જ નમ્રતાથી કહ્યું: "આપની કલ્પનાથી ઉલટું ચેટકરાજ તે બરોબર જોઇ શકે છે. અને જ્યારથી મારૂં થાણું ત્યાં બેઠું છે ત્યારથી તો તેની નજર બરોબર ઉઘડી છે. તેમના તરફથી આપનાં ચરણોમાં મને નિવેદન કરવા વિનંતિ થયેલી છે કે આપ તેમની વૃદ્ધાવસ્થાનું અને તેમના આપના માતામહપદનું રક્ષણ કરી તેમને આપની પાસે હાજર થઇ આપનાં ચરણોમાં માથું ઢાળવાની ફરજ નહિ પાડો. તેના બદલામાં તે આપને સવાસો મણ વધારે રત્ન, સવા હજાર ગાયો અને સવાલાખ મણ અનાજની દરસાલ વધારે ખંડણી ભરશે."

અજાતશત્રુએ કંધકની સામે જોયું. તેનાં નેત્રોમાં ક્રોધ હતો. અવિશ્વાસ પણ હતો. તે બોલ્યો.

"સામંતરાજ કંધક! બહુ સારૂં. હું એ સ્વીકારૂં છું. માતામહ ચેટકનો આપ સમુદ્રક તામ્રપત્ર દસ્તાવેજ તો લાવ્યા હશો. રજુ કરો."

કંધકે એ દસ્તાવેજ, અને પોતાનાં પ્રમાણપત્રો રજુ કર્યાં. અજાતશત્રુએ એ બરોબર વાંચ્યા પછી પોતાના મંત્રી પાસે વંચાવ્યાં. મંત્રીએ એ તામ્રપટ્ટ, પ્રમાણપત્રો અને મુદ્રા બરોબર છે એવી ખાત્રી આપ્યા પછી અજાતશત્રુએ કંધકને કહ્યું.

"સામંતરાજ! તમારે માથે મારી પ્રીતિ છે અને તમે એટલા વિચક્ષણ છો કે તમે મને અને રાષ્ટ્રને કોઇવાર બહુજ કામમાં આવી શકો તેમ છે! હવે સાચું સાંભળશો? ગજરાજ સચેનક અને મારા નાના ભાઇઓને તમે મારાથી દૂર રાખવા આ બધી ખટપટ ખેલો છો. તમારી ખાતર હું તેમને હાથ કરવાની પ્રવૃત્તિ અત્યારે બંધ રાખું છું, પણ ચેટકરાજ સરખા ચાલશે તેની બાહિધરીમાં હું તમને રાખું છું. જે દિવસ ચેટકરાજ માથું ઉંચકશે અને મારા ભાઇઓને મારા વિરૂદ્ધમાં ઉભા કરશે તે દિવસે હું તમારો શિરચ્છેદ કરીશ. દરમ્યાનમાં તમે મારા કેદી છો."

તેણે ઇશારત કરી, ચાર સૈનિકો તંબુની બહારથી કંધકના શરીર પર ધસી આવ્યા. કંધકે તીવ્ર નજર કરી ચોપાસ જોયું. પછી હાથ લંબાવી તે બોલ્યો.

"મહારાજકુમાર, યુવરાજ! તમે સાચું કહો છો. હું એજ કરી રહ્યો છું અને હું આપનો કેદી થાઉં છું પરંતુ સાંભળી લ્યો. જે દિવસ આપ રાજકુંવરોની જીંદગી ઉપર હાથ નાંખશો તે દિવસ હું કારાગૃહમાંથી છૂટો થઇ આપની સામે ચેટકરાજના વિદેહને જ નહીં, પણ મગધને અને કોશલને ઉઠાડીશ."

કંધકે તલવાર હાથમાં લઇ તોડી નાંખી, સ્કંધ ઉપરથી ચાપ અને ભાથું લઇ પહેરેગીરોને સુપ્રત કર્યાં અને અદબ વાળી. ચારે પહેરેગીર તેની આસપાસ ચોખંડા ગોઠવાઇ ઉભા રહ્યા.

"સૈન્ય પાછું વાળો." અજાતશત્રુએ હુકમ કર્યો. "કંધકરાજ!" તેણે તેની સામે કરડાકીથી જોઇને કહ્યું: "હું મગધને ભારતચક્રવર્તી

કરવાની લાલસા રાખું છું. પિતાજી! તમે અને તમારા બીજા મળતિયાઓ મને તેમ ન કરવા દેવા પ્રવૃત્તિ કરી રહ્યા છો, પણ હું મગધને ભારતચક્રવર્તી કરીશ અને મારા રસ્તામાં પડેલા પત્થરોના ચૂરા કરીશ, કાંટાઓના ભાંગી ભૂક્કા કરીશ."

કંધકે જવાબ ન આપ્યો.

અજાતશત્રુ આસન ઉપરથી ઉઠયો. તંબુમાં તેણે આમતેમ આંટા મારવા માંડયા. ઝંઝાવાત સૂસવે તેમ તે ક્રોધથી સૂસવવા લાગ્યો. "ભારતવર્ષ એ એક રાષ્ટ્ર છે. આવાં નાનાં નાનાં રાષ્ટ્રખંડુકલાં શાં? આવાં નાનાં નાનાં રાજામહારાજાનાં રાજ્યુકલાં વળી શાં? ભારતવર્ષમાં એક રાજા જ હોય. એ રાજા અજાતશત્રુ થશે."

કંધકને લાગ્યું કે આ ઉદ્‌ગારોને ખાળવાની તેનામાં શકિત નથી.

અજાતશત્રુ તંબુમાં લટાર મારતો અટકયો. તે કંધકની પાસે આવ્યો. "સામંતરાજ કંધક! સાંભળો છો ને? અજાતશત્રુની ભુજા બહુ લાંબી છે. સચેનકને, કુંવરોને, ચેટકને કયાંસુધી નસાડશો? હિમાલયના બરફો સુધી, રામેશ્વરની ભૂશિર સાથે અફળાતા મહાસાગર સુધી, મણિપુરનાં જંગલો સુધી, દ્વારામતીનાં ગોમતીતટ સુધી અજાતશત્રુની આણ વરતશે. તમે બધા કયાંસુધી નાસશો?"

તે પાછો હઠયો "જાઓ" તેણે પહેરેગીરોને હુકમ કર્યો "તેને કારાવાસ શિબિરમાં બરોબર સાચવીને રાખો." તે મંત્રી તરફ ફર્યો. "મંત્રીજી! ચેટકની વધારાની ખંડણી દશ દિવસમાં રાજગૃહમાં આવી પહોંચે તેવું શાસન લખો."

## પ્રકરણ ૧૧ મું

## દયા એ પાપ છે

કંધકને લઇને અજાતશત્રુ પાછો રાજગૃહ આવ્યો. તેણે અજબ હોશિયારીથી કંધક અને પોતાનાં માતાપિતાની મનોવૃત્તિ સમજી લીધી હતી. કંધક ઉપર તેણે હાથ નાંખવામાં અજબ હિંમત વાપરી હતી. કારણ કે અભયકુમારની ખાલી પડેલી ગાદી ઉપર કંધકને તેની ચતુરાઇ, વિચક્ષણતા અને સમયસૂચકતાને લીધે નીમવાને મહારાજ બિમ્બિસારે વિચાર કર્યો હતો.

કંધકને કેદ કરીને અજાતશત્રુ આવ્યો છે તે જ્યારે મહારાજા બિમ્બિસારને ખબર પડી ત્યારે તેને બહુ દુઃખ થયું. તેણે નિશ્ચય કર્યો કે તેને તે પોતે છોડવી લાવે પણ મહાદેવી ચિલ્લણાએ ના પાડી. "મહારાજ, નાથ! આપ આજ્ઞા આપવા યોગ્ય છો; વિનંતિ કરવા યોગ્ય નથી. હું કોઇ કાળે કુણિક પાસે આપને અરજદાર તરીકે ઉભવા નહિ દઉં. રાજાને અને રાષ્ટ્રને કંધકો ઘણા સાંપડશે. રાષ્ટ્રને આપ તો એકજ સાંપડયા છો, બીજા સાંપડવાના નથી-" બિમ્બિસારે આ ઉપરથી વાત પડતી મૂકી.

રાજગૃહમાં આવ્યા પછી અજાતશત્રુએ મંત્રીપદ બંધ કર્યું અને પોતાના પ્રમુખત્વ નીચે અષ્ટપ્રધાનો ગોઠવ્યા. દિવસના ચોક્કસ ભાગ પાડી દરેક ભાગનું નિયમિત કાર્ય પોતે જ કરવા લાગ્યો અને જગતને જાહેર કર્યું કે મહારાજ રાષ્ટ્રકાર્યમાં વાનપ્રસ્થતા ભોગવે છે. મહારાજ પણ રાષ્ટ્રકાર્ય શિસ્તબંધ અને સરળતાથી ચાલવા માંડયું હોવાથી તથા નિત્યક્રમમાં અજાતશત્રુ શકિત અને ન્યાયથી વર્તતો હોવાથી જેમ બને તેમ વધારે દરજ્જે રાષ્ટ્રકાર્યમાં ફકત સાક્ષીભૂત રહેવા માંડયા.

આ અરસામાં દેવદત્ત શ્રાવસ્તિથી રાજગૃહ આવી પહોંચ્યો. પ્રસેનજિતને ત્યજીને તે ચાલ્યો ગયો. તે પછી તેણે કેટલાય દિવસ સુધી પોતાનો

આશ્રમ છોડયો નહિ. શ્રાવસ્તિમાં પોતે રચેલું ચક્ર કાર્યસિદ્ધિ માટે અસમર્થ નીવડયું તેથી તેને ખૂબ આઘાત લાગ્યો હતો અને રાજકુળમાં જ વ્રતભંગ દેખાઇ આવ્યાથી તેને પ્રસેનજિત્ ઉપર તિરસ્કાર આવ્યો હતો. તેજ રાતે પ્રસેનજિતને નગર મહાજને પદભ્રષ્ટ કર્યો હતો અને વિરૂદ્ધકને રાજતિલક કર્યું હતું. આ સમારંભમાં દેવદત્તે ભાગ લીધો નહોતો. વિરૂદ્ધકની ધર્મભાવના હજી અનિશ્ચિત હતી, અને તેના ઉપર ભગવાન્ બુદ્ધનો પ્રભાવ વિશેષ રીતે પડતો હતો.

દેવદત્તે અજાતશત્રુનો વિજય, યુદ્ધવિરામની શરતોનું પરિપાલન, લગ્નસમારંભ વગેરે તટસ્થ ઉદાસીનતાથી જોયું ! અને આશ્રમમાં તેણે વધારે કઠોર તપનો પ્રયોગ આદર્યો. વધારે સમર્થ અપાર્થિવ સત્ત્વોની શકિતને કોઇ ઘોર યંત્રમાં કેન્દ્રિત કરી. તેણે કેશ વધાર્યા. ફકત અડદ ઉપર જ દિવસો ગાળ્યા. નખને પાવડા જેવા થવા દીધા, લોખંડના ખીલાની શય્યા ઉપર સૂતો. મૌનવ્રત સેવ્યું, ધૂણીઓ ધખાવી અશાચ પાળ્યું. કોઇ શબ્દશકિતના નાડીચક્ર જેવા મંત્રનું અનુષ્ઠાન કર્યું.

આમ કરતાં મહિનાઓ વીતી ગયા. અજાતશત્રુનું રાજચક્ર વધારે ને વધારે સખત થતું ગયું. મગધનો આખો રાષ્ટ્ર એક બુદ્ધથી એક આંગળીની પ્રેરણાપર ચાલવા માંડયો અને તેના અંગેઅંગમાં શકિતકોપ સીંચાયા. કાશી, કોશલ અને વિદેહના પ્રાણ કોઇ અગાધ ગેબી ઉચ્છ્વાસથી મગધ ચૂસવા માંડયું. કાશી તો સાવ નિશ્ચેષ્ટ પરવશ થઇ પડયું. પ્રસેનજિત્ અને વિરૂદ્ધક ખુબ અકળાવા માંડયા. ચેટકનો જીવ પણ તરફડવા માંડયો. આ રાજયંત્રની શકિત અને દાહ જોઇ દેવદત્તના મનમાં અજાતશત્રુ માટે પ્રીતિ અને માન ઉત્પન્ન થયાં. તેણે એકદિવસ નિશ્ચય કરીને આશ્રમ છોડયો અને રાજગૃહ તરફ પગલાં વાળ્યાં. પોતાની અપાર્થિવ શકિતઓથી, તપશ્ચર્યાથી, હઠયોગનાં અનેકવિધ અનુષ્ઠાનોથી, તાંત્રિક સિદ્ધિઓથી રાષ્ટ્રને દારૂણ ભીતિ પમાડતો દેવદત્ત એક દિવસ રાજગૃહમાં આવી પહોંચ્યો.

જે વખતે દેવદત્ત રાજભવનમાં પગ મૂકયો તે વખતે અજાતશત્રુ પાસે બે શૂદ્રોને લઇને નગરપરિભ્રામકો હાજર થયા હતા. એક શૂદ્રે એક વેપારીનો ભાર ઉંચકતાં આળસ કરી માણસે ઉંચકવાના વજનથી ઘણો ઓછો ભાર ઉંચકયો હતો. બીજા શૂદ્રે એક બ્રાહ્મણ પાસે ત્રાંબાના પણ હતા તેમાંથી થોડા પોતાના ઉપયોગમાં લીધા હતા. આવા પ્રસંગોમાં મહારાજ અભયકુમાર અપરાધીને ઉપદેશ દેતા. કર્મ, સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણની પરસ્પર પ્રવૃત્તિ સમજાવતા; આત્મ-દમનનાં વ્રતો સૂચવતા.

અજાતશત્રુએ પહેલા શૂદ્રને પાંચ ઘડી સુધી એક મહાબોજ માથે વહી ઉભા રહેવાની અને બીજા શૂદ્રને તેનાં કાંડાં કાપી નાંખવાની સજા ફરમાવી. દરબારમાં હાહાકાર વ્યાપી રહ્યો. અનાથપિંડિકજીએ પોતે યુવરાજને દયાધર્મ ઉપદેશ્યો અને સજા ઓછી કરવા અરજ કરી.

“દયા !” અજાતશત્રુએ ઉગ્રતાથી કહ્યું: “દયાની વાત મગધરાષ્ટ્રમાં કરશે તેને દેશનિષ્કાન્તિ અથવા તો દેહાંતનો દંડ થશે.”

જે યુવરાજ અનાથપિંડિકજીની વિનતિ ન સ્વીકારે એને બીજાઓ તો શું કહે? છતાં નગર મહાજને મહારાજા બિમ્બિસારને અરજ કરી સજા ફેરવાવવા નિશ્ચય કર્યો.

આજ વખતે દેવદત્તે રાજભવનમાં દર્શન દીધાં. “દીર્ઘાયુર્ભવ,” કહી તે અંદર પેઠો. તેનું ઉંચું પ્રચંડ શરીર, તેલથી રસકતાં જટાનાં ગુંચળાં, મજબૂત ગંઠાળો દંડ, બોખરો સાદ, એ બધાથી આખો સમૂહ ચકિત અને સ્તબ્ધ થઇ ગયો હતો. તેને કોઇએ અટકાવ્યો નહિ.

અનાથપિંડિકજીએ દેવદત્તને ઓળખ્યો. “યુવરાજ મહારાજ ! આ તો દેવદત્ત મુનિ.” અને પછી તે ડાહ્યા વૈશ્યે ભયંકર, અવૈશ્ય ભૂલ કરી. “મહારાજ” તેણે કહ્યું: “આપ દેવદત્ત મુનિને પૂછો—આપની સજા અમાનુષ છે. ક્રૂર છે. સજા વિઘાતક ન હોય, મહારાજ ! દંડ સુધારક, અતિનિવર્તક હોય.” શેઠે આજીજી કરી અજાતશત્રુને કહ્યું.

અજાતશત્રુએ દેવદત્તને નખશિખ નિહાળ્યો. "ભલે." તેણે કહ્યું અને આખી હકીકત દેવદત્ત સમક્ષ મૂકાઇ.

બધું સાંભળી દેવદત્તે કહ્યું: 'શિથિલતા એજ પાપ છે. પ્રસેનજિતે કોશલ કેમ ખોયું એ ખબર છે? શિથિલતામાં. બ્રાહ્મણોએ ગુરૂપદ કેમ ખોયું તે ખબર છે? શિથિલતામાં. સ્ત્રીજનો વ્રત કેમ ચૂકે છે તે ખબર છે? શિથિલતાથી. બૌદ્ધસંઘ પંથપરથી ચલાયમાન કેમ થતો રહે છે તે ખબર છે? આચારની શિથિલતાથી. સમજ, ઓ યુવરાજ! સમજો ઓ રાજગૃહના નગરજનો!" તેણે હાથ ઉંચો કરી કહ્યું: "દયા શિથિલતા છે. પ્રતિજ્ઞાની દઢતા અને નિશ્ચલતા એજ ધર્મ છે. જે રાજા નિયમને શિથિલ કરે છે, આજ્ઞાને અધુરી રાખે છે, દંડને કોમળતા અર્પે છે તે રાજા પાપી છે. જે જે બુદ્ધિમાન્ વિપ્ર રાજાને કે ગૃહસ્થને યમ-નિયમમાં, આચારવિચારના નિર્ણયમાં અને પરિપાલનમાં શિથિલ થવા સલાહ આપે છે તે પાપી છે."

તે અટક્યો. પણ નગરજનો તેમની સ્તબ્ધતામાંથી જાગે તે પહેલાં તે ફરી બોલ્યો.

"યુવરાજ! ફરી કહું છું કે દયા એ શિથિલતા છે. તેં દીધેલો દંડ યોગ્ય છે. તેમાં ફેરફાર કરવો એ પાપ છે."

અને અજાતશત્રુએ કહ્યું: "મુનિ દેવદત્ત! દઢતા અને ટેકનો દેવણહાર જ ખરો સલાહકાર છે. આપ ભલે પધાર્યા. રાજરક્ષા આપના નિવાસ વગેરેની વ્યવસ્થા કરશે." તેણે અનાથપિંડિકને ઉદ્દેશી કહ્યું: "આપ પિતાજીને અરજ કરવા ઇચ્છો છો?"

શેઠને હવે બહુ આશા નહોતી. છતા દયાધર્મના ભક્ત અને ઉપાસક આ વૈશ્યે ડૂબતો માણસ તણખલાને પકડે તેમ બિમ્બિસારનો આશરો લીધો. તેણે તેને અરજ કરવા ઇચ્છા બતાવી અને અજાતશત્રુએ મંત્રીને મહારાજ પાસે બધી હકીકત રજૂ કરવા તથા તેનો અંતિમ નિર્ણય મેળવવા આજ્ઞા કરી. જ્યાં સુધી, બિમ્બિસાર જીવન્ત હોય,

સિંહાસનસ્થ હોય, અધિકારપ્રવૃત્ત હોય ત્યાં સુધી તે રાજા તો ખરોજ ને ? તેનો નિર્ણય ગમે તેવા વજ્રલેપ નિર્ણયને ઉથાપે અને ગમે તે રાષ્ટ્રજનને તે નિર્ણય મેળવવાનો તો હક ખરો જ. અજાતશત્રુએ તે વિષે કશો વિરોધ ન બતાવ્યો. સંધ્યાકાળે મહારાજનો નિર્ણય આવ્યો. "ન્યાયાસનથી ન્યાયાધીશના નિર્ણયને રાજા ન ફેરવે." મહાજન નિરાશ થયું. મગધમાં યંત્રદઢતા અને વ્રતપાલનનો નવો યુગ શરૂ થયો. રાજશાસનમાંથી વત્સલતા અને દયા, ઋજુતા અને પ્રીતિ નીકળી ગયાં. તે જ દિવસે પ્રભાવતી યુવરાણીએ ઉદયાશ્વને જન્મ આપ્યો.

---

## પ્રકરણ ૧૨ મું

### કંધક છૂટો થાય તો—

અજાતશત્રુના યુવરાજ અમલને પાકાં પાંચ વરસ વીતી ગયાં છે. અભયકુમાર તો સ્મૃતિમાત્ર થઇ ગયો છે. મગધનું રાષ્ટ્રજીવન સતત યુદ્ધના ધોરણ ઉપર રચાઇ ગયું છે. વર્ણોમાં અનેક શ્રેણિઓ અને ગણો પડયા છે.

બિમ્બિસાર મહારાજ જીવે છે. એ હજી મહારાજા છે. પરંતુ તેનાં હાથપગ, આંખકાન યુવરાજ અજાતશત્રુ છે. કૌસલ્યા દેવી જે રીતે એકાએક પ્રકાશમાં આવ્યાં હતાં તે રીતે ફરી અંધકારના ગર્ભમાં છૂપાઇ ગયાં છે; પણ મહાદેવી ચિલ્લણા હજી સતત સાવધાન અને પ્રવૃત્તિશીલ છે. લોકો કહે છે કે યુવરાજ અજાતશત્રુ જો કોઇથી દબાતો હોય, કોઇનું કહ્યું માનતો હોય તો તે મહાદેવી ચિલ્લણાથી જ, મહાદેવી ચિલ્લણાનું જ: પણ એમ પણ કહેવાય છે કે ચિલ્લણાદેવી કોઇ અપૂર્વ પ્રસંગે જ યુવરાજને કંઇ પણ કહે છે.

કંધક હજી નજરકેદ જ છે. અજાતશત્રુએ તેને કદિ પણ ક્ષમા આપી જ નથી. યુવરાજ બરોબર સમજે છે કે સામંતરાજ કંધક તો

કેવળ માતાપિતાની ઇચ્છાનું હથિયાર છે; વફાદાર, રાજભક્ત સેવક છે. પણ માતાપિતાને જે સજા તે કરી શકતો નથી તે સજા તેણે કંધકને કરી છે.

વૈશાલિમાં ચેટકરાજ રાજ્ય કરે છે. સચેનક અને કુંવર હલ્લ તથા વિહલ્લ હજી ત્યાં જ છે. અજાતશત્રુએ તેમને ત્યાં જ રહેવા દીધા છે. બિમ્બિસાર મહારાજે કે ચિલ્લણાદેવીએ તેને રાજગૃહમાં તેડાવવાનો કદિ વિચાર સરખો પણ કર્યો નથી. ચેટકરાજ મગધને ખંડણી આપ્યા કરે છે. તેના મનમાં એમ હતું કે એકવાર એ ખંડણી આપ્યા પછી તે કોઇપણ બહાને અટકાવી અથવા બંધ કરી શકાશે. પણ અજાતશત્રુનું વજ્રયંત્ર લોખંડી સખતાઇથી દરવરસ નીમેલે દિવસે તે ખંડણી વસુલ કરે છે.

કોસલ શ્રાવસ્તિમાં અજાતશત્રુને પગલે વિરૂદ્ધક યંત્ર ગોઠવી ચલાવી રહ્યો છે. વિરૂદ્ધક હજી યુવરાજપદ ભોગવે છે. પ્રસેનજિત્ નામનો રાજા છે પણ પ્રસેનજિતને કશી સત્તા કે પ્રતિષ્ઠા નથી. તે તો પાઠપૂજા, તાંત્રિક જંત્રો અને મંત્રોમાં જ દિવસ વ્યતીત કરે છે.

ભગવાન્ ગૌતમ શાક્યમુનિ બુદ્ધત્વસિદ્ધ થયા છે. તેમનો દિવસે દિવસે કીર્તિપુંજ વધે છે. ભગવાન્ મહાવીર વર્ધમાનનો સ્વતંત્ર જિનશાસનનો પ્રચાર પણ વૃદ્ધિંગત થતો જાય છે. પણ અજાતશત્રુનો રાજગુરુ તો દેવદત્ત જ છે. અજાતશત્રુને ધર્મ તરફ કશી વૃત્તિ નથી. પરંતુ રાષ્ટ્રને ચક્રવર્તી બનાવવા માટે રાષ્ટ્રદેહની આસપાસ પોતાની સૈન્યશૃંખલા ખૂબ સખ્તાઇ અને જોરથી સાંકળી લેવામાટે ધર્માચાર્ય દેવદત્તનાં શાસનો અજાતશત્રુને ઘણાં જ ખપમાં આવે છે. તે દેવદત્તની સલાહ લેવાનો પણ વારંવાર ડોળ કરે છે. દેવદત્તનું સ્વાભિમાન તેથી પોષાય છે.

અજાતશત્રુનો પુત્ર ઉદયાશ્વ—ઉદયન હવે પાંચમા વર્ષમાં પ્રવેશ કરી ચૂકયો છે. યુવરાજને તેને કેળવવાનો વખત નથી. તે તો રાષ્ટ્રને

ચક્રવર્તિત્વ પ્રાપ્ત કરાવવામાં પડયો છે, પણ મા તે છોકરાને મ્હોંએ ચડાવે છે, તેના દરેક કોડ પૂરા પાડે છે અને બિમ્બિસાર મહારાજના રાજ્યમાં અજાતશત્રુના દોરસાથે ઉદયાશ્વનો બાળકદોર પણ વધતો ચાલે છે.

આ પાંચ વરસનું અવલોકન સામંતરાજ કંધકે કારાગૃહમાં પોતાની કોટડીમાં બેસીને કર્યું. તેને હવે નિષ્પ્રવૃત્તિક જીવનનો કંટાળો આવવા માંડયો હતો. કંઇ એવું કરવાનાં તેને સ્વપ્ન આવતાં હતાં કે જેથી તેને છૂટો કરવાની, તેને માનમરતબાવાળે સ્થાને ફરી સ્થાપવાની અજાતશત્રુને ફરજ પડે.

તેની મુશ્કેલી એ હતી કે તે અજાતશત્રુનો ભકત હતો અને સાથે સાથે પોતાની સોંપણનો વફાદાર હતો. સચેનક અને હલ્લ વિહલ્લ એ તેની પાસે અનામત મૂકેલી ચિલ્લણા અને બિમ્બિસારની થાપણ હતા. તેમને બેવફા થઇને તે અજાતશત્રુને પોતાની ભક્તિ અર્પી શકે તેમ નહોતું.

તેણે જેલ તોડવાનો વિચાર કર્યો. તે વિચાર આવતાં તેણે પોતાના નિવાસની કોટડી તપાસી. એ કોટડી તો તરત તૂટે તેવી હતી. અજાતશત્રુ તેને ખાસ સખત જાપતામાં રાખતો નહિ. તેને પોતાને કંધક ઉપર પ્રીતિ હતી. તે માણસ ઉપયોગી છે એમ તે જાણતો હતો. કંધકને એ વિચાર આવ્યો. જો અજાતશત્રુ તેના ઉપર જૂલમ કરતો હોત, તેના ઉપર વેર રાખતો હોત, તેને કનડતો હોત તો તે જરૂર ક્યારનોય જેલ તોડી છૂટો થઇ ભાગી ચૂકયો હોત, પણ ખાલી નરમ કેદમાંથી છૂટા થઇ જવામાં કોઇ મરદાઇ નથી એમ તેને લાગ્યું. જેલ તોડીને છૂટા થવાનો ખ્યાલ કંધકના મરદ દિલને બહુ રૂચ્યો નહિ.

'પણ કારાગૃહમાં કાંઇ હમેશાં પડયું રહેવાશે ?' તેણે પોતાના દિલને પૂછયું અને છૂટાં જીવનને ટેવાયેલા તેના દિલે ચોખ્ખી ના પાડી. ઘણાં વરસ બંધનમાં કાઢયાં. હવે કાઢવાની જરૂર નહોતી રહી.

બપોરે તેનું ભોજન આવ્યું. કંધકે ભોજન લઇ આવનારને રોક્યો. "ભા ! જરા અધિકારીજીને કહે કે આંહિ આવે. મારે કામ છે." કંધકે તેને હુકમ કર્યો.

ભોજન મૂકી તે સંદેશો પહોંચાડવા ગયો, અને તરત જ અધિકારીને લઇને આવ્યો.

"કેમ, બાપુ ! મને કેમ બોલાવ્યો ?" અધિકારીએ માનીતા રાજકેદીને પૂછ્યું.

"ભા ! તમે આજ સાંઝના યુવરાજ બાપુ પાસે જાઓ ને હું કહું તે કહી આવો. સાંભળો." કંધક બોલ્યોઃ અધિકારીએ તે ધ્યાનથી સાંભળવા કાન માંડયા.

"કહેજો કે બાપુ ! હવે કંધક બન્ધનથી થાકયો છે. જો તેને છૂટો નહિ કરો તો પંદર દિ પછી પોતાની મેળે છૂટો થશે."

"કંધક ભા ! સાચું કહો છો ?" અધિકારીએ વિસ્મય પામી પૂછ્યુંઃ "આમ જ કહેવું છે ?"

"એમ જ, અક્ષરેઅક્ષર." કંધકે કહ્યુંઃ પછી વધારે બોલ્યાચાલ્યા વિના તે પીરસાયેલા ભોજનથાળ પર બેઠો. અધિકારી ચાલ્યો ગયો.

સાંજના તે રાજભવનમાં ગયો અને અજાતશત્રુને કંધકનો સંદેશો કહ્યો. અજાતશત્રુએ એ સંદેશો બરોબર સાંભળ્યો.

"અધિકારી ! કંધકને કહેજો કે અજાતશત્રુનું કેદખાનું જે માણસ મારી રજાવિના જીવતો છોડે છે તે બીજા ઘણાઓના જીવને જોખમમાં નાંખે છે. સામંતરાજને છૂટા કરવાની હું ના પાડું છું."

રાતે અધિકારી પોતે કંધકનું ભોજન લઇને તેની પાસે ગયા અને યુવરાજનો આ ભયંકર જવાબ તેણે શબ્દશઃ કંધકને સંભળાવ્યો.

કંધકે તે જવાબ સાંભળ્યો. તેણે બહુ વિચાર કર્યો. વિચારને અંતે પોતે છૂટા થવાનો ખ્યાલ તેણે પડતો મૂકયો.

પણ અજાતશત્રુ વધારે ચેત્યો. તેને તેના ઉપર સત્તાધર, તેના વજ્રલેપ હુકમોને ઉથલાવવાનો અધિકાર ધરાવનાર તરીકે પાંચ વર્ષ

પહેલાં મહારાજ બિમ્બિસાર નજરમાં આવ્યા હતા. મહારાજ બિમ્બિસાર પોતાનો એ અધિકાર અજમાવતા નહોતા એ વાત સાચી, પણ કદિ તેના મનમાં કંઇ આવે અને એ અધિકાર અજમાવવા તૈયાર થાય તો શી સ્થિતિ ઉભી થાય?

યુવરાજ હમેશાં પહેલેથી જ એ સ્થિતિ માટે તૈયાર હતો. પિતા સામે ખુલ્લું બંડ ઉઠાવી રાષ્ટ્રમાં આભ્યન્તર કુલીન વિગ્રહ જગાવવા તેણે મક્કમ ઠરાવ કરી રાખ્યો હતો. તેને ખાત્રી હતી કે તેને પોતાને વિજય મળશે. તેનું યંત્ર કાબેલ, ચોક્કસ, હિસાબ પ્રમાણે કામ આપે તેવું હતું.

પણ કંધકે તેની પાસે આજે બીજી સંભાવના મૂકી હતી. કંધક ધારે તો સખતમાં સખત કારાગૃહમાંથી છટકી શકે તેમ હતું. કંધકની શક્તિવિષે અજાતશત્રુને જરીમાત્ર પણ અંદેશો નહોતો.

કંધક છૂટો થાય તેનો તેને ભો નહોતો. છૂટો કંધક જેવી રીતે સચેનકને અને રાજકુંવરો હલ્લ વિહલ્લને મગધની બહાર સેરવી ગયો તેમ જો બિમ્બિસારને બહાર સેરવી જઇ મગધ સિવાયના કોસલ વિદેહ કાશી રાષ્ટ્રોમાં બળવો જગાડે તો શું થાય?

રાજગૃહમાં રહેલા બિમ્બિસારને વશ રાખવો એ સહેલું હતું. મગધની સીમા બહાર ચાલ્યા ગયેલા, પોતાના અને કંધકના સંયુક્ત બુદ્ધિબળથી કામ કરતા બિમ્બિસારનો તો અજાતશત્રુને ય બહુ ભય લાગતો.

ભયસ્થાન દૂર કરવું એ રાજાનું લક્ષણ છે. "રાજા તો હું જ છું ને?" અજાતશત્રુએ પોતાને કહ્યું: "હાસ્તો. એમાં કાંઇ શંકા છે?" પોતે પોતાને જવાબ આપ્યો.

તે ઉઠયો. ઉઠતાં પહેલાં મન સાથે થોડાક નિશ્ચયો કરી લીધા. આમતેમ ફરી એ ભોજનશાળામાં ગયો. આજે યુવરાજ ચિલ્લણામાને રસોડે જમવાનો હતો. ચિલ્લણા ઉદયાશ્વને ખોળામાં બેસાડી યુવરાજની રાહ જોતી હતી.

અજાતશત્રુ આવ્યો. હાથમ્હોં ધોઇ તે પાટ ઉપર બેઠો. તેની સન્મુખ રૂપાના બાજોઠ ઉપર થાળ મંડાયો. આ વખતે ઉદયાશ્વ દાદીના અંકમાંથી ઉઠ્યો. એકાએક મ્હોંએ ચ્હડાવેલ બાળક અજાતશત્રુના થાળ પાસે ગયો અને કોણજાણે કઇ આસુરી આંતર પ્રેરણાથી તેણે પકવાન્નથી ભરેલા થાળમાં મૂત્રશૌચ કર્યું.

---

## પ્રકરણ ૧૩ મું

### ચૂડાકર્મ કરવું છે.

અજાતશત્રુની આંખમાંથી અંગારા નીકળી ગયા. ચિલ્લણાને ભય લાગ્યો કે આજે ઉદયાશ્વનું આવી બન્યું, પણ બીજી જ પળે અજાતશત્રુ પિતા બની ગયો. ઠંડોગાર થઇ, ઉઠી, વહાલથી ઉદયાશ્વને પકડી એક ચુંબન ભરી તે બોલ્યો: "આ તે રાજકુંવરની રીત કહેવાય કે બેટા? આવું તો શ્વપચનો દીકરો પણ ન કરે!"

તેણે રસોયાને થાળ ઉંચકી લેવા આજ્ઞા કરી અને નવો થાળ આવ્યો ત્યાંસુધી ઉદયાશ્વને રમાડયા કર્યો. ચિલ્લણા પોતાના ઉગ્ર પુત્રને વત્સલતામાં આ પ્રમાણે પીગળી જતો જોઇ રહી અને આશ્ચર્યમાં પડી. પિતૃહૃદયનો વિચાર કરવા લાગી. છેવટે ન રહેવાયું એટલે બોલી: "કુંવર, કુણિક! જોયું ને છોરૂ કછોરૂ થાય તો પણ માવતર કદિ કમાવતર થઇ શકે છે? તમને ય રાત જાગી જાગી તમારાં પરૂવાળી આંગળીઓ ચૂસી ચૂસી છાના રાખ્યા છે હો ભા!"

અજાતશત્રુએ ઉદયાશ્વને છોડી દીધો. નવો થાળ પીરસાઇ ગયો હતો. તે વગર બોલ્યે જમવા માંડયો. પણ ચિલ્લણાના શબ્દોએ તેનું જમવું ઝેર કરી દીધું હતું. બિમ્બિસારની સંનિધિ અને આયુષ્ય તેને ખટકવા માંડયાં હતાં, એ વાત તો હવે પ્રસિદ્ધ હતી. ચિલ્લણાના શબ્દોએ તેને બતાવ્યું કે, ગમે ત્યારે માતા અથવા બીજું કોઇપણ બટુકાવસ્થાની વાતો યાદ લાવી તેના હૃદયની દઢતાને ઉપકારસ્મરણથી શિથિલ બનાવવા પ્રયત્ન કરે.

તેણે ભોજન પૂરું કર્યું, પછી મુખવાસ લેતાં લેતાં તેણે ચિલ્લણાને કહ્યું: “માતાજી ! ભાઈઓને મોસાળમાં બહુ રહેવાનું થયું. મારો વિચાર તેમને હવે આંહિ બોલાવવાનો થાય છે.”

ચિલ્લણાનું પ્રસન્ન, ગૌરવવંતું મ્હોં પડી ગયું. અજાતશત્રુએ તે જોયું, છતાં તેણે તે ન જોયું કર્યું અને કહ્યું: “આપ પિતાજીને કહો અને તેમની સંમતિ હોય તો ભાઈઓને હવે આંહિ બોલાવો. ઉદયાશ્વને પણ તેમનો પરિચય કરાવવો છે.”

તે ઉઠ્યો. તે પછીનો સમય તે પ્રભાવતી પાસે ગાળવાનો હતો. તે ત્યાં ગયો. પ્રભાવતીને લઇ તે પલંગમાં પડ્યો. યુવરાજ સૂતો અને પ્રભાવતી તેની પડખે બેસી વાતો કરવા માંડી.

“ઉદયાશ્વ હવે મોટો થયો–તેનું ચૂડાકર્મ તો કરો.” પ્રભાવતીએ કહ્યું.

“તારો દીકરો હજી બહુ બાળક છે. તેણે આજે શું કર્યું તે ખબર છે ?” યુવરાજે પ્રભાવતીને પુત્રનાં પરાક્રમ કહી બતાવ્યાં.

“તે તમે એને સંસ્કાર વિહોણો રાખો તો એમ જ કરે ને ? તેને કાંઇ સંસ્કાર થાય, મન ઉપર છાપ પડે કે હવે આમ ન થાય અને આમ ન કરાય ત્યારે તે સમજે. ત્યાં સુધી તો એ બાળકનો બાળક રહેવાનો.” પ્રભાવતીએ રાજાને આગ્રહ કર્યો.

“ભલે, ત્યારે મુહૂર્ત કઢાવો. માતાજીને કહો એટલે વ્યવસ્થા કરે.” અજાતશત્રુએ કબૂલ કર્યું.

“અને ઉદયનને હવે જગત્ જોવાની ઇચ્છા થાય છે. બહાર, નગરમાં અને રાષ્ટ્રમાં ફરવા જવાનું મન થાય છે.”

“તે મોકલો. પરિચારકો નથી ?”

“પરિચારકો તો છે, પણ વાહન નથી.” પ્રભાવતી દેવીએ ધીમેથી કંઇ મ્હોં ચ્હડાવી કહ્યું.

“વાહન ? કેમ ? વાહનો તો જોઇએ તેટલાં છે.”

“ક્યાં છે ? પાલખી મ્યાના છે. તાવદાન છે. ઘોડાં છે અને થોડાં હાથીનાં મદનિયાં છે. આપના પુત્રને ચઢવા યોગ્ય ગજરાજ ક્યાં છે ?”

અજાતશત્રુને લાગ્યું કે પ્રભાવતીને હજી બોલવાનું કંઇક બાકી છે.

"હું કોસલમાં સાંભળતી કે મગધરાજને ત્યાં ઇંદ્રરાજાના ઐરાવત જેવો ગજરત્ન સચેનક છે. મને મનમાં કોડ હતા કે એ ગજરાજ ઉપર છડી સવારીએ હું વારંવાર, વારતહેવારે સજોડે નીકળીશ. મારા તો કોડ મનના મનમાં જ રહી ગયા. સચેનક ઉપર મારો દીકરો તેની પહેલી સવારી પણ એક શુકન તરીકે કરે તેમ લાગતું નથી." પ્રભાવતી દેવીએ છાતીપરથી પાલવ લઇ આંખને અડકાડયો. આંસુ ટપકયાં હોય અને મ્હોં ભીનું થયું હોય તેમ તેણે પાલવથી મ્હોં લૂછ્યું.

"ઉદયાશ્વને ચૂડાકર્મનો સંસ્કાર કરો તો ભાઇશ્રી આંહિ મોસાળુ લઇને આવે." યુવરાજ્ઞીએ પતિને કહ્યું: "બડવો રૂઠયો ચ્હડાવે તે વખતે ઉદયાશ્વ સચેનકપર બેસે, પછી ભલે પાછા તેના કાકાઓ સચેનકને રાખી મૂકે ને ભોગવે. પણ મારે મગધમાં પરણ્યાનો અને ઉદયાશ્વને મગધમાં જન્મ્યાનો લ્હાવ શો?"

અજાતશત્રુના દિલમાં આ વાત ઉતરી. તેણે માતાને કુંવરોને વૈશાલિથી તેડાવવાનું કહ્યું હતું. સાથે સાથે ઉદયાશ્વનો ચૂડાકર્મ સંસ્કાર કરવા સચેનકને પણ મંગાવવાનું કહેવું ખોટું ન ગણાય. તેણે પ્રભાવતીને આશ્વાસન આપ્યું, આરામ પૂરો કર્યો અને કચેરીમાં જવા પહેલાં ફરી માતાજીને ઓરડે ગયો.

ચિલ્લણા અને બિમ્બિસાર, બન્ને સાથે જ બેઠાં હતાં. યુવરાજને પધારતા જોઇ બંને કંઇ વધારે ચિન્તાયુકત થયાં. "આવો, કુંવર!" બિમ્બિસારે કહ્યું: "કુશળ છો?"

"હા, પિતાજી."

"આજ કાંઇ માના ઓરડા બબ્બેવાર ઉજાળ્યા, કુણિકભા!" ચિલ્લણાએ કહ્યું.

"માતાજી!" અજાતશત્રુ આસન લેતાં લેતાં બોલ્યો: "મને પછી વિચાર આવ્યો કે આજ્ઞા હોય તો ઉદયાશ્વને ચૂડાકર્મ સંસ્કાર પણ

કરી નાંખીએ અને શ્રાવસ્તિ ખબર મોકલાવીએ એટલે તેના મામાનો વિચાર મોસાળું કરવાનો હોય તો તે પણ એ બહાને આંહિ આવે અને "બડવો ફરયો" ચ્હડાવીએ તો તે માટે સચેનકને પણ હલ્લ અને વિહલ્લ સાથે લાવે. ઉદયાશ્વ સચેનક પર એકવાર સ્વારી કરી પાવન થાય. પછી ભલે કુંવરો સાથે એ હાથી પણ પાછો જાય," અને તેણે સૂચક રીતે ઉમેર્યું: "જો કુંવરો આંહિ જ રહે તો પછી સચેનક પણ આંહિ જ રહેશે. વૈશાલિમાં હવે થાણાનું કશું કામ નથી."

"ચૂડાકર્મ કર્યાવિના તો છૂટકો નથી." બિમ્બિસારે કહ્યું.

"કુણિકને ઘેર આ પહેલો પ્રસંગ છે. ઘર શોભતું તો કરવું જ જોઇએ ને?" ચિલ્લણાએ કહ્યું.

બન્નેનાં હૃદય કંપતાં હતાં, પણ બન્નેની ના કહેવાની કે બીજો કોઇ માર્ગ સૂચવવાની હિંમત ચાલતી નહોતી.

"ભલે, કરો. ઉદયાશ્વ હવે એટલી ઉમરનો તો જરૂર થયો છે."

અજાતશત્રુ ઉઠયો. "પિતાજી! ત્યારે હું આ બધી વ્યવસ્થા કરૂં છું." તેણે વડિલની આમન્યાનાં રૂપ તે સાચવતો આવ્યો હતો તે રીતે સાચવીને કહ્યું. તે કચેરીમાં ગયો, અને ત્યાં એક નિવેદકને આજ્ઞા કરી: "જા, કારાગૃહના અધિકારીને કહે કે કંધકને આંહિ લાવે."

યુવરાજ બીજાં કામોમાં પરોવાયો. સમય થતાં કંધક આવ્યો. તેના ચહેરા ઉપર મ્લાનતા હતી. તેને જીવનમાં રસ રહ્યો હોય તેમ લાગ્યું નહિ. આવીને તે કેદીને છાજે તેમ અક્કડ ઉભો રહ્યો.

અજાતશત્રુએ તેની સામે જોયું અને નિસાસો નાંખ્યો. "સામંતરાજ! તમે રાષ્ટ્રના કે કૂળના?" તેણે પૂછ્યું.

"હું વટનો." કંધકે જવાબ આપ્યો.

"તમને મારે કામ સોંપવું છે, કરશો?"

"હું આપનો રાજકેદી છું."

"હું તમને છૂટા કરૂં. મારે ઉદયાશ્વનું ચૂડાકર્મ કરવાનું છે. બડવા ફરયાની સવારી ચઢાવવી છે. એ સવારીમાં સચેનક હાથીની અને ઉદયાશ્વના બન્ને કાકાઓની જરૂર છે."

કંધકે જવાબ ન આપ્યો.

"તેમને આંહિ લઈ આવો."

કંધકની જીભ ઉપર હતું કે, "યુવરાજ, અને તમે કામ થઈ રહ્યા પછી તે બધાને પાછા મોકલશો ?" પણ એ વાક્ય બહાર ન નીકળ્યું.

અજાતશત્રુની ઇચ્છા તેમને પાછા મોકલવાની હોઇ શકે જ નહિ.

"સંદેશો લઇ જઇશ."

"સંદેશો તો પારેવાં પણ લઇ જઇ શકે છે. તેને માટે કંધકની જરૂર નથી, સામંતરાજ !" અજાતશત્રુએ તીવ્રતાથી કહ્યું.

"ભા, મને કેદખાનું ગમે છે." કંધકે કહ્યું.

"ભલે, સામંત ! હું વૈશાલિ માણસ મોકલું છું. જો મારૂં મનમાન્યું થયું તો ઠીક છે, નહિ તો તમારૂં સૂનું કેદખાનું ગુંજતું ગાજતું કરવા કોઇ સોબતી પણ મોકલી આપીશ."

તેણે પહેરેગીરને ઇશારત કરી. કંધકને ખંડ બહાર લઇ જવામાં આવ્યો.

---

## પ્રકરણ ૧૪ મું
## તાડકા ડાકિણીનું વન

સૂર્યકાન્તા દેવી શ્રાવસ્તિના કોશલ નરેશ પ્રસેનજિતનાં મહારાણી જે દિવસે અજાતશત્રુના સૈન્યમાં પકડાઇ ગયાં તે દિવસ હમેશાં યાદ કરતાં હતાં. તે દિવસ એવું બન્યું હતું કે તેણે કોટના ગરનાળા નીચે ખાઇના ભંડક પાસે પોતાના દયિત જાર સાથે સંમેલન ગોઠવ્યું હતું અને તે જારમાટે તળેલાં મત્સ્ય અને મદિરાનો કટોરો તૈયાર કર્યો હતો.

આ જાર અજાતશત્રુનો પરિચારક હતો અને યુવરાજે શ્રાવસ્તિને ઘેરો ઘાલતી વખત તેને એ શહેર જો બળથી ન પડે તો કળથી

પાડવાનો આદેશ આપ્યો હતો. તેણે નગરમાં એક માલણ મારફત પ્રવેશ કર્યો. જ્યાં ગઢમાં ગરનાળું હતું ત્યાં જ ખાઇમાં એક આરસનો ચોતરો હતો. એ ચોતરા વચમાં કુંડી હતી અને કુંડીમાં કોશલાધિપ રામનાં પગલાં હતાં. કુંડીમાંના ચોતરાની એક બાજૂ પોલી હતી અને તે અંદરથી ઉઘડી શકતી હતી. તેમાં શ્રાવસ્તિના એક જૂના ઘરમાંથી ભોંયરૂં આવતું હતું.

અજાતશત્રુનો આ માણુસ ખાઇને કાંઠે તપાસ કરતો ફરતો હતો તે વખતે માલણ પગલાં ઉપર ફૂલ ચડાવતી હતી. ઇતિહાસે આ માણુસનું નામ આપણને આપ્યું નથી, પણ એમ દેખાય છે કે, તેણે અજાતશત્રુની મહત્ત્વાકાંક્ષાને રૂપ આપવામાં મોટો ફાળો આપ્યો હતો, અને તે હમેશાં તેની પાસે જ રહેતો હતો. તે યુવરાજનાં તમામ સાહસ કાર્યોમાં અગ્રણી ભાગ લેતો. તેના દુશ્મનો, તેના કેદીઓ, તેના પિતા, તેના પિતાના સાગરિતો વગેરેના ઉપર તે જ નજર રાખતો.

તેણે એ માલણને ત્યાં જ દબાવી અને લાલચમાં નાંખી. આ માલણ સૂર્યકાન્તા દેવીની ખાસ પ્રિય માલણ હતી. સૂર્યકાન્તા અત્યંત વિલાસિની હતી અને પ્રસેનજિત્ કે વિરૂદ્ધકને જરાપણ ખબર પડયા વિના તેણે પોતાનો વિલાસ ખૂબ વધાર્યો હતો. જ્યારથી પ્રસેનજિત્ દેવદત્તના સમાગમમાં આવી વ્રત અને હઠયોગનો ઉપાસક બન્યો હતો ત્યારથી તો સૂર્યકાન્તા તદ્દન નિરંકુશ બની હતી. તેણે પોતાની માલણનો ખૂબ છૂટથી ઉપયોગ કરવા માંડયો. પહેલાં તે માલણને પોતાને માટે જાર પસંદ કરી લાવવાનું મોકલતી અને એ જાર સાથે ઉપર કહેલા ભોંયરાવાળા ઘરમાં યથેચ્છ વિહાર કરતી. તેનાથી થાકતી ત્યારે તે તેને ઝેર દઈ મારી નંખાવતી. પણ આવો વિહાર બે ત્રણ વરસ ચાલતો.

હમણાં હમણાંમાં તે છાશવારે જાર બદલવાની શોખિન થઈ હતી. તેના જારને તે અંધારામાં જ મળતી. ગુપ્ત ભેટ આપતી અને અધરાતે બોલાવી મ્હોંસૂઝણું થયા પહેલાં વિદાય કરી દેતી. માલણ પણ

જારને આંખે પાટા બાંધી ખાઇના ભોંયરાવાટે લઇ આવતી; પાછી આંખે પાટા બાંધી બહાર લઇ જતી.

જે દિવસે અજાતશત્રુનો સેવક માલણ ઉપર પગ લપસાવી પડયો તે દિવસ સૂર્યકાન્તાએ તેને હુકમ કર્યો હતો કે નવો કોઇ જાર પકડી લાવવો. માલણ એ જ શોધમાં હતી અને કોઇ નહિ સૂઝવાથી વખતનો વ્યય કરવા ખાતર પગલાંને ફૂલ ચડાવતી બેઠી હતી. મગધસેવક તેના શરીરપર લપટીને પડવાથી તેને જ રાણીપાસે લઇ જવાની માલણને સ્ફુરણા થઇ આવી અને પુરૂષના ચેનચાળાને આ ચકોર માલણ તદ્દન અનુકૂળ બની. શિરસ્તામુજબ સૂર્યકાન્તાનો અને શ્યેનકનો,–મગધસેવકનું ઇતિહાસે નામ નથી આપ્યું પણ આપણે નામ પાડીએ–બન્નેનો પરિચય ચાલુ થયો.

હમણાં હમણાંમાં સૂર્યકાન્તાનો એક જાર સાત આઠ દિવસથી વધારે ટકતો નહિ. તે તરત કંટાળી જતી અને અડવાડિયું પૂરૂં થાય તે પહેલાં તો પચ્ચીસવાર માલણપાસે નવા જારની માગણી કરતી. પરંતુ શ્યેનકનો સમાગમ થયા પછી કોઇ અજબ રીતે સૂર્યકાન્તાનો હવસ શાન્ત પડયો અને લગભગ પંદર દિવસ થયા છતાં તેણે માલણ પાસે અસંતોષ પણ ન બતાવ્યો અને નવા જાર માટે ઇચ્છા પણ ન બતાવી.

સૂર્યકાન્તા ખરેખર શ્યેનકના મોહમાં પડી હતી, અને પ્રસેનજિતે જે રીતે શ્રાવસ્તિ ઉપર ઘેરો પડયા પછી વ્રત અપવાસ આદર્યાં અદરાવ્યાં હતાં તેથી તે કંટાળી જઇ રાજમહેલ અને રાણીપદ છોડી શ્યેનક સાથે ન્હાસી જવા તૈયાર થઇ હતી. શ્યેનક તેને ઓળખી શકયો ન્હોતો પણ દરરોજ રામપગલીએ હાજર થવું અને ત્યાંથી પોતાની દયિતાના સમાગમમાં અંધારી બાંધી દોરાવું તેથી ત્યાં ગુપ્તદ્વાર હોવાનો તેને સંશય ગયો હતો. સૂર્યકાન્તા સાથે વાતો કરતાં રાણીએ હમેશ માટે તેની થઇ રહેવા રજા માગી હતી. શ્યેનકે તે યાચના સ્વીકારી હતી અને ઘેરાને એકવીસમે દિવસે રામપગલી પાસે મળવાનો, ત્યાં સાથે ભોજન કરવાનો અને પછી શ્યેનકની ગામડાની ઝુંપડીમાં જઇ તેના ઘરમાં બેસવાનો સૂર્યકાન્તા દેવીએ ઠરાવ કર્યો હતો. શ્યેનકની ઇચ્છા

રામપગલીના ભોંયરાનો દરવાજો બરોબર જોઇ લેવાની, સૂર્યકાન્તાને જો ઠીક પડે તો ઘરમાં બેસાડવાની, નહિતર બીજી કોઇ રીતે તેને દાબી દેવાની હતી. એ પશુપુરૂષને પ્રેમ જેવું કશું હતું નહિ. તેને તો હરેક જમાનામાં "બાંકે સિપહિયાં"ને જે અનુભવો થાય છે તેવો જ એક આ થોડા વખતનો અનુભવ હતો.

પરંતુ પરમેશ્વરને કરવું તે સંકેત પૂરો થાય તે પહેલાં અજાતશત્રુએ જે રાતે અભયકુમારને દૂર કર્યો તે રાતે શ્યેનકને મહારાજા બિમ્બિસારના દેખીતી રીતે પરિચારક તરીકે અને ખરી રીતે પહેરેગીર તરીકે સાથે જવા હુકમ કર્યો. એટલે સંકેત સંકેતને ઠેકાણે રહ્યો અને શ્યેનક તે પૂરો કર્યાવિના રવાના થયો. સૂર્યકાન્તાના સુભાગ્યે કે પછી અજાતશત્રુના સુભાગ્યે સૂર્યકાન્તા યુવરાજના હાથમાં પડી અને સ્ત્રીસહજ સમયસૂચકતાથી તેણે તેના શરણની યાચના કરી. શ્રાવસ્તિના વિજયમાં અજાતશત્રુએ તેનો કેવી રીતે ઉપયોગ કર્યો તે તો આજે પાંચ વરસથી દરેક મગધનિવાસીને માહિત છે.

શ્યેનકથી પાછું શ્રાવસ્તિ અવાયું નહિ, પણ પ્રસેનજિતના હાથમાં પાછી પડેલી સૂર્યકાન્તા શ્યેનકને ભૂલી નહિ. તેણે તેની ભાળ કાઢવા માલણ ઉપર જુલમ કરવા માંડયો. માલણે જ્યારે કબૂલ કર્યું કે એ તો મગધનો સૈનિક હતો ત્યારે મગધમાં તેની ભાળ કઢાવી, પરંતુ શ્યેનક પોતે મગધમાંથી જ કોઇ વિચિત્ર રીતે ગેબ થયો હતો. રાજાઓની નોકરીનું કંઇ કહ્યું જાય છે?

એક દિવસ મદિરા પી શ્યેનક કાંઈ બકવા માંડયો અને તે યુવરાજને કાને પડયું. તે દિવસ પછી કોઇએ શ્યેનકને જોયો નહિ. તેનું મુડદું કોઇએ બાળ્યું નથી. તેનું ભૂત પણ કોઇએ જોયું નથી. શ્યેનકનું ગમે તેમ થયું હોય, પણ સૂર્યકાન્તા નિરાશ થઇ બમણી ઉત્કટતાથી, છૂટી રીતે પોતાની વિષયવાસના તૃપ્ત કરવા માંડી. શ્રાવસ્તિમાં છાશવારે કામદેવ સમા પુરુષો ગુમ થવા માંડયા. અનેક સ્વરૂપવાન શવો લગભગ રોજ રામપગલીના વનમાં સડતાં નજરે

પડવા માંડ્યાં. લોકોમાં એ વન માટે અજબ કોઇ વહેમો ઉભા થવા માંડ્યા. તે તાડકા ડાકણનું વન કહેવાવા માંડ્યું. તેના તરફ દિવસે પણ માણસોની આવજાવ ઓછી થઇ ગઇ. સૂર્યકાન્તાની માલણને જારના વાંધા પડવા માંડ્યા. રાણીની ઉત્કટ વિષયવાસનાને પૂરી નહિ કરી શકવાથી એક દિવસ માલણ પણ પોતાના માળીને સમજાવી વૈશાલિ રહેવા ચાલી ગઇ. સૂર્યકાન્તાએ તો હથિયાર, સાધન પણ ગુમાવ્યું.

આ ઘટનાને પાંચમું વર્ષ વીતતું હતું. સૂર્યકાન્તા જેમ જેમ અકળાતી હતી તેમ તેમ તેની પ્રસેનજિત્ તરફની ઘૃણા વધતી ગઇ. એ ઘૃણાએ પણ વિપરીત રૂપ લીધું. તેણે અનેક પ્રકારે પ્રસેનજિતને મોહમાં નાખ્યો. તેને અનેક વનસ્પતિઓ, ઘી, અવલેહો ચટાડ્યાં પરંતુ સૂકાઇ ગયેલાં વૃક્ષો કદિ સજીવન થયાં છે? કચડાઇ ગયેલી લતાઓ ફરી ચેતનવંતી બની છે? પ્રસેનજિત્ રાણીને સંતોષી શક્યો નહિ. રાણી તેને મેણાં મારવા માંડી. ઉઘાડે છોગ તેણે પ્રસેનજિતની ફજેતી કરવા માંડી. તેનું જીવન રાણીએ ઝેર કરી દીધું.

એક રાતે તો સૂર્યકાન્તા ખરેખર ડાકિની બની. તેણે પ્રસેનજિતનો ખૂબ માર્યો; માર્યા પછી પોતે પુરુષપોશાક પહેરી તેને પોતાની સાથે નગરચર્યા જોવા આવવા આગ્રહ કર્યો અને ફરજ પાડી. ચર્યા જોતે જોતે તેને ભોંયરાવાળા ઘરમાં લઇ ગઇ. ત્યાં તેને ઝેર પાયું. તે મરી ગયા પછી તેના શબને પોતાને ખંધોલે ઉંચકી રામપગલીને બારણે બહાર કાઢી તાડકા ડાકિણીના વનમાં ફેંકી આવી, તેજ દરવાજે તે પાછી આવી મહેલમાં દાખલ થઇ. પણ અચાનક જ તેને સામે યુવરાજ વિરૂદ્ધક મળ્યો.*

---

* ભરતેશ્વર બાહુબળી વૃત્તિ (પાનું ૧૦૧ જૂઓ) જ્યાં એમ કહેવામાં આવ્યું છે કે, રાણી સૂર્યકાન્તાએ પોતાના પ્રતિ "પ્રદેશી" (પ્રસેનજિત)ને ઝેર આપ્યું, કારણ કે તે વ્યભિચારિણી હતી. (પ્રાચીન ભારતવર્ષ અંગ્રેજી આવૃત્તિ ભાગ ૧. પાનું ૮૭ મું નોટ ૪૮ મી.)



# ખુશબો

## સ્ત્રીનું આકર્ષણ શસ્ત્ર છે.

આ મનોહર સેન્ટની અજમાયશ કરો

# ઓટો દીલબહાર

(રજીસ્ટર્ડ)

તમારા રૂમાલ પરના થોડાં ટીપાં ૪૮ કલાક પછી પણ તાજાં જ લાગશે. તે ફુલોના જથ્થાને ઘટ્ટ બનાવીને અનુકુળ શીશીઓમાં ભેગું કરવામાં આવે છે.

તે એકદમ તીવ્ર નથી, પરંતુ મધુર અને મૃદુ છે. હમણાં જ એક બાટલી ખરીદો, અને તમો તેને તમારી માનીતી ખુશબો બનાવશો. ૩ આનાની ટીકીટ મોકલી સેમ્પલ શીશીથી અજમાયશ કરો.

**તેમાં કે આલ્કોહોલ સ્પીરીટ નથી તે તો ફુલોનો જથોજ છે જેને દબાવી અને ઘટ બનાવીને તમારા ખાસ લાભ માટે નાની શીશીઓમાં ભરવામાં આવે છે.**

## OTTO DILBAHAR

*A garden of flowers compressed in a bottle*

**જુદી જુદી સાઈઝમાં વેચાય છે.**

**૧ ડ્રામ બોટલના રૂા. ૦-૧૨-૦ ૧/૪ આઉંસ રૂા. ૧-૪-૦**

**સુગંધીત કાર્ડ ડઝન ૧ ના ૦-૫-૦ વી. પી. ચાર્જ જુદો.**

## દીલબહાર ઓઈલ (રજીસ્ટર્ડ)

મગજને ઠંડક અને વાળને વધારી-સુંવાળા બનાવનાર આ મધુર-સુવાસીક તેલ આપ એક વખત વાપરી જુઓ. બાટલી ૧ ની કીંમત રૂ. ૧) ટ. ખ. જુદું. ૦॥। આનાની સ્ટાંપ મોકલી નમુનો મફત મંગાવો.

**એજન્ટસ-ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું. મુંબઈ ૨.**

# પ્રકરણ ૧૫ મું

## સંનિપાત

તાડકા ડાકિણીના વનના હાહાકારથી વસતિ ત્રાસી ઉઠી હતી અને યુવરાજ વિરૂદ્ધકે તે ત્રાસથી વસતિને બચાવવા માટે બંદોબસ્ત કરવા માંડયો હતો. તેણે પોતે શ્રાવસ્તિ નગરના સાંકડા. છૂપા રસ્તાઓ ઉપર ફરવા માંડયું હતું, અને સૂનાં, અવાવરૂ, અને અંધારાં ઘરોની મુલાકાત લેવા માંડી હતી. પાછલી બારીએથી સૂર્યકાન્તા રાજમહેલમાં ચોગાનમાં દાખલ થઇ ત્યારે તેજ બારીએથી ભોંયરાવાળા છૂપા ઘરની ગલીમાં યુવરાજ ફરવા નીકળતો હતો.

તેણે અંધાર પછેડો ઓઢયો હતો અને આંગળીએ એક અમૂલ્ય મણિવાળી હીરાજડિત વીંટી પહેરી હતી. સૂર્યકાન્તાનો ઓળો બારીમાંથી અંદર ચોગાનમાં દાખલ થતો તેણે જોયો કે તરત જ તે તેની સામે ગયો અને તેના ઉપર વીંટી ચમકાવી. શિખળ વિખળ વાળ, ચોળાઇ ગયેલી સાડી, ધસમસતો શ્વાસ, પસીના ભીનું વદન, આ વેષે સૂર્યકાન્તા દેવીને જોઇને તેના મનમાં ફાળ પડી; કારણ કે અચાનક કોઇ પ્રેરણાથી તેના મનમાં ઉગી આવ્યું કે, તેને તાડકા ડાકિણીના વનનો ભેદ જડગો છે. સૂર્યકાન્તા ખરેખર કોઇ શાકિણી જેવાં જ લાગતી હતી. મહેલમાં આવતાં પહેલાં તેણે ભોંયરાવાળા ઘરમાં રાખેલો સ્ત્રીવેશ ધારણ કર્યો હતો. તેની આંખોમાંથી અગ્નિ ઝરતો હતો. તેની ચાલ મદોન્મત્ત અને અસ્વસ્થ હતી. તેનું રૂપ સુંદર છતાં પણ ભયંકર હતું.

"માતાજી !" વિરૂદ્ધકે પૂછયું: "પિતાજી કયાં ? આ વેષે આમ કયાં ગયાં હતાં ?"

સૂર્યકાન્તાએ જવાબમાં ભીષણ અટ્ટહાસ્ય કર્યું અને તાલી પાડી. વિરૂદ્ધકને વધારે ભેદની માહિતી ન મળી. તેની સામે ઉભેલી સૂર્યકાન્તાનું ચિત્ત ભમી ગયું હતું. વર્ષો સુધી સેવેલી વિષયવાસનાની અતિશયતા પાપ અને ચિત્તભ્રમમાં પરિણમી હતી.

વિરૂદ્ધકે તેના ખભાપર હાથ મૂકયો. તેણે એકાએક પોતાનો નાગણના ફીંડલા જેવો ચોટલો સાવ છોડી મૂકયો, ફરીથી હાસ્યની કિલકિલારી કરી અને ચંડીની માફક વિરૂદ્ધક ઉપર છલાંગ મારી. વિરૂદ્ધકનો નળગોટો તેના હાથમાં આવી ગયો, અને યુવરાજ ગુંગળાવા લાગ્યો.

સંનિપાતનું જોર હમેશાં અસાધારણ હોય છે. વિરૂદ્ધક કાંઇ બહુ બળવાન્ નહોતો. સંનિપાતપરવશ સૂર્યકાન્તાએ તેનો નળગોટો જોરથી દાબવા માંડયો અને સાથે કિલકિલાર તથા અટ્ટહાસ્ય કરવા માંડયાં.

એ કિલકિલાર અને અટ્ટહાસ્યે યુવરાજને બચાવ્યો. કારણ કે ચોગાનમાં પોતાના સ્થાનપર પહેરો ભરતા પહેરેગીરોએ તેનો અવાજ સાંભળ્યો અને રાજમહેલમાં કદિ નહિ સાંભળેલા આ અવાજની તપાસ કરવા તેઓ ચોતરફથી દોડી આવ્યા. યુવરાજની આંગળીએ મણિ ચમકતો હતો અને તેનું લાલ અજવાળું પ્રચંડ ચંડી માફક ઘૂમતી સૂર્યકાન્તા દેવીના વાળ, ચમકતી આંખોવાળું આવેશયુક્ત, બુદ્ધિવિહીન મુખ તથા વિરૂદ્ધકના ગળાની આસપાસ ચીપટીમાં સંકડાયેલા હાથ બતાવતું હતું.

યુવરાજના મ્હોમાંથી ફીણ નીકળી ગયાં હતાં. તેનું ભાન જતું રહેવા માંડયું હતું. પરિચારકોએ રાણીને તો એકદમ ન ઓળખી; પણ તેઓએ એ કરાળ ડાકિની સ્વરૂપમાં તાડકા ડાકિણીના વનની તાડકાને પહેચાની લીધી અને બધાએ તેના ઉપર તૂટી પડયા. અનેક પુરૂષ હાથોએ વિરૂદ્ધકના ગળાની આસપાસ બાઝેલી મડાગાંઠ છોડાવી અને ચીસ પાડતી, હસતી, ત્રાડ નાંખતી, ધમપછાડા કરતી ડાકણને કબજામાં લઇ બંધનમાં નાંખી. તે વખતે વિરૂદ્ધકના હાથની વીંટીનું અજવાળું સૂર્યકાન્તાના મ્હોં ઉપર પડયું અને પરિચારકોએ ડાકિણીના રૂપમાં મહારાણીને દેખ્યાં.

બધાંની સ્તબ્ધતાનો પાર રહ્યો નહિ, પણ તે વખત ચર્ચા કરવાનો કે ઘોંઘાટ કરવાનો ન હોતો. કેટલાકોએ રાણીનાં બંધન સખત કર્યાં અને તે ચસે નહિ તેટલા માટે તેની પાસે જ ઉભા રહ્યા. બીજાઓએ વિરૂદ્ધકની સંભાળ લેવા માંડી. થોડા પાણી લેવા ગયા. તેમણે પાણી લાવી વિરૂદ્ધકના મ્હોં ઉપર છાંટયું. પંખો લઇ આવી બીજાઓ પવન ઢોળવા લાગ્યા. થોડીવાર પછી વિરૂદ્ધક સ્વસ્થ થયો.

પણ સૂર્યકાન્તાનો સંનિપાત તો ચાલુ જ રહ્યો. તેનું—મગજ તો ખરેખર ચસકી ગયું હતું. તેને ધનુર્વા થયો હતો. તે જીવતે મૂઇ હતી. તેને સજા કરવામાં પણ સાર ન હોતો, કારણ કે તે હવે સજા સમજી શકે તેમ ન હોતું.

તેને બરોબર સકંજામાં રાખવા હુકમ કરી વિરૂદ્ધક પિતાની શોધમાં ગયો. તેણે મહેલનો ખૂણે ખૂણો તપાસ્યો, પણ પ્રસેનજિત્ હોય તો મળેને? આખી રાત તે શોધમાં ગઇ, પણ રાજાનો પત્તો મળ્યો નહિ.

ડાકિનીના ભયથી ત્રાસી ગયેલી શ્રાવસ્તિ નગરી પર સૂર્યોદય થયો. આ સમયે મગધથી અજાતશત્રુના દૂતો ડાકિનીવનમાંથી નગર તરફ આવી રહ્યા હતા. તેમની આસપાસ પ્રાતઃકાળના પ્રાણ અને સુગંધ નહોતાં. પંખીઓનો કિલકિલાટ નહોતો. ચોતરફ ગીધ ઉડતાં હતાં અને ગંધ મારતાં મુડદાંને કોચતાં હતાં.

જે સ્થળે મગધસૈન્યનો મુકામ હતો તે સ્થળે હજી પૂરાં પાંચ વરસ તો વીત્યાં નહોતાં, છતાં આવી ભીષણ નિર્જનતા અને સ્મશાન-રૂપતા જોઈ તેમને આશ્ચર્ય થયું. પૂછે પણ કોને? એટલામાં તેમની નજર એક તરતના અવસાન પામેલા જેવા દેખાતા મડદાપર પડી. તેમણે તો એમ જ ધારી લીધું કે શ્રાવસ્તિની વસતિએ લાસને બાળવાનો રીવાજ છોડી દીધો હશે અને મરેલાં કલેવરોને આ વનમાં છોડી જવાનો રીવાજ ગ્રહણ કર્યો હશે.

તાજેતરમાં આવા પૈશાચી રીવાજનું કોનું કલેવર ભોગ થઇ પડયું હશે તે જાણવાના કુતૂહલથી એક દૂતે નીચે ઉતરી, તેને ઠોલવા આવતા ગીધને ઉરાડી તે કલેવરને નીરખવા માંડયું.

“આ તો મહારાજા પ્રસેનજિત્!” બન્ને દૂતો એક સાથે બોલી ઉઠયા. અત્યંત અચંબો પામી, ત્યાં ને ત્યાં શોકદર્શક વસ્ત્રો બદલી તેઓ નગર તરફ ચાલ્યા.

નગરમાં આવી તેઓએ રાજમંત્રીને નિવેદન કરાવ્યું કે, "મહારાજા વિરૂદ્ધકને નિવેદન કરો કે મગધથી રાજદૂતો આવ્યા છે. તેઓ પ્રસેનજિત્ મહારાજાના અવસાનથી શોક દર્શાવે છે અને આજ્ઞાની રાહ જૂએ છે."

આ હકીકત નિવેદન થતાં જ મંત્રી તેમને લેવા આવ્યા. બીજું કંઇ પણ કહ્યા વિના તેણે તેમને કહ્યું: "આપ મહારાજની સમક્ષ પધારો." આટલું જ કહી મંત્રી આગળ થયા.

વિરૂદ્ધક અખંડ ઉજાગરો કરી રાજકક્ષામાં બેઠો હતો. તેની પાસે જઇ મંત્રીજીએ સીધું કહ્યું; "મહારાજ ! આ બે મગધદૂતો મહારાજા પ્રસેનજિતના અવસાન નિમિત્તે ખરખરો કરે છે !"

વિરૂદ્ધકે પોતાનું મ્લાન, થાકેલું વદન ઉંચું કરી શિથિલ નેત્રોથી તેમને નિહાળ્યા. "કોણ કહે છે કે મહારાજા પ્રસેનજિત્ અવસાન પામ્યા છે?"

એમાંથી એક દૂત આગળ આવી, નમન કરી બોલ્યોઃ "મહારાજ ! ક્ષમા કરો. દક્ષિણ તરફના વનમાં અમે અનેક માનવકલેવરોને ગીધ-પક્ષીઓથી ઠોલાતાં જોયાં. અમે અનુમાન કર્યું કે ત્યાં આપે શ્રાવસ્તિનું શ્મશાન નિર્મ્યું હશે અને લાસને દહન કરવાનો રીવાજ ત્યજી દીધો હશે. આ કલેવરો સાથે અમે મહારાજા પ્રસેનજિતનું લગભગ ત્રણ પ્રહર પહેલાં જ મૃત્યુ પામેલું કલેવર જોયું, તેથી તો અમે આ શોકવસ્ત્રો ધારણ કર્યાં."

વિરૂદ્ધકે નિઃશ્વાસ નાંખ્યો.

"આડંબર ટકાવી રાખ્યે શો લાભ છે ? આપ અમને મહારાજાનું કલેવર બતાવશો તો ઉપકાર થશે. અમે મહારાજને જ શોધીએ છીએ." વિરૂદ્ધકે કહ્યું: "આપનો બીજો સંદેશો અમે પછી સાંભળીશું."

દૂતોએ આ વાત કબૂલ કરી. તેમણે વિરૂદ્ધક, મંત્રીઓ અને પરિચારકોને જ્યાં તેમણે પ્રસેનજિતનું કલેવર જોયું હતું ત્યાં દોર્યા. કલેવર હજી એમનું એમ પડયું હતું. માત્ર થોડા ઉંડા ઠોલ પડયા હતા, અને માંસના લોચા બહાર ખેંચાયા હતા.

વિરૂદ્ધકને પોતાને પોતે પિતાસામે બંડ ઉઠાવ્યું હતું તે અને તેમના તરફ ઘૃણા બતાવી હતી તે યાદ આવ્યું. તેની આંખમાંથી

પસ્તાવાનાં આંસુ ખરી પડયાં. શવને મહેલમાં પધરાવી ઘટતી અંત્યેષ્ટિ ક્રિયા કરાવવાની મંત્રીઓને સૂચના આપી તે ત્યાંથી પાછો વળી ગયો. મગધદૂતોને સાથે આવવા તેણે ઇશારત કરી એટલે તેઓ તેની સાથે પાછા ફર્યા.

રસ્તે ચાલતાં ચાલતાં વિરૂદ્ધકે પૂછ્યું: "શું મગધરાજને કામ પડયું?"

"જી, મહારાજ! કંઇ ખાસ નથી. કાલે અથવા શોક મૂકો તે પછી દરબારમાં થશે." દૂતોએ કહ્યું:

"એ તો યુવરાજે કહેવડાવ્યું છે કે કુમાર ઉદયાશ્વને ચૂડાકર્મ-સંસ્કાર કરવો છે તો મામેરૂં લઇ આપ પધારશો અને સમારંભમાં ભાગ લેશો. હવે હમણાં તો આપ આશૌચકાર્ય ઉકેલો પછી સર્વ થઇ રહેશે."

વિરૂદ્ધકે જવાબ ન આપ્યો, પણ તે વિચારમાં પડયો.

---

" અમૃત તુલ્ય "
આયુર્વેદનું અણમૂલ રત્ન
આતંક નિગ્રહ ગોળીઓ
જીવનશકિત વધારી, બળ, બુદ્ધિ અને યૌવનની રક્ષા
કરે છે અને વધારે છે.
ઇ. સ. ૧૮૮૧ થી અજોડ
કિ. ૩૨ ગોળીનો રૂા. એક.
આતંક નિગ્રહ ઔષધાલય,
જામનગર ( કાઠીઆવાડ )
મુંબઈ શાખા : કાલબાદેવી રોડ, ભાંગવાડી પાસે.
અન્ય શાખાઓ : કલકત્તા, પૂના, મદ્રાસ, સિંગાપોર, રંગૂન, કોલમ્બો, ઇંદોર, કરાંચી, આગ્રા, બેંગલોર.
" અમૃત તુલ્ય "
" અદ્વિતીય "

## પ્રકરણ ૧૬ મું

### કાંસાનાં ચગદાં

જ્યારથી હલ્લવિહલ્લ અને સચેનક વૈશાલિમાં આવીને રહ્યા હતા અને રાજગૃહમાં અજાતશત્રુનો પ્રભાવ વધવા માંડયો હતો ત્યારથી જ મહારાજ ચેટકે છૂપી રીતે વૈશાલિને મજબૂત કરવા માંડયું હતું. કંધકે તેને અજાતશત્રુ સાથે દુશ્મનાવટ નહિ માંડતાં ખંડણી વધારી દેવા અને મગધચક્રવર્તિત્વની નઝર મોકલવા સલાહ આપી હતી, ત્યારે એ પગલાના ડહાપણ સંબંધે ચેટકના મનમાં ઘણો વસવસો રહેતો હતો, પણ જમાઈ તથા દોહિત્રોના હિત વિચારીને તેણે તે વાત પણ મંજૂર કરી. કંધક તે અનુરોધનિવેદન લઇ અજાતશત્રુ પાસે ગયો ત્યારે તેને યુવરાજે કેદ કર્યો, એ પણ ચેટકના અગ્નિમાં ઘી ઉમેરનારૂં થયું. પણ તેના સલાહકારોએ કંધકનું માથું જોખમાવવા અને તેની બાંહેધરીને કાળી ટીલી ન લાગવા દેવા ચેટકને સમજાવ્યો અને વૈશાલિ તે વખતે પણ શાંત રહ્યું.

તે પછી ચેટક વૈશાલિને વજ્ર જેવું અભેદ્ય કરતો રહ્યો અને અજાતશત્રુ પોતાનો પ્રતાપ મગધમાં જમાવતો ગયો. વૈશાલિ ઉપર પણ યુવરાજની નજર રહ્યા કરતી અને માતામહ તેને છેહ ન દઇ જાય તેની તે પૂરેપૂરી સાવધાની રાખતો. ચેટકે પણ સંધિની શરતો અજાતશત્રુની શિસ્તબંદી સમજી જઇને બરોબર પાળ્યા કરી અને વિદેહનાં જંગલો અને ટેકરીના ગર્ભમાં પોતાની તૈયારીઓ કર્યાં કરી. ચેટક અજાતશત્રુ સાથે અથડાવામાટે હવે રાહ જ જોતો હતો.

યુવરાજના અમલના પાંચમા વરસમાં એક દિવસ ચેટકરાજને મગધનું નિમંત્રણ આવ્યું. આ નિમંત્રણપર મહારાજ બિમ્બિસારના અક્ષર હતા. તેમાં જણાવ્યું હતું: "અમારા યુવરાજના કુમાર ઉદયાશ્વનું ચૂડાકર્મ કરવાનું મુહૂર્ત નિર્ધારવા અમે વિચાર કર્યો છે. તે સમય

મોસાળું લઇને કોશલનરેશ તરફથી પણ મોસાળિયાં આવવાનાં છે અને મગધના રાજકુળને યોગ્ય સમારંભ થશે. આ સમારંભમાં યુવરાજનાં પોતાનાં મોસાળિયાં તથા બીજાં સંબંધીઓ હોય એ યોગ્ય જ છે અને મારી અને યુવરાજની એવી તીવ્ર અભિલાષા છે. તેથી આ નિમંત્રણ દેખત ગજરાજ સચેનક સાથે મગધ રાજકુંવર હલ્લ તથા વિહલ્લને જેમ બને તેમ ત્વરાથી રાજગૃહ તરફ રવાના કરશો અને આપ સહકુટુંબ આપને મુહૂર્તની તિથિ વાર નિવેદન થાય એટલે આ તરફ પધારવા ગોઠવણુમાં રહેશો."

ચેટકે બિમ્બિસારની સહી જોઇ; ભોજપત્ર ચોતરફથી બન્ને બાજૂએ, અજવાળું સોંસરૂં રાખીને, પીઠિકા ઉપર મૂકીને તપાસ્યું. તેને આ નિમંત્રણ જરા પણ ગમ્યું નહિ. તે એકદમ મહારાજા બિમ્બિસારની સહી નકારી શકયો નહિ. વળી અજાતશત્રુ ગમે તેવો તોય પોતાનો મોટો દૌહિત્ર તો ખરોજને. તેની રાજનીતિના ગર્ભમાં ત્રાસ હતો, પણ તેણે હજી પિતાના નામથી જ વહિવટ કર્યો હતો અને ચેટક તો બિમ્બિસારથી જીતાયેલો હતો ને ! અજાતશત્રુનું ખુલ્લું અપમાન કઇ રીતે કરવું તે ચેટકને સૂઝયું નહિ. નિમંત્રણ ન કબૂલ કરે તો પણ તે ચક્રવર્તી જામાતા બિમ્બિસારનું જ અપમાન થાય અને મહારાજાનું અપમાન કર્યા બદલ વૈશાલિને નસિહત પહોંચાડવાની અજાતશત્રુને માથે ફરજ રહે.

આ તો વ્યવહારનું ધર્મસંકટ. નિમંત્રણ સ્વીકાર્યા વિના ચાલે તેમ હતું જ નહિ અને ભાઇને ઘેર નાના ભાઇઓ તો સમારંભમાં હોય જ. તેના વિના કાંઇ સમારંભ શોભે ? અને તે છતાંય અજાતશત્રુને ત્યાં જવું એટલે સિંહની બોડમાં પેસવું-જીવતા સિંહના મ્હોમાં માથું નાંખવું. જે અજાતશત્રુએ પાંચ વરસ પહેલાં સચેનક અને હલ્લ વિહલ્લને હાથ કરવાનો તાકડો રચ્યો હતો, એ હવે આજે તેઓ રાજગૃહમાં જાય તો તેમને છૂટા રાખવાનો હતો ? અને જે ચેટકે પાંચ વરસ થયાં તેમનું રક્ષણ કર્યું હતું તેને વૈશાલિના દુર્ગબહાર જીવતો રહેવા દેવાનો હતો ?

ચેટકને શું કરવું તે સૂઝયું નહિ. તેણે બહુ બહુ વિચાર કર્યા; અનેક સાધ્ય અસાધ્ય યોજનાઓ ચકાસી જોઇ. નિમંત્રણ નકારવાનો કે નિમંત્રણ સ્વીકાર્યા પછી રાજગૃહથી અક્ષત પાછા આવવાનો તેણે કશો અવકાશ જોયો નહિ.

ત્યારે ખુલ્લી રીતે અજાતશત્રુને જણાવી દેવું કે તેના ઇરાદાઓ કળાઇ ગયા છે અને તે જણાવતાં બંડ ઉઠાવવું? મગધ ઉપર આક્રમણ કરવું? ચેટકને આ વિચાર વધારે પ્રિય લાગ્યો. થોડી ઘડી સુધી તો જેમ સર્પ વાદીની મોરલીના નાદના મોહમાં બીજા બધા વિચારો છોડી દે તેમ તેણે મગધપરના આક્રમણના વિચારની મોરલી ઘુમાવ્યા કરી, પણ પછી તે તેની શકયતાનો વિચાર કરવા માંડયો.

હુમલો ઝીલનાર કરતાં હુમલો કરનાર હમેશાં વધારે સારી દશામાં હોય છે અને તેમાં તેને વિજય મળવાના પણ સંભવો વધારે હોય છે, પણ મગધરાષ્ટ્ર હમેશાં સાવધાન હતો. એ ચેટકથી કેમ ભૂલાય? તેણે જોયું કે એકલે હાથે તે મગધ ઉપર આક્રમણ કરે તો પણ ફાવે નહિ. તો પછી બીજો મિત્રરાજા મેળવીને બે બાજૂથી આક્રમણ કરવું?

કોશલ તરફ અજાતશત્રુ કંઇ બહુ સારી રીતે વર્તતો નહોતો. તેની સાથેની સંધિની શરતો પણ બધી રીતે કોશલનું માનધન અપહરનારી જ હતી. કોશલના ભાણેજનું ચૂડાકર્મ થવાનું હતું. નિમંત્રણ કોશલને ગયું છે તેવું મગધના પત્રમાં સ્પષ્ટ હતું. કોશલ મામેરું લઇ જાય તે આક્રમણ જ કેમ ન હોય?

તેના મનમાં અજાતશત્રુને નમાવી પરાસ્ત કરવાની યોજના ઉભી થઇ. પોતે હલ્લવિહલ્લ અને સચેનક સાથે મગધ જવું પણ તેનો રસાલો એ પરિપૂર્ણ રીતે સુસજ્જ સેના જ હોય. કોશલ મામેરું મોકલે અથવા લઇને જાય, પણ પ્રભાવતીનું આખું પિયેર પણ તેવી જ સુસજ્જ સેના હોય. મામેરાનું સામૈયું કરતાં તેઓ અજાતશત્રુને પકડે, તેની પાસેથી પરાજયસંધિની શરતો કરાવી લે, બિમ્બિસાર મહારાજની સત્તા ફરીથી નિરંકુશ રીતે સ્થાપે અને અજાતશત્રુને તેના જીવતાં સુધી મગધની બહાર રહેવાની ફરજ પાડે.

આ યોજના ચેટકને બહુ ઉત્તમ લાગી. તેણે નિશ્ચય કર્યો કે, નિમંત્રણ સ્વીકારવું અને ચૂડાકર્મના મુહૂર્ત સુધીમાં જે વખત મળે તે દરમ્યાનમાં કોશલને છૂપી રીતે તૈયાર કરવો.

પરંતુ મગધે સચેનક તથા હલ્લવિહલ્લને આગળથી મોકલવા માગણી કરી હતી. આ માગણી તદ્દન વ્યાજબી હતી. કારણ કે સમારંભ રચવામાં ગજરાજ અને રાજભ્રાતાઓની આગળથી જ હાજરી જોઇએ. અને તેમને આગળથી મોકલવામાં વધારે ભય હતો. જો હલ્લવિહલ્લ પોતાની સાથે હોય તો જ વૈશાલિને તૈયાર કરી સમારંભ વખતે અજાતશત્રુને દબાવવામાં લાભ હતો.

આ વિટંબણા મોટી હતી. તેનો રસ્તો ચેટક એકદમ કાઢી શકયો નહિ. છેવટે તે વિચાર કરી કરીને થાકયો. અંતે તેણે ઠરાવ્યું કે એ બાબત પણ સ્વીકારવી, પણ તેમને તરત નહિ મોકલતાં તૈયાર કરવા માટે મુદ્દત માગવી અને પછી મોકલવા; દરમ્યાનમાં કોશલનું મન જોઇ લેવું; ચોખો ચાંપી જોવા પ્રયત્ન કરવો.

મગધના દૂતને તેણે સંધ્યાકાળના દરબારમાં જવાબ આપ્યો. "વિદેહરાષ્ટ્રાધિપતિ ચેટકરાજ મગધરાજના શુભનિર્ણયને અભિનંદે છે." તેણે લખ્યું: "કુમાર હલ્લ અને વિહલ્લ મોસાળમાં પાંચ વરસથી છે તેમને વિદાય દેવામાટે જે તૈયારી તથા રીતભાત કરવાં જોઇએ તેમાં બે સપ્તાહનો વિલંબ થશે અને તે થઇ ગયા પછી ગજરાજ સચેનક સાથે તેમને રાજગૃહ તરફ રવાના કરવામાં આવશે. શ્રીમાન્ ૧૦૮ મગધરાજ સ્વીકારશે કે દૌહિત્રોને પાંચ પાંચ વરસ પછી સાવ કોરા મોકલવામાં મોસાળની શોભા નહિ. ચૂડાકર્મના મુહૂર્તની તિથિમાસ નક્કી કરી જણાવ્યાથી વિદેહનું રાજકુળ પણ અત્યંત આનંદથી સમારંભમાં ભાગ લેવા પધારશે."

દૂતે સંદેશો ગ્રહણ કર્યો. "મહારાજ!" તેણે કહ્યું: "કાલે મધ્યાહ્ન ભોજન પછી અમે રવાના થશું. આપ સવારના દરબારમાં અમને આપ સમક્ષ આવવા પરવાનગી આપો છો ને ?"

ચેટકે વિવેકપૂર્વક હા પાડી.

રાતે તે વિચારમગ્ન અટારીપર બેઠો હતો. ચંદ્રિકા નીતરી રહી હતી. એકાએક આકાશમાં તેણે કાંસાનાં તેજસ્વી ચગદાં મગધની દિશામાંથી વિદેહ તરફ વારે વારે ચમકતાં જોયાં.

તેને ખબર નહોતી કે, એ ચગદાંનો ચમકાર દૂર અંતરથી પરસ્પર વાત કરવાની મગધે શોધી કાઢેલી નવી વિધિ હતી. એવાં જ ચગદાં મગધના ઉતારાના છાપરાપરથી રાજગૃહ તરફ ચમકી રહ્યાં હતાં. મગધના દૂતે રાજગૃહને આવા ચમકારપરંપરાની પાંચ પાંચ કોશની ગોઠવણીથી જણાવ્યું હતું કે, રાજા ચેટકે હલ્લ, વિહલ્લ અને સચેનકને માગણી પ્રમાણે તરતાતરત મોકલી આપવા ના પાડી હતી.

---


# ચંદ્રોક્તિકા

**( શૃંગારરસ પ્રધાનકાવ્ય )** **સચિત્ર આવૃત્તિ ૭ મી**

**કર્તાઃ—સ્વ. કેશવરામ નંદરામ ભટ્ટ**

**ધર્મશાસ્ત્ર રીતે પરણેલા એક શિષ્ટ દંપત્ય પ્રેમી યુગલનું વિપ્રલંભ શૃંગાર રસનું મનોહર કાવ્ય છે. એટલું સુંદર છે કે તેની ૭ ૭ આવૃત્તિ પ્રગટ થઇ ગઇ છે. એકસરખું વાંચવા ગમે તેવું છે. મેઘદૂત જેવું છે. નાયક મુંબઇમાં અને નાયિકા સુરતમાં વસે છે. નાયક શરદપૂર્ણિમાના ચંદ્રદ્વારા પ્રિયતમાને પ્રેમ સંદેશ પાઠવે છે.**

**કિંમત ચાર આના. પાંચ આનાની ટીકીટ મોકલી આજેજ મંગાવો.**

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

**સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ**

## ન્હાવા માટે હંમેશાં સારા સાબુની પસંદગી કરો.




ફક્ત સાબુજ નહીં—પરંતુ સૌન્દર્યપ્રાપ્ત સાબુ

## દીલબહાર સોપ (રજીસ્ટર્ડ)

માત્ર સામાન્ય સાબુ નથી. તેનાથી ચામડી પૂરેપુરી સ્વચ્છ થવા ઉપરાંત ચામડી નરમ અને સુંદર થાય છે. સાબુમાં કેટલાંક કિંમતી તેલો જે ચામડીને મુલાયમ રાખવામાં મદદ કરે છે; તે તેમાં ઉમેરવાથી આમ બની શકયું છે. દીલબહાર સાબુનાં ખુબ ફીણ વળે છે અને તેથી વાપરવામાં કરકસર થાય છે, સુંદર ખુશબોદાર છે, કિંમત ૩ ગોટીના બાક્સના ૧૪ આના, વી. પી. ખર્ચ જાુદું.

---

## કામીનીઆ વ્હાઈટ રોઝ સોપ (રજીસ્ટર્ડ)

**ગુલાબનાં ફુલોની મીઠી સુગંધીનો સાબુ નાજુક ચામડી માટે ઉત્તમ છે. કીંમત : ૩ ગોટીના બાકસ ૧ ના રૂ. ૦–૧૪–૦.**

---

## કામીનીઆ સેન્ડલ સોપ (રજીસ્ટર્ડ)

શુદ્ધ સુખડના તેલની સાથે બીજાં ઉત્તમ પ્રકારના અને ઉંચી જાતના તત્વોમાંથી બનાવવામાં આવ્યું છે, તે ચામડીના છીદ્રોને સંપુર્ણ રીતે સાફ રાખે છે અને ચામડીને મુલાયમ બનાવે છે. .

**કીંમત ૩ ગોટીના બાકસના આના ૧૪. વી પી. ખર્ચ જાુદું.**

**ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું. મુંબઈ નં. ૨**

## પ્રકરણ ૧૭ મું

## માતા કે પત્ની ?

મધરાત થઇ હતી. આકાશમાં ચંદ્ર પોતાની શુભ્ર જ્યોત્સ્ના નિરંતરાય અંતરિક્ષમાં અને પૃથ્વીપર ઢોળી રહ્યો હતો.

આવે સમયે મગધરાજ બિમ્બિસારના શયનગૃહમાં ચાર બખ્તર-સજ્જ, શસ્ત્રસજ્જ યોદ્ધાઓએ પ્રવેશ કર્યો.

તેઓએ મહારાજના મંચકને ફરતાં સ્થાન લીધાં અને પછી તેમાંના પ્રમુખે મહારાજ બિમ્બિસારને જગાડયા. "મહારાજ ! જાગો."

અપરિચિત, આજ્ઞાશીલ અવાજ સાંભળીને નિદ્રાવશ મહારાજા સફાળા જાગી ઉઠયા. બારીમાંથી ચંદ્રજ્યોત્સ્નાનો પ્રતિબિમ્બિત પ્રકાશ ખંડમાં પડી તેને અજવાળતો હતો. એ અજવાળે બિમ્બિસારે ચારે યોદ્ધાઓને જોયા અને નિહાળ્યા.

"કેમ, અત્યારે, આંહિ ? મારા આલયમાં ?" તેણે શાંતિથી પૂછ્યું.

પ્રમુખ યોદ્ધો હાથ જોડી બોલ્યો: "મહારાજ ! યુવરાજ રાષ્ટ્રરક્ષકનું શાસન છે કે, આપને અમારે અત્યારે જ અહિંથી કારાવાસમાં લઇ જવા. આપ આવો તો ઉત્તમ વાત છે. ન આવો તો સંકેત મળતાં જ મહેલપર સેના ચઢશે."

બિમ્બિસારે સ્મિત કર્યું. "કેમ ?" તેણે પૂછ્યું: "ચેટકરાજે જવાબ ન આપ્યો."

"મહારાજ !" તે યોદ્ધાએ કહ્યું: "ચેટકરાજ યુવરાજ રાજરક્ષકની આંખમાં ધૂળ નાખવાનો રસ્તો શોધે છે."

મહારાજ બિમ્બિસાર મંચકપરથી નીચે ઉતર્યા. તેણે આંખે પાણી છાંટયું, મ્હોં ધોઇ કોગળા કરી લીધા. બે એક ક્ષણ ઇષ્ટપ્રાર્થના પણ કરી લીધી.

"હું તૈયાર છું." મહારાજાએ કહ્યું. પછી કંઇ વિચાર કરતા હોય તેમ સહેજ અટકીને પૂછ્યું: "મહાદેવી ?"

"જય મહારાજ!" પ્રમુખ યોદ્ધાએ જવાબ આપ્યો: "મહાદેવી અક્ષત છે. તેઓ સ્વતંત્ર છે."

"બસ, ચાલો ત્યારે." કહી મહારાજ બિમ્બિસાર આગળ થયા. પ્રમુખ તથા એક બીજો યોદ્ધો તેની પડખે ચાલવા માંડયા. બીજા બે યોદ્ધામાંથી એક આગળ થયો અને બીજો પાછળ રહ્યો.

મહેલના ચોગાનમાં, દરવાજાપર અને કારાવાસ સુધીના રસ્તાપર સૈનિકો હથિયારબંધ, સુસજ્જ ગોઠવાયા હતા. કારાવાસમાં પહોંચતાં મહારાજને એક અત્યંત મજબૂત, કાલમીંઢ પત્થરથી ચણેલી કોટડી બતાવવામાં આવી. ખરેખર એ કોટડી નહોતી, પણ વૈભારગિરિના પેટાળમાં કોરી કાઢેલી કાળમીંઢ ખડકની ગુફા હતી.

"મહારાજ! અત્યારે આપનું આ નિવાસસ્થાન." પ્રમુખે કહ્યું. પછી કારાગૃહના અધિકારી તરફ ફરી તેણે કહ્યું: "સામંતરાજ કંધકને લાવો."

અધિકારીએ બે તાળી પાડી. પહેરેગીરો આંખે પાટા બાંધેલા કંધકને લાવ્યા. ગુફામાં લઇ જઇને તેના પાટા છોડી નાંખવામાં આવ્યા. અજવાળાનો અંબાડ વળતાં કંધકે મહારાજ બિમ્બિસારને જોયા. તે પગે પડયો. મહારાજનાં ચરણો તેણે ચુંબનથી તથા આંસુથી ભીંજવી નાખ્યાં.

રાજપુરુષો તેમને તે સ્થિતિમાં મૂકીને બહાર નીકળી ગયા. ગુફાના મુખપર ભારે લોખંડનું દ્વાર વસાયું. એ દ્વારમાં થોડાં મોટાં કાણાં હતાં, તેમાંથી હવા આવી ગુફા નિવાસ લાયક થતી હતી. ગુફામાં ઘોર અંધકાર છવાયો. ફકત અનેક તારાઓ શ્યામ આકાશમાં ઝબૂકે તેમ લોખંડના દ્વારનાં કાણાંમાંથી બહારની ચંદ્રજ્યોત્સ્નાનાં ગોળ ચગદાં ઝબૂકી રહ્યાં.

× × × ×

વૈશાલિમાં સવારનો દરબાર ભરાયો. મહારાજા ચેટક સિંહાસને વિરાજ્યા અને મગધના દૂતની ઇચ્છા પ્રમાણે તેને જે નિવેદન કરવું હોય તે કરવાની તક મળે માટે ચેટકરાજે કહ્યું.

"દૂતરાજ ! આપ વિદાય લ્યો તે પહેલાં મહારાજ બિમ્બિસારના ચરણોમાં મારા દંડવત્ વંદન–"

દૂતે ચેટકરાજને આગળ બોલતા અટકાવ્યા. તે વચમાં જ બોલ્યો: "મહારાજ ! એમ કરવું તો મારે માટે અસંભવિત છે. યુવરાજ રાજરક્ષકે રાષ્ટ્રકલ્યાણાર્થે મહારાજા બિમ્બિસારને કાલરાતે કારાગૃહનિવાસી કર્યા છે."

"શું ?" ચેટક ત્રાડ પાડી સિંહાસનપરથી ઉછળીને બોલ્યો.

"મહારાજ !" દૂતે ધીરેથી, જરા પણ ઉકળ્યા વિના કહ્યું: "કાલે મધરાતે યુવરાજ રાષ્ટ્રરક્ષક કુણિક અજાતશત્રુએ રાષ્ટકલ્યાણાર્થ મહારાજ બિમ્બિસારને કારાગૃહનિવાસી કર્યા છે." એકેએક શબ્દ છૂટો પાડતાં દૂતે ચેટકરાજને ગળે હકીકત ઉતારી.

"અને કાલે મધરાતે તેમ થયું છે તેની તમને, ક્યાંથી ખબર પડી ?"

"મહારાજ ! એ મગધરાજના તંત્રનું રહસ્ય છે. આપને હું સાચું જ કહું છું એની શ્રદ્ધા રાખો." દૂતે બહુ જ નમ્રતાથી કહ્યું.

ચેટક શાંત પડ્યો. મગધરાષ્ટ્રનો યુવરાજ અજાતશત્રુ સામાન્ય નહોતો, તેના બાહુ લાંબા હતા; કાન પણ લાંબા હતા અને નજર પણ લાંબી હતી.

"દૂતરાજ ! તમે આપેલા સમાચાર સ્થિતિ પલટાવે છે. આપને હું દૂતવિધિ કહું છું કે, આપ આ નગર મારી અનુજ્ઞાવિના છોડશો નહિ. મારે વિચાર કરવાની જરૂર છે." ચેટકે કહ્યું.

"દૂતવટથી, મહારાજ ! આપની ઇચ્છાનો હું અનુરોધ કરીશ. હું આપની અનુજ્ઞા વિના વૈશાલિ નહિ છોડું." મગધદૂતે કહ્યું.

ચેટકે દરબાર બરખાસ્ત કર્યો. વૈશાલિનાં ભોગળ દેવડાવ્યાં અને આરતી સાંઢણી કોશલ તરફ તથા સીમાડાના દુર્ગપાળો તરફ મોકલાવી.

પરંતુ મગધના દૂત પાસેથી પ્રકાશ–સંદેશા ન મોકલવા તથા ન લેવાનું વચન લેતાં તે ભૂલી ગયો. દિવસ આખો અને અડધી રાત તે

મહારાજ બિમ્બિસારને સહાય કેમ કરવી તેની ધડમથલમાં ગૂંચવાઇ રહ્યો. વિગ્રહ થાય તો કેમ ઝીક ઝીલવી અને પહેલાંની માફક તરત હારી ન જવાય તેની કાળજી કેમ લેવી, તેની યોજના તથા મંત્રણા કરવામાં ગૂંથાયો.

પરિણામે પોતાના ઉતારાની અટારીપરથી મગધદૂતે સંકેતઅનુસાર રાજગૃહ પ્રકાશસંદેશા મોકલ્યા અને ત્યાંથી પ્રતિસંદેશા મેળવ્યા.

એ સંદેશાઓ પછી અજાતશત્રુ મહારાણી ચિલ્લણા પાસે ગયો. પરંતુ તેને જોતાં જ મહાદેવીએ મ્હોં આડું વસ્ત્ર ઢાંકયું અને આંખે પાટા બાંધ્યા. પિતાને કેદ કરનાર પુત્રને મા કેવી નજરથી જૂએ ? મા તો ખરી જ પણ પહેલી પત્ની. બિમ્બિસાર પત્નીએ અજાતશત્રુની માતાને મારી નાંખી.

''રાષ્ટ્રનાં ખંડુકલાં અને અનેક ગોત્રના પ્રમુખોનાં અસંખ્ય રાજુ-કલાં.'' અજાતશત્રુ ધુરકયો. માતાને જે કહેવું હતું તે કહ્યા વિના એણે પોતાનાં પગલાં પાછાં વાળ્યાં.

''ભારત એક છત્ર થાય. ભારતની રક્ષા એક ક્ષત્રિયવર્ણ કરે અને ભારતનું સૂત્ર એક સંસ્કારથી વણાય – રાજાને પિતા, માતા, પિતામહ, માતામહ, પુત્ર, પુત્રી, સગાં, સંબંધી કોઇ નથી.'' તેણે દાંત પીસી, કચકચાવી શબ્દો કાઢયા.

તેને માતાનું અવગણન શલ્ય માફક સાલતું હતું, પણ તે પોતાનો પંથ સીધો નીહાળતો હતો. એ ઉપરથી તે પોતાના લક્ષ્ય તરફ અચૂક, અનિવારિત જઇ રહ્યો હતો.

તેણે પણ મધરાત થઇ ગઇ હતી છતાં મંત્રીપરિષદ્ ભરી. તેણે વિદેહ ઉપર આક્રમણ કરવાનાં શાસનો કાઢયાં. ફરી પાછાં મગધ અને વિદેહ વિગ્રહમાં અટવાયાં હતાં.

વળતા દિવસની સાયંસંધ્યા પડતી હતી. તે વખતે મગધરાજ તરફથી સાંઢણીસંદેશ લઇ એક દૂત વૈશાલિમાં આવી પહોંચ્યો અને દરવાજા દોઢી વટાવી તેણે ચેટકરાજને તે જ વખતે, નિર્વિલંબ મળવાની અને સંદેશો આપવાની માગણી કરી. તેને રાહ જોવાનું કહેવામાં આવ્યું ત્યારે તેણે એક ભયંકર વાતનો ઉચ્ચાર કર્યો. એ વાત નિવારવા ચેટકરાજે તેને સત્વર પોતાની રૂબરૂ બોલાવ્યો.

---

## પ્રકરણ ૧૮ મું

## ચેટકનો નિર્ણય

વિરૂદ્ધકે પ્રસેનજિતના અવસાન પછી બહુ સૂતક કે શોક પાળ્યાં નહિ. તેને લાગ્યું કે ભારતવર્ષનો શાંતયુગ વીતી ગયો હતો અને અજાતશત્રુના રૂપમાં એક મહાન્ ધૂમકેતુ ભરતખંડનાં નભમાં વિચરવા માંડયો હતો. આ ધૂમકેતુ ઉલ્કાપાત સૂચવતો હતો, અને વિરૂદ્ધકની ઇચ્છા એ ધૂમકેતુના મચાવેલા ઉલ્કાપાતમાં ઢસરડાઇ ગળાઇ કે ફસાઇ મરવાનો નહોતો. તેથી તેણે શોકના દિવસો ટુંકાવ્યા અને ત્રીજે જ દિવસ મગધરાજનો સંદેશ રીતસર લેવા દરબાર ભર્યો. એ સંદેશ તો બહુ સાદો હતો. "કોશલદૌહિત્ર ઉદયાશ્વને ચૂડાકર્મ સંસ્કાર કરવાનો નિર્ણય થયો છે અને તે નિમિત્તે આપને રાજકુળોની સનાતન રીત પ્રમાણે મોસાળું કરવા માટે તથા સમારંભમાં પધારવા માટે મગધ રાજકુળ તરફથી મહારાજ બિમ્બિસાર નિમંત્રણ કરે છે. મુહૂર્તની તિથિ તથા વાર નક્કી થયે ખબર આપવામાં આવશે."

પ્રસેનજિતના અવસાનના સમાચાર મગધ મોકલાઇ ગયા હતા. તેના જવાબમાં રાજગૃહથી નવેસરથી એક દૂત અત્યારે "કાણુ" કહેવાય છે તે લઇને આવ્યો. પણ વિરૂદ્ધકે શોકસમય બંધ કર્યો હોવાથી "કાણુ" પણ બંધ રહી. અને પછી મગધ અને વિદેહથી ઉલ્કાપાત સૂચવતા સંદેશ આવવા માંડયા. મધરાતે વિદેહથી સાંઢણીસ્વાર સંદેશો લઇ આવ્યો અને ગુપ્ત રીતે વિરૂદ્ધકને તે મળ્યો. આ સંદેશ રાજા પ્રસેનજિતને ઉદ્દેશીને લખાયો હતો.

ચેટકરાજે તેમાં સૂચવ્યું હતું કે ભારતવર્ષમાં, ખાસ કરીને ભાગીરથી વિતાનમાં અજાતશત્રુની રાજનીતિથી ત્રાસ અને ઉલ્કાપાત ઉદ્‌ભવ્યાં છે, એ વિદેહનાં દૌહિત્ર અને કોશલનો જમાતા હોવા છતાં તેને વખતસર ખાળવાનું આવશ્યક થઇ પડયું છે. આ વિષયમાં કોશલરાજના વિચારો જાણવા વિદેહનરેશ ઉત્સુક છે. જો કોશલ અને વિદેહ સંમત થાય તો કોશલ કયા પ્રકારનાં પગલાં લેવાં સૂચવશે?

આની સાથે મુખ સંદેશ હતો. "કોશલ વિદેહ સૂચવે તે વખતે મગધ ઉપર આક્રમણ કરવામાં મદદ કરે ખરું કે? અને એ આક્રમણને વ્યૂહ ઘડવા મંત્રણા શરૂ કરવાનું કબૂલ કરે ખરું કે?"

વિરૂદ્ધક આ સંદેશાનો જવાબ આપે તે પહેલાં તો યુવરાજ રાષ્ટ્રરક્ષક અજાતશત્રુ તરફથી તેને આદેશ મળ્યો કે, "દેશમાં ઉલ્કાપાત થવાનો સંભવ છે તેથી કોશલે સંધિની શરતો અનુસાર સૈન્યને સુસજ્જ અને તૈયાર રાખવું, અને રાજગૃહના યુદ્ધચક્રમાંથી જે પ્રમાણે શાસનો નીકળે તે પ્રમાણે તેને કુચ કરવા, ગોઠવાવા તથા લડવા આજ્ઞા કરવી."

અને એ બધા સમાચાર તથા શાસનો ઉપર જાણે શગ ચ્હડાવતા હોય તેમ એકાએક વજ્ર કડાકા સમાન રાજગૃહથી શાસન સંદેશ આવ્યા. "રાષ્ટ્ર અને રાષ્ટ્રચક્રના કલ્યાણાર્થે યુવરાજ રાષ્ટ્રરક્ષક અજાતશત્રુને મહારાજ બિમ્બિસારને કારાગૃહનિવાસી કરવા પડયા છે. કોશલ શાંત રહે, વ્યવસ્થિત રહે. કોશલ રાજ્યચક્રની સહાય માટે મગધ-સેના સીમાડા રોકી તૈયાર ઉભી રહેશે."

આ બધા સંદેશા તથા શાસનોમાં વિરૂદ્ધક એક નિશ્ચયે વર્તી તે યુદ્ધ કે વિખવાદ માગતો નહોતો. પ્રસેનજિતના સમયમાં કોશલ આખાવીખી થઇ ગયો હતો અને સ્વસ્થતા ગુમાવી બેઠો હતો. તેણે મગધ-સાથેની સંધિ પાળવા માટે તૈયારી બતાવી અને યુવરાજ રાષ્ટ્રરક્ષક અજાતશત્રુની આણ પણ સ્વીકારી લીધી. ઉદયાશ્વના ચૂડાકર્મ માટે પણ મોસાળું કરવાની તથા રાજગૃહમાં રાજકુળ સાથે તથા સૈન્ય સાથે હાજરી આપવા તત્પરતા સૂચવી, વિરૂદ્ધકે વિનતિ કરી કે જો બને તો કોશલસેનાને કોઇ બીજા રાષ્ટ્ર સાથે યુદ્ધમાં સંડોવવી નહિ.

અજાતશત્રુના પ્રકૃતિમંડળે વિરૂદ્ધકની આ માગણી ઉપર બરાબર ધ્યાન આપ્યું અને જો કશો ઉત્પાત થશે તો કોશલસેનાને મગધ કોશલની સ્ત્રીઓનું રક્ષણ કરવા પૂરતી જ ઉપયોગમાં લેવામાં આવશે એમ સૂચવ્યું.

× × × ×

પરંતુ વિદેહનો મામલો આટલી સહેલાઇથી પતી ન ગયો. મગધ-સેના વિદેહની સીમા ઓળંગી ચેટકરાજના અધિકારના વિસ્તાર ઉપર આવી ઉભી. જે વખતે ચેટકરાજ મગધના સાંઢણી સવાર દૂત સાથે મંત્રણા કરતો હતો તે વખતે બિમ્બિસાર મહારાજ કારાગૃહનિવાસી થઇ ચૂકયા હતા.

"રાજરાજેન્દ્ર! આપ યુવરાજ રાષ્ટ્રરક્ષકને વશ થઇ નહિ અનુવર્તો તો મહારાજ બિમ્બિસાર પ્રાણ ગુમાવશે; મહાદેવી ચિલ્લણાનું સૌભાગ્ય નષ્ટ થશે અને આપ વિદેહની ગાદી ઉપર નહિ રહો. યુવરાજ રાષ્ટ્રરક્ષક અજાતશત્રુએ ભારતવર્ષમાં નિષ્કંટક એકચક્ર સ્થાપવાનો નિર્ધાર કર્યો છે અને તેમાં વિઘ્ન નાખનાર તમામને તે પોતાના શત્રુ ગણે છે."

"હું મારા દૌહિત્રોને સાવજના મુખમાં મૂકું? તેમને બળતી આગમાં હોમું!" ચેટકે સવાલ કર્યો.

"મહારાજ! આપના દૌહિત્રોને સાવજમુખમાં મૂકવાનું કોણ કહે છે? બળતી આગમાં હોમવાનું કોણ કહે છે? આપ તેમને ચૂડાકર્મ-સમારંભમાં મોકલો. મગધે તમને કશું કહ્યું નથી. તમે વહેમાઇ, ખોટો ત્રાસ પામી નકામા વિરોધ કરી રહ્યા છો."

"વહેમાઇ? ખોટો ત્રાસ પામી?" ચેટકે ભમરો ઉંચી ચઢાવી પૂછ્યું: "મગધનું સૈન્ય, તેની શિસ્ત, તેનું ચક્ર, તેનાં શાસનો, એ બધું ભયરૂપ નથી? દયાને પાપ માને, જીવનને જડ માને, સંસારને યંત્ર ગણે, શાસનને બુદ્ધિસર્વોપરિત્વ બક્ષે અને જાનપદને ઢોરની પેઠે લાકડીવતી હાંકે તેનો ત્રાસ એ ખોટો ત્રાસ? ભારતવર્ષે એકછત્ર, એકચક્ર શા માટે થવું જોઇએ? અમે રક્ષણ કરીએ તે રક્ષણ નીચે જાનપદ મનમાનતા ધર્મ પાળે, મનમાનતું જીવન ગાળે, આનંદ કરે, લ્હાવ લે." ચેટકે કહ્યું.

"ત્યારે આપ કુંવરોને મારી સાથે નહિ મોકલો? સચેનકને મને સુપ્રત નહિ કરો? ચૂડાકર્મસમારંભમાં નહિ પધારો?" દૂતે પૂછ્યું: "યુવરાજ રાષ્ટ્રરક્ષક આપની સંમતિ અને સંમતિગત પ્રવૃત્તિ આજ, અત્યારે, નિર્વિલંબ ઇચ્છે છે. તે મહેતલ નહિ આપે. તે વિરોધ અને વિલંબ નહિ સહન કરે."

ચેટકનો મિજાજ હાથથી ગયો. કોશલનો જવાબ હજી તેને પહોંચ્યો નહોતો, પણ તેણે નિર્ણય કરી લીધો. વિદેહ આક્રમણ ઝીલવા પહેલાંના કરતાં વધારે દરજ્જે તૈયાર હતું. તેની પણ તૈયારીઓ મજબૂત હતી.

"દૂત! મારે વિચાર કરવો જોઇએ." ચેટકે પોતાનો નિર્ણય પાકો કરી કહ્યું.

"મહારાજ! મને મહેતલ આપવાનો અધિકાર નથી."

"હું અરધી ઘડીમાં જ જવાબ આપું છું."

દૂત આનાકાની કરે તે પહેલાં ચેટકરાજ ઉઠીને પોતાના આસનની બાજૂના ખંડમાં ગયા. ત્યાં એક પરિચારક હતો. તેને તેણે કહ્યું.

"સીમાના લશ્કરને મગધની રેખા ઓળંગી તે રાષ્ટ્રમાં આગળ મોકલો." સાંઢણી તૈયાર હતી. રાજપેગામ એકદમ ઉપડયો.

ચેટકરાજ પાછા દૂતપાસે આવ્યા.

"દૂતરાજ!" ચેટકે કહ્યું: "મેં નિર્ણય કરી લીધો છે—"

"મહારાજ!" દૂતે જવાબ આપ્યો: "ઘણું સારૂં કર્યું. આપ મગધ-દૂતને રાજગૃહ જવા અનુજ્ઞા આપો અને—"

ચેટકે અધીરાઇથી, હાથના ઝટકાથી તેને બોલતો અટકાવ્યો: "મેં નિર્ણય કરી લીધો છે. બિમ્બિસાર મહારાજના પ્રાણ જશે, પણ રાષ્ટ્રો, ધર્મો, માનવીઓ વગેરે બચી જશે. હલ્લ વિહલ્લ, અને સચેનક હું મગધને નહિ સોંપું. આપ દૌહિત્ર અજાતશત્રુને નિવેદન કરો કે, ચેટકરાજ વિદેહપાસે જેટલાં સાધનો છે તેટલાથી તે લડશે."

દૂત સ્તબ્ધ થઇ ઉભો રહ્યો, "મહારાજ! બરોબર વિચાર કર્યો છે ને? મહાદેવી હંસગતિકા અને કુંવરીબા સુજ્યેષ્ઠાનાં હૃદયને પૂછી જોયું છે ને? મહારાણી ચિલ્લણાના સૌભાગ્યનો વિચાર કર્યો છે ને?"

"મારે કશું સાંભળવું નથી." ચેટકે કહ્યું: "ચિલ્લણા અને બિમ્બિ-સાર મહારાજ પોતાના જ પુત્રને અંકુશમાં ન રાખે તો ભોગવે. તેમને

તો હાથનાં કર્યાં હૈયે વાગે છે, પણ હું તો સ્વતંત્ર છું. આગ લાગી છે તો મારાથી જે કાંઇ લેવાશે તે લઇ હું છૂટી જઇશ. બિમ્બિસાર મહારાજનું જીવન અને ચિલ્લણાનું સૌભાગ્ય માનવજીવનની નિઃશૃંખલતા પાસે કાંઇ હિસાબમાં નથી."

"જેવી ઇચ્છા મહારાજ ! અમે ?" દૂતે કહ્યું.

"તમને રાજરક્ષણ નીચે મગધની સીમામાં મૂકી આવશું."

"ભલે."

દૂતે રજા લીધી, ચેટકે પોતાના ભયંકર નિર્ણયને અમલમાં મૂકયો. બિમ્બિસારને બચાવવા કરતાં પોતાની સ્વતંત્રતા અને જુવાન દોહિત્રોનાં જીવન બચાવવાં તેને વધારે યોગ્ય લાગ્યું. પ્રાતઃકાળમાં કોશલનો જવાબ આવ્યો. વિરૂદ્ધક શાંત, ઉદાસીન, સંધિસ્થિર રહેવા ઇચ્છતો હતો.

---


# ચૂડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા

(સુપ્રસિદ્ધ લેખકઃ–સ્વ. નારાયણ વિસનજી ઠક્કુર)

આ વાર્તાના બે ભાગોમાં ચંપા નામની એક નટીની આત્મકથા છે નાટકકાર તરીકે આપણી રંગભૂમિપર નાચનારાઓ કેવા પ્રકારનું જીવન ગુજારે છે તેનો રહસ્યમય પડદો ખુલ્લો કરવામાં આવ્યો છે.

બીજા ભાગમાં અમદાવાદમાં સાધુના વેશમાં કેટલો અનાચાર ચાલી રહ્યો છે તથા બંગાળામાં એક ગરીબ બ્રાહ્મણની કન્યાઓના વરવિક્રયના રીવાજથી કેવા હાલબેહાલ થાય છે, તેની કરુણરસિક કથા છે. એ ઉપરાંત દિલ્લીની એક નામચીન વિધવા બાઈ દેવકુમારીના પ્રપંચો ખુલ્લા કરાયલા છે. આ બન્ને ભાગો પણ રસમય છે. વાંચવા માંડો તો જરૂર તેનો કેડો નહિ મૂકો એવી ખાત્રી છે.

ભાગ ૧ લો ઘટાડેલી કીંમત રૂ. ૩–૦–૦. ભાગ ૨ જો ઘટાડેલી કિંમત રૂ. ૩–૦–૦.

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# શરદી અને સંધીવાના દુખાવાનાં દરદો માટેનો ખાત્રી ભરેલો ઇલાજ

ઓડમેનનો

# સાયપ્રસ સાલ્વ

( રજીસ્ટર્ડ )

( પેન બામ )



શરદીની કદી અવગણના કરશો નહી ! ખાત્રી લાયક રાહત માટે આ તેજદાર, આરામદાયક મલમ ગળાપર, છાતીપર અને ખભા વચ્ચે મસળો, દરદની શરૂઆતમાં નાકની દાંડી પર મલમ ધીમેથી લગાડો અને તેની સ્વચ્છતા આપનારી, જંતુનાશક સુગંધ શ્વાસમાં લ્યો. દુખાવાનાં દરદોના ખાત્રીલાયક ઇલાજ તરીકે દરદવાળા ભાગ પર તે લગાડો. ચામડીમાં ઉતરવાની અને રૂઝ લાવવાની સાઈપ્રસ સાલ્વની શકતી દુખાવા અને અકડાપણામાંથી તાત્કાલીક રાહત આપશે.

દરેક સ્થળે મળે છે. કીંમત બાટલીનો એક રૂપીયો. એક આનાનો સ્ટેમ્પ મોકલીને ખાત્રી માટે મફત નમુનો મંગાવો.




The Anglo-Indian Drug & Chemical Co.,
285 Jumma Musjid, P.O. Box No. 2082 Bombay, 2.

ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું. મુંબઈ ૨.

## પ્રકરણ ૧૯ મું

### અંધકનું ભડથું


ફામાં ઘોર અંધારૂં હતું. લોખંડનાં બારણામાંથી અજવાળું આવતું હતું તેથી ફક્ત માણસોનાં મ્હોં જ દેખાય અને આસપાસ પડેલી વસ્તુઓ જોઇ શકાય તેટલો પ્રકાશ પડતો હતો.

ગુફામાં બે એકલિયા સાદા મંચકો હતા. તેના ઉપર બે વ્યાઘ્રચર્મો બીછાવવામાં આવ્યાં હતાં. ઉશીકામાટે લાકડાના પાટલા મૂકવામાં આવ્યા હતા.

એક મંચક ઉપર મહારાજા બિમ્બિસાર પલાંઠી મારી બેઠા હતા. બીજા ઉપર કંધક બેઠો હતો. કંધક બોલી રહ્યો હતો.

"મહારાજ ! આપ હા કહો—હું આપને કારાગૃહમાંથી બહાર કાઢું એટલું જ નહિ પણ મગધની સીમા બહાર લઇ જાઉં."

"અને પછી, કંધક ?" મહારાજાએ સવાલ કર્યો.

"બાપુ ! પછી ? પછી દેશદેશના લડવૈયા ભેળા કરી યુવરાજબાપુ સામે બહારવટું ખેલું—ધીંગાણામાં ખપું અને નીકર આપને સિંહાસને થાપું."

મહારાજ હસ્યા: "અને કંધક ! મગધની પ્રજાને પરસ્પર અંદર અંદર લડાવી કપાવી મરાવી નાંખું. પછી હું રાજ્ય કોના ઉપર કરીશ, કંધક ?"

કંધકે નિસાસો નાંખ્યો. "મહારાજ ! એવી શેવડાશાહી વાતો મને ન આવડે. આ કાંઇ આપની દશા છે ? આ મારી કોઇ આપના ચરણસેવકની દશા છે ? આપ ફક્ત માથું હલાવો."

"યુવરાજ મારાથી જૂદો છે ?"

"પણ બાપુ ! જૂદા નથી તો પછી આપને આમ કેમ ?"

"હું બિમાર પડયો હોત, મારી આંખ ગઇ હોત, દાંત પડયા હોત, અંગ રહી ગયાં હોત તો મારી શી દશા હોત ?"

"આર્યજીવક ઉભે ને ઉભે પગે આપની સેવામાં હોત, બાપુ !"

"જૂઠું, કંધક ! આના કરતાં પણ મારી ખરાબ દશા હોત. તારાથી બને તો તું અહિંથી નાસી છૂટ અને ચેટકરાજ પાસે જા. મારા તરફથી તેને કહે કે વિગ્રહ છોડી દો. તમે અજાતશત્રુને જીતવાના નથી. બને તો હલ્લવિહલ્લને સંધિ કરી સાચવી લ્યો. જે કાળ આવે છે તેમાં ભરતખંડને એકચક્રની જરૂર પડશે અને એ સિદ્ધિ ઉપર મારો ભોગ મેં જાતે આપ્યો છે તો તમે તેનું રહસ્ય સમજી જાઓ."

"મહારાજ ! ચેટકરાજ સમજશે ?"

"નહિ સમજે તો કાળ તેને સમજાવશે. આજ નહિ તો કાલ, કાલ નહિ તો વરસો પછી પણ ભરતખંડ એકછત્ર થયા વિના રહી શકવાનો નથી. તેનાં જૂદાં જૂદાં અસંખ્ય સત્તાકેન્દ્રો એક મહાશકિત-કેન્દ્રમાં વિલીન ન થાય તો ભરતખંડ નાશ પામે. અજાતશત્રુ એ સિદ્ધ કરી રહ્યો છે."

ગુફાનું બહારથી ભોગળ ઉઘડ્યું. તે પછી લોખંડનું બારણું પણ ઉઘડ્યું. કારાવાસ અધિકારી એક ઠીંગણી વડારણને લઇ અંદર આવ્યો.

"મહારાજ !" તેણે કહ્યું: "ચેટકરાજે તો જબરી ઝુંબેશ ઝીલી છે. મગધની સેના અને તેની સેના મહાસાગરનાં મોજાં પેઠે આમતેમ હિલોળા લે છે પણ એક બીજી કોઇકોઇને ચસ દેતી નથી. યુવરાજ રાષ્ટ્રરક્ષક થાક્યા છે."

બિમ્બિસારે જવાબ આપ્યો નહિ. કંધકે પૂછ્યું: "આ બાઇ કોણ છે ?"

"બાપુ !" અધિકારીએ જવાબ આપ્યો: "બાપુને સારૂં રાંધીને ખવડાવે એટલા સારૂ મેં ગોઠવણ કરી છે. બાઇને દરરોજ સવારમાં લઇને હું આવીશ; તેને રૂબરૂમાં આપ જે ખાવા કરવાની ઇચ્છા થાય તે કહેજો. બાપુ ! રાજાજ્ઞા તો પાળવી–પાપી પેટ પડયું છે, પણ અમેય તે માણસ તો ખરા ને." અધિકારીએ કહ્યું.

તે આત્મપ્રશંસામાં ગૂંથાયો હતો એટલામાં ઘુમટામાંથી કંધક અને ઠીંગણી વડારણ પરસ્પર નેત્રપલ્લવી અને અંગુલિચેષ્ટાથી વાતો કરતાં હતાં. કંધક તેને પૂછતો હતો.

"પણ દાસીપુત્ર બંધક ! તું આજ એટલાં વરસે, કયાંથી ફૂટી નીકળ્યો."

અને સ્ત્રીવેશધારી બંધક તેને જણાવતો હતો. "છાનો મર, દાસીપુત્રના દીકરા ! રોટલો જોજે."

"બાપુ !" અધિકારીએ બોલવાનું જારી રાખ્યું. "આ બાઇ જે દિવસના આપ કારાગૃહમાં પધાર્યા તે દિવસની મારે ત્યાં તપ કરે છે અને વિનવે છે કે મને બીજું કાંઇ નહિ, મહારાજના રોટલા ઘડવા દ્યો. મેં તેને આજ દિવસ સુધી વારી, પણ આજ તો બાપુ ! મારા મન-માંય જિનભગવાન્ ઉગ્યા અને મેં કહ્યું: "ચાલ ને જીવડા ! મહારાજની આટલી સેવા કરૂં તેમાં શું ? કયાં હું આપને ભગાડી મુકું છું કે બહા-રના માણસો સાથે સંબંધમાં મુકું છું ?"

દરમ્યાનમાં કંધકે બંધકને પૂછયું: "આને ને તારે કયાંથી તાગડો બાઝી ગયો ?"

"મારૂં હાલતું તોડાવીને" બંધકે જવાબ આપ્યો: "રાંડવાને મારી સાથે ઘર માંડવું ચ."

"હા..." ઇશારતની ભાષામાં કંધકે સોપહાસ અચંબો બતાવ્યો.

"હું તો કેસરભાભીની બ્હેન. કુંવર બાપુ જરા હારવા માંડયા ચ અને બાપુને પણ હમણાં ખુશખુશ રાખવા ચ." બંધકે મનોભાવનાનાં પડ ખોલી બતાવ્યાં.

અધિકારીએ પણ જરા અસ્તર ઉંચું કર્યું હતું.

"બાપુ ! રાજનાં કામ જ એવાં. અમ જેવાનો મરો. કાલ સવારે બધાં સારાં વાનાં થાશે. કાંઇ એનાએ દિવસ રોજ બેસી રે'ચ. રાજનું કામ કરતાં કરતાં પણ સંભાળ લીધી હોય તો—બાપુ ! વખત આવ્યે નજર રિએ." અધિકારીએ દૂધદહિંમાં પગ રાખવાની ફિલસુફી સમજાવી.

કંધકે કહ્યું: "રાંધતાં આવડતું હોય તો બાજરાનો રોટલો ને ઘેંસનું શાક મોકલજો."

અધિકારીએ ખુશખુશાલ ડોકું ધૂણાવ્યું અને પછી રજા લીધી.

કંધકે બારણું વસાયા પછી, ભોગળ ભીડાતું બંધ થયા પછી મહારાજ બિમ્બિસારને કહ્યું: "બાપુ! આ રસોયેણ નહોતી. આ તો સામંત બંધક. પાંચ વરસ છાનો રહી હવે મારી ને આપની ચાકરી કરવા આવ્યો ચ."

"તેને ચેતવ. તેને ના પાડ." મહારાજા બિમ્બિસારે કહ્યું: બહાર ચીસ સંભળાઇ. થોડીવારમાં દાઝેલા, લગભગ બળી ગયેલા બે હાથવાળો કારાગૃહઅધિકારી, હાલહવાલ અને મુશ્કેટાટ બંધક અને અજાતશત્રુ બીજા બે પહેરેગીરો તથા રાજપુરૂષો સાથે અંદર આવ્યા.

"પિતાજી! આ રાષ્ટ્રદ્રોહી આજ્ઞાવિરૂદ્ધ આપને મદદ કરવા ઇચ્છતો હતો. આપ વૈદ્યરાજ જીવકે તૈયાર કરેલું ચીનાઇ રસાયણ તો જાણો છો. તે વતી રાષ્ટ્રદ્રોહ કરનારા તેના હાથ શ્વાસસમા એક જ ભડકાથી બાળી નાંખ્યા છે. તેને બીજી સજા શી હોય ?" અજાતશત્રુએ કહ્યું.

કંધકે નજર નાંખી તો જોયું કે દરેક પહેરેગીર અને રાજપુરૂષ પાસે કમરમાં પીતળની કમરદાની અને હાથમાં સળગતી જામગરી હતી. તે કંપ્યો.

પણ બિમ્બિસાર ચૂપ, શાંત, અચલ ઉભો રહ્યો. "અને આ સ્ત્રીવેશધારી બંધક, આપને રોટલા ખવડાવવા તૈયાર થયો હતો. તો હવે આજથી એ આપને દરરોજ સવાર સાંજ પચ્ચાસ પચ્ચાસ ચામડાના ચાબૂકના ફટકા વાંસાપર લગાવશે. આપે તેને વાર્યો પણ નહિ ?" અજાતશત્રુએ પિતાને પૂછ્યું.

બિમ્બિસારે જવાબ ન આપ્યો. ખભેથી પોતાનું ઉત્તરીય ઉતારી પીઠ ખુલ્લી કરી તેણે બંધક સામે ધરી.

અજાતશત્રુના હાથમાં ચાબુક હતો. તે તેણે બંધકના હાથમાં આપ્યો.

"જો એક ફટકો પણ નબળો પડયો છે, તો આ કમરદાનીના મુખ ઉપર જામગરી ચ્હડશે અને બંધક! તારૂં એવું ભડથું થઇ જશે કે પિતાજી અને કંધકને જમવા આપીએ તો તેમને ખબર પણ નહિ પડે કે આ જીવતા માણસનું ભડથું છે કે કોઇ શાકનું" રાષ્ટ્રરક્ષક યુવરાજે આજ્ઞાર્યું.

---

## પ્રકરણ ૨૦ મું

### ચિલ્લણાને કેદ

અજાતશત્રુની જાસુસ કચેરી બહુ જ કુશળ હતી એમ કહેવાની હવે જરા પણ જરૂર રહી નથી. હજી પ્રજા, અમલદારો કે બીજાં રાષ્ટ્રો તેના ચક્રની આરાઓ તથા ધરા કેવી રીતે ચાલે છે તે સમજતાં નહોતાં એટલે તેનું કામ બહુ સહેલાઇથી સફળ થતું અને લોકો ઉપર તેની પાસે કોઇ આસુરી મદદ છે એવી છાપ પડતી. પણ તેવું કાંઇ નહોતું. જે કળા સો વર્ષ પછી મૌર્ય અને સંગ રાજાઓના વખતમાં પરાકાષ્ઠાએ પહોંચી તે અજાતશત્રુના ચક્રમાં જન્મી ચૂકી હતી અને તેને લીધે તે પોતાના દ્રોહીઓ અને દુશ્મનો ઉપર તરતાતરત, સર્વથા પ્રતિબન્ધક ઘા કરી શકતો હતો.

બિમ્બિસારને નસાડવાના કે બહારના ખબર પહોંચાડવાના બંધકના પ્રયાસને પણ તેણે એ જ રીતે કુંઠિત કર્યો હતો. બંધક પોતાને મળેલી જાગીર નિરાંતે ભોગવતો હતો ત્યાંથી અદૃશ્ય થયો અને તેના અદૃશ્ય થયાના ખબર મળતાં જ અજાતશત્રુના યંત્રનાં ચક્રો ચાલતાં થયાં. બંધક કેસરને મળ્યો; સ્રી બન્યો; કારાગૃહના અધિકારીના સંપર્કમાં આવ્યો; તેની નિમકહલાલી તેણે સ્રીચરિતથી ઢીલી કરી; એ બધું અજાતશત્રુને વિદિત હતું અને તેણે બરોબર ટાંકણે ઘા માર્યો. પિતાને નિષ્ઠુર સજા કરતાં તેને સહેજ કંપારી છૂટી. પણ તેણે દયા, ક્ષમા અને આમન્યાને કચડી મારી નાંખ્યાં હતાં અને નિશ્ચય કરી લીધો હતો કે પિતા એકમાત્ર તેના ચક્રના વિજયની બાંહેધરી છે. અજ્ઞાન, નહિ સમજતી વસતિ અને ભયત્રસ્ત, દ્રોહી પડોશી રાષ્ટ્રોને બંડ કરતાં અટકાવવાનું એકમાત્ર સાધન બિમ્બિસારનું જીવન છે.

પણ ચેટકે તેના તે નિશ્ચયને ખોટો તો આજ પહેલાં જ પાડી દીધો હતો. વિદેહની અને મગધની સંધિ તેણે ફાડીને ફેંકી દીધી હતી. હલ્લ, વિહલ્લ અને સચેનકને તેણે સોંપવાની ના પાડી હતી અને મગધ-

રાજની સેના સામે પોતાની સેનાને ઝીકી હતી. અત્યારે તો મામલો એવો ઉભો થયો હતો કે ચેટકરાજની સેના મગધસૈન્યને વસમી પડવા માંડી હતી અને સેનાધિપતિ તરફથી વધારે સરંજામ અને માણસોની ઉપરાઉપર માગણી આવવા માંડી હતી. વિજયી યુવરાજને પોતાનું ચક્ર જમાવતાં મુશ્કેલી નહોતી નીવડી, પણ તેનો લથડતો વિજય ઘણાને તો પ્રારંભ પામતો પરાજય જણાતો હતો અને મગધમાં પોતામાં એવાં તત્ત્વો સળવળવા માંડ્યાં હતાં કે, જે લથડતા યુવરાજને ગબડાવી પાડવામાં જરાપણ વિલંબ ન કરે.

ઇતિહાસ કહે છે કે ગજરાજ સચેનક સિદ્ધગજ હતો અને તે જે પક્ષતરફ હોય તે પક્ષ હમેશાં વિજય પામે. ચેટકના લશ્કરની મદદનીશ સરદારી કુંવર હલ્લ અને વિહલ્લને આપવામાં આવી હતી અને ગજરાજ સચેનકને સૈન્યમાં સામેલ કરવામાં આવ્યો હતો. હલ્લ અને વિહલ્લ બન્નેએ પહેલાં તો લડાઇમાં સંડોવાવા સામે વિરોધ બતાવ્યો હતો. "અમે મોટાભાઇ સામે લડીએ?" બન્નેએ પૂછ્યું હતું.

"એ કયાં મોટો ભાઇ છે? એ તો કુલાંગાર, રાક્ષસ છે. તેણે અભયને જતિ કર્યો; તમને દેશવટો દીધો; પિતાને કેદ કર્યા, હવે માતામહને લૂંટવા નીકળ્યો છે." જવાબ મળ્યો હતો.

અંતે હલ્લ અને વિહલ્લના મનમાં ચોક્કસ થયું કે તેમનો જો કોઇપણ મોટામાંમોટો શત્રુ હોય તો તે તેમનો મોટો ભાઇ અજાતશત્રુ છે. ચેટકે તેમના મનમાં આ વાત સ્થિર થવાનું નક્કી કર્યું; પછી તેણે હલ્લ અને વિહલ્લનો સંયુકત યુવરાજ તરિકે વૈશાલિમાં અભિષેક કર્યો અને તેમને ગજરાજ સચેનક ઉપર બેસાડી નગરમાં છડી સ્વારીએ ફેરવ્યા. યુવરાજપદ ધારણ કરતા હલ્લ અને વિહલ્લ તે પછી ગજરાજ સચેનકસહિત યુદ્ધમાં ચેટકરાજ સાથે સામેલ થયા.

ગજરાજ સચેનક ખરેખર સિદ્ધગજ નીવડયો. વૈશાલિ ઉપર ધસી આવતી વજ્રવ્યૂહ મગધસેના, જે દિવસ એ ગજ ઉપર બેસીને હલ્લ

અને વિહલ્લે યુદ્ધમાં ભાગ લીધો તે દિવસ આગળ વધી શકી નહિ. તેનો વેગ મંદ પડ્યો. પછી તેની આગે-કુચ અટકી ગઇ અને એકાએક આખુંય મગધસૈન્ય પૂર્ણ ભરતી પામ્યા પછી એકદમ જેમ સાગરજળ ઓસરતાં ઓસરતાં પાછાં પડે તેમ મગધ તરફ પાછળ પડવા માંડ્યું. એ ઓટ પામતાં જળમાં જેમ કાંઠા ઉપરથી સાગરજળમાં પડેલી વસ્તુ અંદર ચૂસાય તેમ વિદેહસેના મગધ તરફ ચૂસાવા માંડી; તેની સાથે હલ્લ, વિહલ્લ અને સચેનક પણ ચૂસાયા.

ચેટકને વિદેહસૈન્યની મગધ તરફની કુચ, એ માત્ર ચૂસાવાનું આકર્ષણ હોય એમ ન લાગ્યું. તે તો અમુક દિવસમાં રાજગૃહમાં પ્રવેશ કરવાનાં સ્વપ્નાં સેવવા માંડ્યો. તેને સચેનકની સિદ્ધગજતા ઉપર ખૂબ શ્રદ્ધા બેઠી અને તે સચેનકને અને તેના ઉપર બેઠેલા મગધ રાજકુમારોને સૈન્યને અગ્રભાગે રાખવા માંડ્યો.

એમ કરતાં કરતાં મગધસૈન્ય મગધરાષ્ટ્રની સીમા ઓળંગી પોતાના રાષ્ટ્રમાં પેઠું. ચેટક વૈશાલિથી બહુ દૂર આવી ગયો. પણ ગમે તેટલો તૈયાર હોવા છતાં તે વૈશાલિથી છેટે અને પોતાના રાષ્ટ્રની સીમા બહાર યુદ્ધ કરી શકવા સમર્થ નહોતો. વિજયાકાંક્ષી ચેટકની મુશ્કેલીઓ હવે શરૂ થઇ. પણ સચેનક ઉપરની શ્રદ્ધા તેની આશાને ટકાવી રાખતી હતી, તેને હજી પણ આગળ અને આગળ વધવાને પ્રેરતી હતી.

તેણે પણ મગધસૈન્યની પાછળ સીમા ઓળંગી. તે જોઇ ન શક્યો કે મગધસૈન્ય વજ્રવ્યૂહથી એકકતાર, એકકદમ પાછળ હઠતી હતી. તેનાં સાધનો અખૂટ હતાં; તેનાં યંત્રો અણવાપર્યાં અને અક્ષત હતાં. તેની સામગ્રીમાં ઘણી ઘણી નવીનતા હતી અને તેની દિનચર્યામાં ન સમજાય તેવી વિચિત્રતાઓ હતી. તે તો સચેનકની સિદ્ધગજતા ઉપર મદાર બાંધી આગળ વધ્યે જ ગયો.

એક રાતે સચેનક ગજરાજને તંબુપાસે એક ઝાડ સાથે સોનાની સાંકળે બાંધ્યો હતો અને ચેટક તેની સવિધિપૂજા કરી રહ્યો હતો;

સાયંસંધ્યાનો ઉપાસનાવિરામ હોવાથી યુદ્ધ વહેલું બંધ થયું હતું અને બન્ને પક્ષ ધર્મચર્ચા કરતાં, નિસાસો ખાતાં હતાં તે વખતે એકાએક મગધસૈન્યમાંથી એક પાલખી અળગી પડી ચેટકરાજના તંબુપાસે આવી.

ચેટકરાજ સચેનકની પૂજા આટોપી લઇ એ પાલખી તરફ કુતૂહલથી જોઇ રહ્યા. પાલખીમાંથી એક સ્ત્રી નીચે ઉતરી. પરિચારકોએ તેને ચેટકરાજ ઉભા હતા તે સ્થળ બતાવ્યું. ચેટકરાજે તેને ઓળખી. ચિન્તા, વ્રત અને સંયમથી કૃશ થયેલી એ ચિલ્લણા હતી.

"તું આંહિ?" ચેટકરાજે ગર્જના કરી.

"પિતાજી!" ચિલ્લણાએ કહ્યું: "પ્રાર્થના કરવા આવી છું–પાછા વળો. હલ્લ, વિહલ્લ અને ગજરાજને બચાવી લ્યો:"

"તારા કુલાંગારે તને દૂત તરીકે અંતે મોકલી, ચિલ્લણા? વિદેહના સૈન્યના ઘા તે ન ઝીલી શકયો?"

"પિતાજી! હું ચિલ્લણા તમારી પાસે આવી છું: પણ હું મગધની રાજમહિષી હતી—અત્યારે પણ યુવરાજ રાષ્ટ્રરક્ષકની માતા છું. મને કુણિકે મોકલી નથી. મગધને તમારા ઘા કાંકરી સરખા પણ લાગ્યા નથી." ચિલ્લણાએ કહ્યું.

"ત્યારે, ઓ પતિદ્રોહિણી, પુત્રદ્રોહિણી, પિતાદ્રોહિણી ચિલ્લણા! તું આવી છે શું કામ? મને અજાતશત્રુપર દયા કરવાનું સમજાવવા? હું એમાં સમજવાનો નથી. હજી પણ સમય છે–તું તેના તરફથી ન આવી હો તો મારા તરફથી તેની પાસે જા અને કહે: "ઓ કુલાંગાર! ચેટકરાજ તો જ પાછાં પગલાં વાળે કે જો તું યુવરાજપદનો ત્યાગ કર; બુદ્ધવિહારનો શ્રમણ થા, અને મગધનો ત્યાગ કર." નહિતર રાજગૃહ હવે બહુ દૂર નથી અને હું રાજગૃહમાં પ્રવેશ કરી હલ્લ વિહલ્લને રાજપદે સ્થાપીશ. મારે મહારાજ બિમ્બિસાર સાથે લેવા દેવા નથી. આ વડવાનલને પ્રકટાવી જેણે રાષ્ટ્રમાં તો શું પણ આખા ખંડમાં દાહ લગાડયો છે તે બિમ્બિસાર માટે મને પ્રીતિ કે દયા નથી. હલ્લવિહલ્લ સંયુક્ત રાષ્ટ્રાધિપતિ થશે." તે મ્હોં ફેરવી ઉભો.

"પિતાજી !" ચિલ્લણાએ વિનતિ કરી. "આપ નકામાં સ્વપ્નાં સેવો છો. કુણિક ભાગ્યવિહિત ચક્રવર્તી છે. વિધિનિર્મિત દાવાનલ છે. તમે તો તેના દાહમાં જરૂર ભસ્મીભૂત થશો, પણ મારા કુમારોને પણ ભસ્મસાત્ કરાવશો; સચેનક જેવી સિદ્ધિને લૂટાવી દેશો, મને સૌભાગ્ય-વિહોણી કરશો."

"આ બાઇને કેદ કરો." ચેટકે ગર્જના કરી. તે તંબુમાં ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૨૧ મું

## સચેનકનો વધ

"પિતાજી, પિતાજી ! આત્મહત્યા કરવી છે?" ચિલ્લણાએ તંબુમાં ચાલ્યા જતા ચેટકરાજને ચીસ પાડી વિનતિ કરી; ચેટકનો હુકમ સાંભળી થોડાક પહેરેગીરો આગળ આવ્યા, પણ તેઓ કાંઇ મગધના પહેરેગીરો નહોતા. રાજદુહિતા, રાજમહિષી, રાજમાતા ચિલ્લણા ઉપર હાથ નાંખતાં તેઓ અચકાયા અને ચેટક પોતે તંબુની બહાર આવ્યો.

"ચિલ્લણા ! હું કાંઇ પણ સાંભળું તેમ નથી." તેણે કહ્યું: "કાં તો અજાતશત્રુ પડે —કાં તો હું પડું—અમારા બેમાંથી એકે પડવું જ રહ્યું. અત્યારે તો તે પડે તેમ દેખાય છે."

તેણે પ્રૌઢ થયેલી, કૃશ શરીરવાળી પણ દુ:ખ, ધૈર્ય અને સંયમથી ભવ્ય દેખાતી પોતાની પુત્રી ઉપર નજર ફેરવી. તે સ્થિર, શાંત ઉભી હતી. તેને કેદ કરવા આગળ વધેલા પહેરેગીરો પણ આજૂ બાજૂ તૈયાર જ ઉભા હતા. પણ તેમને મગધની કવાયદ અને શિસ્ત મળ્યાં નહોતાં. મગધના પાલખી ઉંચકનારા ભોઇઓ વાનર માફક રાજમહિષીને ઉંચકી પાલખીમાં નાંખી ચેટકની છાવણી ચીરી સોંસરા નીકળી જવા તૈયાર હતા.

"પિતાજી ! હું ચિલ્લણા આપને કહું છું. તમે મને કેદ કરશો તો તેથી શું? હું તો એક અબળા છું. અજાતશત્રુ મારા ઉપર વીતકપર વીતક વરસાવેજ છે ને? અત્યાર સુધી એકલો પુત્ર વીતકો વરસાવતો રહ્યો છે–હવે પિતા તેની સાથે ભળશે. મને એ ચિન્તા નથી. પણ મને કેદ કરતાં, કે વધારે આગળ વધતાં આપ આત્મનાશ નહિ જ પણ સર્વનાશને નોતરૂં આપી રહ્યા છો."

ચેટકે મ્હોં ફેરવ્યું. 'ચિલ્લણા ! તને હું કેદ નહિ કરૂં. તું જા. પણ મને છોડ. હું મારૂં કાર્ય બરોબર કરી રહ્યો છું. મારો ધર્મ પણ હું સમજું છું. મારી શકિતનું માપ મેં કાઢી લીધું છે. હું પડીશ તો પણ મારો ધર્મ બજાવતાં જ પડીશ ને? તારે તેટલું ઉંચાજોણું.'

તે તંબુમાં દાખલ થઇ અદ્રશ્ય થઇ ગયો. વિદેહના પહેરેગીરો ચિલ્લણા આસપાસથી પાછા પડયા. ચિલ્લણાની પાલખી તેને લઇને અદ્રશ્ય થઇ. સૈન્યમાં સોપો પડયો. પહેરેગીરોનાં તાપણાં અને હાકલ; થાકેલા અને વિસામો લેતા સૈનિકોના હોકારા, આટલા સિવાય સર્વત્ર શાંતિ પ્રસરી.

ચેટકે સેનાધિકારીને બોલાવીને સૈન્યમાં સર્વત્ર ચર્યા જોવા માંડી. તેના ચાક્ષુષ, તેના ચાર, તેના યાંત્રિકો સર્વ સાવધાન હતા. સામે જ મગધસેના પડી હતી. તેના ઉપર ઓચિંતો છાપો ન આવે તેટલા પૂરતી તેની પીઠ સુવ્યૂઢ અને હથિયારબંધ હતી. બાકી ત્યાં પણ સઘળું શાંત હતું અને સૈનિકો વિસામો લેતા હતા.

ચેટકે તે સર્વ જોયું. પછી તે ગજરાજ સચેનક પાસે ગયો. તેને એક મજબૂત સોનાની સાંકળે વડના ઝાડ સાથે બાંધ્યો હતો. તેની પાસે નીરણપાણી મૂકી તેનો મહાવત નિરાંતે તેના ચરણમાં સૂતો હતો. ગજરાજ ગંભીર હતા. તેની આંખમાં બુદ્ધિ ભરી હતી. તેની ચેષ્ટામાં ગૌરવ ભર્યું હતું.

ચેટકને જોતાં ગજરાજે સૂંઢથી વંદન કર્યું. રાજાએ પણ તેની સૂંઢ હાથમાં લઇ પંપાળી. "ગજેન્દ્ર!" ચેટક બોલ્યો: "ચિલ્લણા આવી

હતી ચેતવવા અને પાછા વાળવા. તમારી સિદ્ધિપર શ્રદ્ધા રાખી મેં ભક્તે તેની ચેતવણી સ્વીકારી નથી. હું પાછો વળતો નથી. અહિં સુધી આવ્યા છીએ તો હવે રાજગૃહમાં પ્રવેશ કરવો વધારે દૂર નથી, વધારે દુર્ગમ નથી."

હાથીએ રાજાનાં વચનો ગંભીરતાથી સાંભળ્યાં કર્યાં. તેને વાચા નહોતી એટલે તે શું ધારતો હતો એ તો કોણ કહી શકે ? ચેટક ત્યાંથી હલ્લ અને વિહલ્લના તંબુમાં ગયો. તેમના તંબુપાસે ખડો, સખત, જાપતાબંધ પહેરો હતોઃ રાજા પણ પહેરા આગળ અટક્યો. પહેરેગીરે તેની નજીક આવી ખાત્રી કરી લીધી કે એ દેહધારી ચેટકરાજ જ છે. તે પછી તે બાજૂએ ખસી ગયો અને રાજા અંદર ગયો. બે શિલા ઉપર પાટિયાં નાંખી રાજકુંવરો માટે મંચક બનાવવામાં આવ્યા હતા. તેના ઉપર વલ્કલ બીછાવ્યાં હતાં અને લાકડાના કટકા ઓશીકા તરીકે રાખ્યા હતા. બન્ને કુંવરો ઘસઘસાટ નિદ્રામાં હતા.

પોતાની વીંટીનો મણિ ચેટકે એ બન્નેના મુખ ઉપર ચમકાવ્યો. એ મુખો નિર્દોષ હતાં; તેમના ઉપર નિરાકાંક્ષા સામ્રાજ્ય જમાવી બેઠી હતી. "આર્યાવર્તની આશા, મગધનું તેજ, રાષ્ટ્રોના સ્વાતંત્ર્યનું અવલંબન- દીર્ઘાયુ રહો." આશીર્વાદ ઉચ્ચારી ચેટક થોડીવાર ઉભો રહ્યો. પછી ચૂપકીદીથી કુમારો ન જાગે તેવી રીતે બહાર નીકળી ગયો. ચેટક- રાજે પોતાના તંબુમાં જઇને થોડી નિદ્રા લઇ લીધી. પછી બ્રાહ્મ મુહૂર્ત પહેલાંના ઘોર મુહૂર્તમાં ઉઠી સંકેત પ્રમાણે તેણે તેના સેનાધિકારી- ઓની મંત્રણા રચી. સચેનક ઉપર કુંવર હલ્લ અને વિહલ્લને બેસાડી તેને સૈન્યને મોખરે રાખી આખી સેનાએ તેની પાછળ રહીને આગળ વધવું અને મગધસેના પાછળ હઠતી જાય તેના ઉપર બાણ વરસાવવાં એ મુખ્ય વ્યવસ્થા હતી. એ વિષેના આદેશો બરોબર અપાઇ ગયા પછી મંત્રિપરિષદ્ વિખેરાઇ અને સૌ પ્રાતઃકર્મમાં પડયા. સેના સુવ્યૂહ થઇ તૈયાર થઇ ત્યારે સૂર્યોદય થઇ ગયો હતો. આકાશમાં સહેજ સહેજ ધુમસ

હતી. ઝાડનાં પાંદડાં અને ડાળખી ઉપર ઝાકળ પડ્યું હતું અને વિખરાઇ હવામાં લીન થઇ જતી જળવરાળ બિન્દુરૂપે બાઝેલી તે પણ ઉડી જવા માંડી હતી.

ભેરીનાદ થયો, શિંગી ફૂંકાઇ અને સચેનકપાસે મહાવતે આગળ ડગ ભરાવ્યું. મગધ સૈન્ય ઉપર અસંખ્યાત બાણોનો વરસાદ થયો. પણ થોડા દિવસથી હમેશ થતું હતું તેથી ઉલટું મગધસૈન્યની હરોળો પાછી ન હઠી. તે સમ્મુખ ઉભી રહી અને જાણે કે આજે તો અચળ રહેવાનું વ્રત લીધું હોય તેમ શાંત અને સ્થિર રહી. ચેટકને આશ્ચર્ય થયું–કાં તો મગધસેના આજે યુદ્ધ આપશે. તેનું આખું સૈન્ય યુદ્ધમાટે તલસતું હતું. મગધની ભૂમિ ઉપર મગધસેનાને પરાજય આપવા વિદેહચમૂ તો પ્રાર્થના કરી કરી થાકી ગઇ હતી.

મગધસૈન્ય ઉભું રહ્યું અને તેની પાસે યુદ્ધ માગતું વિદેહસૈન્ય થોડીવાર અટકી ચેટકરાજની આજ્ઞાથી આગળ ચાલ્યું. બરોબર યુદ્ધ અપાય એટલી નિકટતા રહી એટલે મગધસૈન્ય થોડું પાછળ હઠ્યું. એમ મગધસેના પાછળ હઠવા માંડી અને વિદેહસેના તેની પાછળ ખેંચાતી ગઇ. એમ કરતાં મગધસૈન્ય એક ટેકરીના ઢાળ ઉપર ચઢ્યું. ત્યાંથી તે વિદેહ ઉપર ધસી શકત પરંતુ તેણે બચાવ પૂરતાં આયુધોનો ઉપયોગ કર્યા સિવાય અને નિકટતાનું અંતર સંકડાવ્યા વિના લડયા કર્યું અને પાછા હઠ્યાં કર્યું. અંતે ટેકરીની ધારપરથી આખી સેના પાછળ ઉતરી ગઇ હતી અને તે ધાર સમાંતરના એક ખાડાને ઓળંગી તેની પેલીપાર ગોઠવાઇ.

ગજરાજ સચેનક તે ટેકરીપર ચ્હડ્યો. વિદેહસેના તેની પાછળ પાછળ ચ્હડવા માંડી. ગજરાજ છેક ટેકરીની ધારપર જઇ ઉભો અને અટક્યો. નીચે ખાડો હતો. હાથીઓનો સ્વભાવ સીધી બાજૂવાળા ખાડામાં પગ દેવાનો હોતો નથી. ગજરાજને નિસર્ગસહજ બુદ્ધિથી આ ખાડો ઓળંગવા જેવો નથી એમ લાગ્યું. તે ઉભો રહ્યો અને તેની પાછળ આખી વિદેહસેના ઉભી રહી.

આ ખાઇ તરતની ખોદેલી હોય તેમ જણાતું હતું. તેમાં કાળી રેતી જેવો કોઇ હળવો, ગંધાતો પદાર્થ પાથરેલો હતો.

મગધસેનાએ હવે એકત્ર થઇને સચેનક ઉપર બાણ ઉપર બાણ વરસાવવા માંડયાં. આ બાણને લીધે હાથીનું શરીર સાહુડી જેવું થઇ ગયું અને જાણે તેને રોમરોમ સીસોળિયાં ઉગ્યાં હોય તેવું લાગવા માંડયું. તે હાથી અંતે અસહ્ય પીડાથી ઉછળ્યો. આ ઉછાળાના જોરથી તેના ઉપરનું આસન ડોલ્યું અને મગધકુમારો હલ્લ અને વિહલ્લ નીચે ઘાસમાં પટકાઇ પડયા. સચેનક ખાઇમાં પડયો અને ફસાયો. અચાનક ખાઇમાં પથરાયેલો કાળો રેતી જેવો પદાર્થ સળગ્યો અને ભડકો થયો. સચેનક દાઝીને ભડથું થઇ ગયો. તેના ઉપર મગધસેના તરફથી બાણનો અને યંત્રોમાંથી પત્થરાનો વરસાદ વરસવા માંડયો. થોડીવાર દાહ, પીડા અને દુઃખથી તરફડી ગજરાજ સચેનક મુડદું થઇ પડયો.

કુમાર હલ્લ અને વિહલ્લ કયાં પડયા હતા તેનું કોઇને ભાન રહ્યું નહિ. વિદેહસેનામાં હાહાકાર વ્યાપ્યોઃ સચેનકના સિદ્ધગજપણા પર અવલંબતો વિજય એ ગજરાજના પડવાથી સ્વપ્નવત્ આળપંપાળ થઇ ગયો. સૈન્યની શ્રદ્ધા, વટ અને વ્યૂહ અટકી ગયાં. ચેટકરાજને ચિલ્લણાની ચેતવણીઓ યાદ આવી.

સચેનક પડયા પછી મગધસૈન્ય તરફથી શસ્ત્રનો અને પત્થરનો વરસાદ બંધ થયો. એ આખી સેના સાગરના મોજાની માફક પાછી વળવા માંડી.

ચેટકે ક્રોધ અને શોકથી વ્યાકુળ થઇ વિદેહસેનાને તેની પૂઠ પકડવા આજ્ઞા કરી. સૈન્યે તે આજ્ઞા ઉઠાવીઃ પણ તેનાં પગલાં પાછાં પડતાં હતાં.

# પ્રકરણ ૨૨ મું

## પિતૃહત્યા

વિદેહસેના આગળ વધતી હતી પણ તેનાં પગલાં પાછાં પડતાં હતાં. તેનો ઉત્સાહ તૂટી ગયો હતો; તેનું તેજ હણાઇ ગયું હતું. જે વિચિત્ર અગ્નિથી સચેનકને સળગાવી મૂકવામાં આવ્યો હતો તે અગ્નિનો ધાક સૈનિકે સૈનિકને લાગી ગયો હતો. અજાતશત્રુ ખરેખર અજાતશત્રુ જ હતો. તેની અજિતતા એક ધર્મસિદ્ધાંતની માફક વિદેહના સૈન્યમાં જડ ઘાલી બેઠી હતી.

હવે તો ચેટકને પણ વિજય વિષે આશંકા થવા માંડી હતી. તેણે પણ વિજયનો મદાર સચેનકની સિદ્ધિ ઉપર બાંધ્યો હતો. મગધ ઉપર આક્રમણ કરવા માટેની પોતાની ઇન્સાફિયત કુંવર હલ્લ અને વિહલ્લના સંયુક્ત રાજ્યાભિષેકની યોજનામાં તે સહુને બતાવતો હતો. તે વિરૂદ્ધકને ફરીથી તાવી જોતો હતો. અંગદેશના પરાસ્ત રાજકુંવરને બંડ ઉઠાવવા અને પોતાની સાથે ભળી જવા માટે સમજાવવાનો પ્રયાસ કરવાનું યે ચેટક ચૂક્યો નહોતો.

પણ આજે સચેનકનો નાશ થયો હતો. હલ્લ અને વિહલ્લનો પત્તો નહોતો. એ કુંવરો હાથી ઉપરથી ઉછળી પડયા તે સૈનિકોએ જોયું હતું. પણ પછી મગધના ચમત્કારાગ્નિથી સૈન્યમાં કોલાહલ તથા અવ્યવસ્થા ઉત્પન્ન થયાં હતાં, ન્હાસભાગ થઇ હતી તેમાં કુંવરેનું ધ્યાન રહી શક્યું નહોતું. ચેટકે સૈન્યમાં ફરી વ્યવસ્થા સ્થાપી અને વ્યૂહ જમાવ્યો ત્યારે કુંવરો ક્યાંહિ પણ જડયા નહિ. તેમનાં શબ પણ મળ્યાં નહિ. તેઓ અચાનક અજાયબ રીતે ચેટકના કબજામાંથી અદૃશ્ય થઇ ગયા.

એક આશાનિબન્ધન હતું. હજી મગધસૈન્યો સાગરની ઓટ માફક પાછાં જ વળતાં હતાં. સચેનકના ઉપર થયેલા હુમલા પછી ચેટકની શ્રદ્ધા

ચલાયમાન થઇ હતી. એટલે હવે તે તદ્દન એમ તો નહોતો માનતો કે મગધસેના પરાજય પામીને પલાયન કરે છે. પણ હજી તેના મનમાં એમ તો હતું કે જો રાજગૃહની બહુ નજીક પહોંચી શકાય તો તે જોસદાર હલ્લો કરી તે શહેર હાથ કરે. જો શહેર હાથ થાય તો કાં તો અજાતશત્રુ મગધ છોડી ચાલ્યો જાય અથવા તો કેદ થાય. તો મહારાજ બિમ્બિસારને કારાગૃહમાંથી છોડી પાછા ગાદી ઉપર બેસાડી શકાય.

આ ઇરાદાથી ચેટકે વિદેહસેનાને અટકાવી અને દિવસરાત એકાએક, છૂપો હુમલો કરવાની સંભવિતતા વિષે સેનાધિકારીઓ સાથે ચર્ચા કરવા માંડી. અનેક યોજનાઓ વિચારાઇ; અનેક પડતી મૂકાઇ અને પછી એક યોજના નક્કી થઇ. ચેટકરાજે પોતાના યુદ્ધ ઉદ્દેશો વિષે ઢંઢેરો બહાર પાડયો.

"હું મગધના રાષ્ટ્રને એક નરપિશાચના હાથમાંથી છોડાવવા આવ્યો છું. મગધનિવાસીઓ પોતે એ નરપિશાચ સામે બંડ કરે; તેને કેદ કરે અને મહારાજ બિમ્બિસારને ફરીથી સિંહાસન પર સ્થાપે એટલે તરત વિદેહસેના વૈશાલિ તરફ પાછી વળશે. પણ જ્યાં સુધી મગધજાનપદ નરપિશાચ અજાતશત્રુની ધૂંસરી વહે છે અને તેની રાજકુળહત્યા તથા આસુરી સત્તા સહન કરે છે ત્યાં સુધી હું મગધ કેમ છોડી શકું ? મગધ પોતે જે કરી શકતું ન હોય તે મારે કરવું પડે તો હું કરીશ."

ચેટકરાજે પોતે આ ઢંઢેરા ઉપર સહી કરી અને તે અનેક તામ્રપટો પર કોતરાવી મગધનાં સૈન્યમાં તથા ગામેગામ મોકલવા તજવીજ કરી.

તરત જ એક તામ્રપટ અજાતશત્રુ પાસે પહોંચ્યું. તેણે પોતાના અષ્ટપ્રધાનમંડળને તાબડતોબ બોલાવ્યું અને તેની પાસે આ તામ્રપટ મૂકયું. "ચેટકરાજ હઠીલા છે. તે ભરતખંડની એકરાષ્ટ્રતા, એકચક્રની આવશ્યકતા કદિ સ્વીકારવાના નથી. મગધ ભરતખંડમાં એકચક્ર, નિષ્કંટક થાય તે કદિ સહન કરવાના નથી." અજાતશત્રુ બોલ્યો.

"અને જ્યાં સુધી મગધના દેહમાં એક પણ એવું તત્ત્વ હોય કે જે તેમના વિચારોના અવલંબનરૂપ બનાવી શકાય,–પછી તે તત્ત્વની ઇચ્છા તેવું બનવાની હોય કે ન હોય ત્યાં સુધી અનેકરાષ્ટ્રતાના, અનેકછત્રતાના પક્ષવાદીઓ મગધને શાંત વ્યવસ્થા કરવા દેશે નહિ, ત્યાં સુધી મગધે યુદ્ધમાં જ સંડોવાઇ રહેવું પડશે."

મંત્રણા લાંબી ચાલી. તેણે અંતે છેવટનું પગલું લેવાનું, છેવટને પાટલે બેસવાનું નક્કી કર્યું. અજાતશત્રુને મંત્રીપરિષદે સામાન્ય પાપપુણ્યના વિસંવાદથી ઉપરવટ કર્યો.

અજાતશત્રુ મંત્રણા પૂરી થતાં મહારાજા બિમ્બિસારના કારાગૃહ તરફ ગયો. ત્યાં તેણે કોઈ બીજું જ દૃશ્ય જોયું.

જે ગુફામાં કંધક, બંધક તથા બિમ્બિસારને પૂરવામાં આવ્યા હતા તે ગુફાનું લોખંડનું દ્વાર છૂટું થઈ દૂર પડી ગયું હતું. ગુફાનું મુખ સુરંગ ફૂટવાથી તૂટે તેમ તૂટી ગયું હતું. કંધક અને બંધક કાળાશાહી દાઝેલા બાજૂ ઉપર બેભાન પડેલા હતા અને મોટો જબરજસ્ત વિજળી ત્રાટકે તેવો ધડાકો થવાથી ગુફામુખના પહેરેગીરો બહેરા અને બહેબાકળા બની ગયેલા હતા.

મહારાજા બિમ્બિસાર ગુફાના એક ખૂણામાં અક્ષત અને સહી સલામત ઉભા હતા. અજાતશત્રુએ તેના ઉપર ફરસી ઉગામી ધસારો કર્યો. ફરસીના એક જ ઘાથી મહારાજાનું શિર ધડથી જૂદું પડી રડવડી કંધક પડ્યો હતો તેના પડખામાં પડ્યું. મહારાજા કાં તો પ્રણિધાનથી ઝાટકો પડતાં શરીર છોડી ગયા હોય અથવા તો અજબ કોઈ સંયમ બળથી નિર્વાક્ રહી શક્યા હોય પણ ઝાટકો પડતાં ન ચીસ પડી; ન ડચકું નીકળ્યું. જેમ સૂકું વૃક્ષ કુશળ કઠિયારાના તીક્ષ્ણ કુહાડાથી એકદમ કપાઈ બે કટકા થઇ પડે તેમ મહારાજાના કલેવરના બે કટકા થયા.

અજાતશત્રુએ પિતાના બે કટકા થયેલા દેહને નિહાળ્યો. તેણે ફરસી ફેંકી દીધી. તેની આંખમાંથી આંસુનાં બે ટીપાં ખરી પડ્યાં. ક્ષણભર પુત્રના સર્વોપરિ થઇ. પણ બીજી જ પળે તેણે પ્રાણોનું સ ર્પણ

કર્યું. ઉંચે માથે અને દઢ પગલે, જગતને તૃણવત્ લેખતો હોય તેવી નજરે તે ત્યાંથી નીકળી યુદ્ધકચેરીમાં આવ્યો અને મગધસૈન્યને વિદેહના કટક ઉપર નિર્દય રીતે તૂટી પડવાનું શાસન કાઢ્યું.

કુળસચિવને ઉત્તરક્રિયા વગેરે કરવાનું કહી તે પણ સૈન્યની સાથે જ યુદ્ધમેદાન પર ચાલી નીકળ્યો.

કુળસચિવે આ ખબર ચિલ્લણાને તથા કૌસલ્યાને આપ્યા. કૌસલ્યાએ પોતાના ભાઈ વિરૂદ્ધકને બોલાવ્યો. ચિલ્લણાએ શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. ફક્ત કુળસચિવને વ્યાવહારિક જે કરવું ઘટે તે કરવાની આજ્ઞા આપી અને વડી વડારણે વિધવા મહાદેવીના મનનો આઘાત તેને જડ ન બનાવી દેતાં બહાર નીકળી શાંતિ આપે તેવી શોકદર્શન અને સહદુઃખવર્ણનની વ્યવસ્થા કરી.

"દેવોને યજ્ઞાર્પણની પ્રતિજ્ઞા કરી નહિ આપનાર માનવીનાં કર્મ આમ પરિણામ પામે છે." રાજકુલાચાર્ય દેવદત્તને કુળસચિવે હકીકત નિવેદન કરતાં તેણે કહ્યું: "દેવોનાં વિડંબન, પ્રતિજ્ઞાઓના ભંગ, આચારની શિથિલતા-આમાં શું સારૂં થાય?"

જાનપદ ભયત્રસ્ત થયું; પણ "કલિયુગનાં રાજકુળ તો આવાં જ હોય ને" કહી સહુ પોતપોતાના કાર્યમાં લાગવા માંડયાં. અજાતશત્રુનાં ચક્ર નીચે જાનપદને દુઃખ નહોતું. તંત્રમાં વ્યવસ્થા હતી. જીવનમાં રક્ષણ હતું; દૈનિકચર્યા માટે શાંતિ અને અવકાશ હતાં. તેને બિમ્બિસારની હત્યા બહુ સાલી નહિ. અજાતશત્રુના આત્મતેજથી તેને જેટલે દરજ્જે કાળી ટીલી લાગવી જોઈએ તેટલી લાગી નહિ.

અને પરાયા અભિમંતવ્યનો બેપરવાહ એ અજાતશત્રુ ચેટકના દળને ડારવા પોતાની જાતે ઝુઝવા માંડયો. તે હવે યુવરાજ રાષ્ટ્રરક્ષક નહોતો. મગધસમ્રાટ્ અજાતશત્રુ હતો.

ભરતખંડની એકચક્ર, નિષ્કંટક એકરાષ્ટ્રતાનું એ જીવન્ત મૂર્તસ્વરૂપ હતો.

---

## પ્રકરણ ૨૩ મું

### આત્મહત્યા

વિદેહનું સૈન્ય મગધસૈન્યનો મારો બહુ વખત સહન કરી શક્યું નહિ. આખો દિવસ લડાઇ કર્યા પછી વિદેહના સૈનિકો તૂટયા, અને ભાગવા માંડયા. જેમ જેમ સૈનિકો ઓછા થવા માંડયા, તેમ તેમ પ્રમુખ સામંતો અને સરદારો મગધ-સેના સામે ઝીક ઝીલવા માંડયા અને રણમેદાનમાં પડવા માંડયા. છેવટે એવી ઘડી આવી કે અજાતશત્રુ અને ચેટક આપોઆપ સામસામા આવી ગયા.

બીજાઓ લડતા રહ્યા, પણ ચેટક અટકયો. અજાતશત્રુ પણ અટકયો. કુણિકે માતામહને વંદન કર્યું અને વૃદ્ધ ચેટકરાજ પહેલો હુમલો કરે તેની રાહ તે જોવા માંડયો. પણ ચેટકે હુમલો કર્યો નહિ.

"માતામહજી ! આપના ઘાની રાહ જોઉં છું." અજાતશત્રુએ કહ્યું.

"કુણિક ! તું ચિલ્લણાનો પુત્ર; મારો દૌહિત્ર. હું તારા પર કેમ પહેલો હુમલો કરું ? જેમ મહારાજ બિમ્બિસારને તેં હણ્યા તેમજ મને પણ હણ, એટલે વાત પતી જાય."

"મહારાજ ! મારે આપને હણવા નથી. આપ પાછા વૈશાલિ જાઓ અને મગધ સાથેની અસલ સંધિનું પાલન કરો એટલે પત્યું. એમ ન કરવાના હો તો ભૂલી જાઓ કે હું કુણિક, ચિલ્લણાપુત્ર, આપનો દૌહિત્ર છું. આપ મગધ ઉપર આક્રમણ લઇ આવ્યા છો. આપ મગધરાજ, આપના દુશ્મન ઉપર આક્રમણ કરનારના હક્કની રૂએ ઘા કરો. મારામાં તાકાત હશે તો હું આપનો ઘા નિવારીશ, નહિ હોય તો રણમેદાનમાં પડીશ."

"હલ્લ વિહલ્લ ગુમ થયા છે." ચેટકરાજે જવાબ દીધો. "મહા-રાજ બિમ્બિસાર જીવંત નથી. તને મારીને મારે મગધનું સિંહાસન

લેવું નથી. જા, દુશ્મનને જતો મૂકવામાં ઉદારતા રહેલી છે; મોટાઈ રહેલી છે. કુણિક અજાતશત્રુ, પિતૃહત્યારો છતાંય તું મારો દૌહિત્ર. જા, ભોગવ મગધ અને સુખી થા. હું પાછો વળું છું."

"સંધિની શરતો પાળશો, ડાડાજી ?" અજાતશત્રુએ પૂછ્યું.

"શરતો ? સંધિ તો ભાંગીને ભૂક્કા થઈ ગઈ. વિજેતા તો હું છું." ચેટકરાજે કહ્યું: "મગધની ભૂમિ રોકીને મારી સેના પડી છે. સંધિ કે શરતો હું સમજતો નથી. ફક્ત તારી સાથેનું યુદ્ધ પડતું મૂકું છું."

"પણ, મહારાજ !" અજાતશત્રુ બોલ્યો: "આપ મગધના ખંડિયા છો; મગધપતિના જીતાયેલા દાસ છો અને તેની ઉદારતાથી સત્તા, સિંહાસન અને સૈન્યને પ્રાપ્ત થઈ શકયા છો. આપ એ ભૂલી ગયા છો, પણ મગધ એ ભૂલે તેમ નથી. જુઓ, તમારી સેના પલાયિત થઈ ગઈ છે. તમારા સેનાધિકારીઓ લગભગ મરી ખૂટ્યા છે. મગધના રાજચક્રની નજરે તમે બંડખોર, એક બહારવટિયા માત્ર છો, છતાં હું આપને સજા કરવા ઈચ્છતો નથી. હું કેવળ આપ પાછા વળો અને જૂની સંધિની શરતો નવેસરથી પાળો એટલું જ કહું છું."

"કુણિક અજાતશત્રુ, તેને માટે તારે મને હરાવવો પડશે અગર હણવો પડશે."

"તો ભલે, આપ પહેલો ઘા કરો."

"હું નહિ કરૂં. તું કર."

અજાતશત્રુએ ઘોડાના પલાણના પટાપરથી ગદા કાઢી, ફેરવી ચેટકરાજ ઉપર ઘા કર્યો. ગદા તેના જમણા ખભા ઉપર પડી અને વળી ગોબાઈ ગઈ. ચેટકરાજે ઘોડો પાછો લીધો અને ભાલો ઉંચકી તે અજાતશત્રુ પર ધસ્યો. અજાતશત્રુએ ઘોડો તારવ્યો. ચેટકનો ઘા પણ ખાલી ગયો.

બન્ને ફરી સામા આવ્યા. અજાતશત્રુએ પણ ભાલો ઉંચકી તેના વતી યુદ્ધ કરવા માંડયું. થોડીવાર સુધી તો ફક્ત પરસ્પરના ઘોડાઓને છરકાઓ જ થયા કર્યા. પછી ઘોડાઓ વીંધાયા, અંતે ચેટકરાજના

વજનદાર શરીરને લીધે તેનો થાકેલો અને વીંધાયેલો ઘોડો અજાતશત્રુના ઘોડાના જેટલી જ ત્વરાથી ફરી શક્યો નહિ અને અજાતશત્રુ ચેટકની પછવાડે આવ્યો.

અજાતશત્રુએ ચેટકના ઘોડાની પીઠના માંસલ ભાગમાં જોરથી ભાલાનો ઘા કર્યો અને ભાલો તે ભાગ વીંધીને અરધો શરીરમાં પેસી ગયો. ઘોડો ઉછળ્યો પણ તેથી તો ભાલો વધારે અંદર ઘોંચાયો. ચેટક ઉતરી પડ્યો. એ જોઇને અજાતશત્રુ પણ ઉતરી પડ્યો.

બંનેએ ઘોડા છોડી દીધા અને શમશેર ખેંચી લડવા માંડયા. અંતે અજાતશત્રુએ ચેટકની શમશેર ભાંગી નાંખી અને તેના હાથને કાપી નાંખ્યો. ચેટક ડાબે હાથે લડવા માંડયો, પણ વીંધાયો અને નીચે પડયો.

ચેટક પડતાંની સાથે જ તેનું રહ્યુંસહ્યું સૈન્ય ભાગ્યું. સેનાધિકારીઓએ પણ ઘોડા પાછા વાળ્યા. મેદાનમાં મગધસૈન્ય અને વીંધાયેલ ચેટકરાજ ઉપર ઉભેલો અજાતશત્રુ, એ સિવાય કોઇ પણ રહ્યું નહિ.

"ડાડાજી, સંધિ અને શરતો." અજાતશત્રુએ કહ્યું.

ચેટકના જખ્મોમાંથી લોહી વહી જતું હતું. તે ક્ષણે ક્ષણે નબળો પડતો જતો હતો. તેની આંખે અંધારાં આવતાં હતાં, પણ તેનો આત્મા હજુ નરમ્યો નહોતો. "ના. ના." તેણે જોરથી માથું ધૂણાવી ના પાડવાનો પ્રયત્ન કર્યો.

અજાતશત્રુએ ઘાયલની સારવાર કરવા માટેની ચોકડીને બોલાવી ચેટકની સારવાર કરવા હુકમ આપ્યો અને તે ચાલ્યો ગયો. યુદ્ધ ખલાસ થઇ ગયું હતું. વિદેહ તદ્દન પરાજિત થઇ ગયું હતું. તેનું સૈન્ય પૂરપાટ નાસતું હતું.

ચોકડીએ ચેટકરાજને ઉઠાવ્યા અને ભીંડીના વહાણની માંચીમાં નાંખ્યા, માંચી તંબુમાં લઇ તેમને મલમપટા કર્યા, અને તેને લીધે ચેટકરાજને નિદ્રા આવી ગઇ.

એક દિવસ મૂર્છામાં વીતાવ્યા પછી ચેટકરાજ જાગ્યા. માંચીમાં પડયે પડયે તેણે સંજોગો યાદ કરવા પ્રયત્ન કર્યો. પરાજય બરોબર

થયો હતો. પોતે ફરીવાર મગધનો કેદી થયો હતો, પણ આ વખતનું મગધ બિમ્બિસારનું મગધ નહોતું.

વિદેહ ફરીથી હાથથી ગયો હતો, અજાતશત્રુ નિ:શંક સમ્રાટ્ બન્યો હતો. હવે તો સંધિ પણ નહોતી અને શરતો પણ નહોતી, અજાતશત્રુ જેટલો મગધનો તેટલો જ વિદેહનો પણ માલિક થયો હતો.

ચેટકરાજે આંખ ઉઘાડી તંબુની બહાર નજર કરી. સામેજ, સાવ નજીક લીંમડાની ઘટા હતી; એક કુવાનું થાળું દેખાતું હતું. યુદ્ધ-વિરામની અને દવાશાળાની બેવડી શાંતિ ચોતરફ વ્યાપી હતી.

'અજાતશત્રુના કેદી તરીકે જીવવામાં કોઇ સાર હતો ખરો ?' તેણે પોતાને પ્રશ્ન કર્યો: 'જીવીને શું ?' વિદેહમાં તેને છોડાવવા માટે કોઇ જાતની ચળવળ થાય તેવા સંજોગો નહોતા. પોતાને તો પુત્ર પણ નહોતો. વાજ્જિ હૈહય ક્ષત્રિયો તેને છોડાવવા કરતાં પોતાનો જ ગરાસ સાચવી ન લે ?

"તો પછી જીવવું શાને ? ઓશિયાળા થઇને જીવનભરનું બંધન સહન કરવાથી કયો પુણ્યોદય થવાનો હતો ?"

તેણે નિશ્ચય કરી લીધો. તે માંચીમાં બેઠો થયો. હજી બહુ નબળાઇ હતી, ચક્કર આવતાં હતાં, તે પથારીમાં પાછો પડયો.

"જીવીને શું કરવું ?" વળી પાછું તેનું મન ચકડોળે ચ્હડયું. "અજાતશત્રુનાં નિરાધાર એકછત્ર ચક્રોની સામે હવે થનારૂં જ કોઇ નથી રહ્યું ને ? અને વળી એ પણ મારો તો દૌહિત્ર છે ને ? શા માટે દૌહિત્ર એકછત્ર, એકચક્ર, નિષ્કંટક ન થાય ?"

તેનામાં એકાએક બળ આવ્યું. તે ઉઠયો. તંબુમાં તો કોઇ નહોતું. તે ઉઠયો, તેનામાં અજબ કોઇ શકિત આવવા માંડી. તે તંબુમાંથી બહાર દૂર નીકળ્યો, કોઇ ખાસ તેના પર પહેરો ભરતું હોય તેમ તેને ન લાગ્યું. કુવાની પેલે પાર લીંમડાની છાયામાં બે સૈનિકો બેઠા બેઠા તડાકા મારતા હતા.

તે જાણે હવા ખાવા, જરા વિસામો પામવા ફરવા નીકળતો હોય તેમ બહાર નીકળ્યો અને ધીમે પગલે કુવા તરફ ખેંચાવા માંડયો. વચમાં તે ઉભો રહ્યો. ખુલ્લી લીમડાના ઝાડ પર થઇને આવતી હવાનો તેણે દમ ખેંચ્યો. સૈનિકોએ તેના સામે જોયું. દૂર તેમણે નજર નાંખી. બહાર નીકળવાના બધા દરવાજા બંધ છે તે તપાસી લીધું અને પછી પાછા વાતમાં પડયા.

ચેટક હવે કુવા તરફ દોડયો અને સીપાહીઓનું તેના તરફ ધ્યાન ખેંચાય તે પહેલાં તો તેણે થાળા પરથી પાળ પર ચ્હડી પાણીમાં પડતું મૂકયું. કુવો ઉંડો હતો. ચેટકરાજ અશકત હતા. પડતાં જ સંનિપાતનું તેનું જોસ ઓછું થયું. સૈનિકોએ ધબકારો સાંભળ્યો. તેઓ દોડતા કુવા પર આવ્યા, પણ ચેટકરાજ ડૂબી ગયા હતા.

---

## પ્રકરણ ૨૪ મું

## ઉપાશ્રય કે વિહાર ?

ધારિણી ઉંમર ગામના કુવા ઉપર પાણી ભરવા ગઇ હતી. તે સામંતપત્ની હોવા છતાં પોતે ખવાસણ છે તે ભૂલી ગઇ નહોતી અને તેણે ગામની સ્ત્રીઓને ભેળી કરી હમેશાં પાણી ભરવા જવાનો રિવાજ રાખ્યો હતો. કંધક કેદ પકડાયા પછી પણ તેનો આ શિરસ્તો કાયમ રહ્યો. તેને કંધકના કેદ થયા પછી મંડગ છોડીને રાજગૃહમાં વસવું પડયું; તંગી અને દુ:ખ સહન કરવાં પડયાં અને દળણાં દળવાં પડયાં. પણ તે બધું તેણે મૂંગે મ્હોંયે, પતિભકિતના આનંદ સહિત સહન કર્યું.

એક દિવસ સેનાધિકારીએ નગરની કામ કરી શકે તેવી, શુદ્ર વર્ણની અને કાંટિયા વર્ણની સ્ત્રીઓને કાંઇક રેતી જેવા, ગંધાતા

પદાર્થના થેલાઓ ઉંચકી રાજગૃહની બહાર ખાઇમાં ખડકવા વેઠે પકડી અને તેમાં કેસર આવી ગઇ. તેણે ચમત્કારિક આગની ભૂકી વિષે વાતો સાંભળી હતી અને કારાગૃહના અધિકારી ઉપર તેનો પ્રયોગ કરવામાં આવ્યો હતો તેની પણ તેને ખબર પડી હતી. તે અને તેની એક બ્હેનપણી વેઠે પકડાયેલી અને રણમેદાન તરફ જતી સ્ત્રીઓની કતારમાંથી છૂટી પડી એક ખડક આડી લપાઇ રહી. કતાર પસાર થઇ ગયા પછી કેસરે એક થેલો ઉઘાડી જોયો અને ખાત્રી કરી કે તે ચમત્કારિક આગની ભૂકી જ વહેતી હતી. બન્ને બહેનપણીઓ રાજગૃહ તરફ પછી ફરી.

સ્ત્રીચરિત અને સાહસથી કેસરે કારાગૃહની ગુફાની બહાર પ્રવેશ કર્યો અને ગુફાનાં બારણાં નીચે સુરંગ ગોઠવી. એ સુરંગ ગોઠવવાનાં પરિણામ, વિધિ અને ઉદ્દેશ પોતાની બુદ્ધિથી, સ્ત્રીચરિત અને સાહસથી જ તેણે જાણ્યાં, વિસ્તાર્યાં અને કલ્પ્યાં, પણ આ ભૂકી હજી સામાન્ય ઉપયોગ માટે બહુ નવી હતી. જોઇએ તે કરતાં વધારે જથ્થામાં તે સુરંગમાં ગોઠવાઇ અને જામગરી અડકાડયા પહેલાં ગુફામાંના કેદીઓને ચેતવવા કે તૈયાર રહેવાનું કહેવાની વ્યવસ્થા બની શકી નહિ.

અને કેસરની સ્ત્રીબુદ્ધિએ અજાતશત્રુના કટકમાં શિસ્ત અને હિસાબ બહુ જ ચોક્કસ હોઇ શકે તે કયાસ કર્યો નહિ. બે મજૂરણો અને બે થેલીઓ ગુમ થઇ એટલે તરત તેની તપાસ થઇ; મુકાદમને સજા થઇ. પગીઓને ગુમ થયેલી સ્ત્રીઓનાં પગેરાં કાઢવા કામે લગાડવામાં આવ્યા. જામગરી લગાડી કેસર ખસી ગઇ ત્યારે મહારાજ અજાતશત્રુ ત્યાં હાજર રહે, કેસર તથા તેના સાગરીતો પકડાય તેવી વ્યવસ્થા કરવામાં આવી. સુરંગ ગોઠવવાની કેસરને સુગમતા કરી આપવામાં પણ અજાતશત્રુના ચક્રની એક અરણિનો હાથ હતો.

કેસરના સાહસનું પરિણામ સુવિદિત છે. કેસરને શૂદ્રગણમાંથી પણ કાઢી નાંખી, ચાંડાલોના નીચ ગણમાં દાખલ કરી, શૌચ ઉઠા-

વવાની સજા કરવામાં આવી છે. આ સજા ભોગવવામાં કેસર એકલી ન રહી. વૈશાલિના પરાજિત સૈનિકોમાંનો મોટો ભાગ અને રાજગૃહના રાજદ્રોહ કરવા તૈયાર થયેલા કેટલાય ક્ષત્રિયોને પણ આ દુર્ભાગ્ય પ્રાપ્ત થયું.

× × × ×

કુમાર હલ્લ અને કુમાર વિહલ્લ જાગ્યા ત્યારે તેઓ એક સુંદર આશ્રમમાં પાટ ઉપર સુંવાળા મૃગચર્મ પર પોઢયા હતા. જ્યાં બન્ને સૂતા હતા ત્યાંથી દૂર સુધી ટેકરીઓ અને ખીણો દેખાતાં હતાં. તેમની પાટ તાડનાં સૂકવેલાં પાંદડાના રેસાઓથી છાયેલી લાકડાની અને પાંદડાંની સ્વચ્છ, શીતળ, અજવાળી પર્ણકુટીમાં હતી. વૃક્ષની ઘટાઓમાંથી સૂર્ય પ્રકાશતો હતો. કાન ઉપર વહેતા પાણીના ઝરાનો ખળખળાટ પડતો હતો. બન્નેને માથે વખતોવખત હાથ મૂકી જરા જરા દાબતો એક જતિ ઉભો હતો.

"કાકાજી!" વિહલ્લ એકાએક બોલી ઉઠયો.

પણ હલ્લે તે સાંભળ્યું નહિ: તેણે મૂઢની પેઠે જોયાં કર્યું. હાથીપરથી ઉછળી નીચે ફેંકાવાથી તેની બુદ્ધિ હરાઈ ગઈ હતી. તેને ભૂતકાળનું કશું પણ સ્મરણ રહ્યું નહોતું.

અભયકુમાર પાટ ઉપર બેસી ગયો. હલ્લને તેણે પોતાની છાતી ઉપર લીધો. "કાકાજી! શું થયું? ભાઈ કેમ બોલતા નથી? હાથી કયાં? લશ્કર કયાં?" વિહલ્લ કળકળ્યો, પણ અભયકુમારે કશો પણ જવાબ ન આપ્યો: તે કોને ખુલાસો કરે? સચેનકના ઉછળવાથી બન્ને ભાઇઓ એક લીલનો જાડો થર જેના ઉપર જામી ગયો હતો તેવા ધરા પર પડયા. લીલના થરે તેમને શીતળતા અર્પી અને ડૂબવા દીધા નહિ. અગ્નિથી દાઝતા પણ એ જ થરે બચાવ્યા. ન્હાસતા વિદેહસૈન્યે ધરામાં જોયું જ નહિ અને કુમારો મૂર્ચ્છાવશ ધરામાં જ પડયા રહ્યા.

લશ્કરે આ મુકામ તરત જ ખાલી કર્યો. વળતે દિવસે પરિભ્રમણ કરતો અભયકુમાર ધરો દેખી ત્યાં પગ શીતળ કરવા બેઠો અને તેણે મૂર્છિત કુમારોને જોયા. તેણે તેને ત્યાંથી આશ્રમમાં લાવવાની વ્યવસ્થા કરી.

તેણે હલ્લને ઉભો કર્યો અને વિહલ્લને પોતાની પાછળ આવવાનું કહ્યું. ચોગાનમાં એક બીજી પર્ણકુટી હતી. તેમાં તપઃકૃશ, જ્ઞાનતેજસ્વી મહાવીર સ્વામી વિરાજ્યા હતા. બન્ને કુમારોને અભયકુમાર ત્યાં લઇ ગયો અને તેણે તીર્થંકર ભગવાનના ચરણકમળમાં બન્નેને પગે લગાડયા. અભયકુમારે કહ્યું.

"ભગવન્ ! આ બન્નેનો ઉદ્ધાર કરો."

"અભય ! એ બન્નેને ભૂતકાળની વિસ્મૃતિ પ્રાપ્ત થશે; વ્રત, તપ અને જ્ઞાનનો તેઓ સંચય કરશે. તેમને દીક્ષા આપ."

× × × ×

અજાતશત્રુએ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. વડારણોએ આ હકીકત મહાદેવી ચિલ્લણાને નિવેદન કરી. મુંડિતશિર, કંકણહીન, ચંદ્રક વિહોણી ચિલ્લણાએ મ્હોં આડો પડદો ધર્યો અને આંખ વીંચી.

"માતાજી ! એ કશાની જરૂર નથી. આપનું સંસારજીવન પૂરું થયું છે. આપની ઇચ્છા હોય તો વેરુલક વનના બૌદ્ધવિહારમાં જાઓ. ઇચ્છા હોય તો કોઇ પણ ઉપાશ્રય પસંદ કરો, પણ અંતઃપુરના આવાસ તો મારે ખાલી કરાવવા છે અને રાષ્ટ્રના ઉપયોગમાં લેવાના છે."

ચિલ્લણા ઝફાળી ઉભી થઇ. પડદો દૂર કર્યા વિના તે ખંડની બહાર જવા નીકળી અને અજાતશત્રુને કહ્યું: "જિન ભગવાનના ઉપાશ્રયનો માર્ગ બતાવ, કુણિક."

દ્વિતીય ખંડ સમાપ્ત

# પરિશિષ્ટ

(નોધઃ—આ પુસ્તકમાં કયા કયા ગ્રંથોનો આધાર લેવામાં આવ્યો છે તે અન્યત્ર દર્શાવેલું છે. જે વાચકોને આ ઐતિહાસિક વાર્તામાં આવતાં પાત્રો વિશે વિશેષ જાણવાની ઇચ્છા હોય તેમણે **ડા. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ** લખેલો Ancient India Vol. I (અથવા પ્રાચીનભારત વર્ષ. ભાગ ૧ લો અને ૨ જો) ગ્રંથ જોવો. અત્રે પાત્રો સામે જે પૃષ્ઠસંખ્યા લખી છે તે અંગ્રેજી પુસ્તકની આપેલી છે.)

(૧) બિમ્બિસાર—સુનન્દા. (૨૩૩—૨૩૫)

(૨) અભયકુમાર (૨૩૭—૮; ૨૩૮ મા પાનાપરની નોટ નં. ૫૦; ૨૫૪; ૨૬૫; ૨૭૧).

(૩) ક્ષેમા (૨૪૪—૫).

(૪) ચિલ્લણા (નોટ ૭૩ મી, પાનું ૨૪૫—૭, ૨૬૮—૯)

(૫) ચેટક (૧૩૩; ૨૪૬; નોટ ૪૭ મી, પાનું ૨૬૧)

(૬) હલ્લ-વિહલ્લ અને સચેનક (૧૩૨—૩)

(૭) પ્રસેનજિત્ (પાનું ૮૦; નોટ ૩૧ મી પાનું ૯૦)

(૮) સૂર્યકાન્તા—(નોટ ૪૮ મી, પાનું ૮૭, ૮૮)

(૯) શ્રેણિક (૨૫૪—૫—૬; ૨૫૯; ૨૬૪; નોટ ૬૮ પાનું ૨૪૩—૪)

(૧૦) કુણિક (૨૬૮; ૨૭૩)

(૧૧) યુગરૂપ (નોટ ૨૧ પાનું ૨૫૫)

(૧૨) અનાથપિંડિક શ્રેષ્ઠી—માટે જૂઓ ડો૦ રાધાકુમુદ મુખરજીનું Local Government in Ancient India (પ્રાચીન ભારતમાં ગ્રામવ્યવસ્થા અને સત્તા) પાનું ૪૯—૫૦ અને ૫૧—૫૨ ની નોટ ૧. અને Men and Thought પાનું ૫૯, ૬૬, ૯૫.

(૧૩) દેવદત્ત—માટે જૂઓ પ્રો. ર્‌હાઇસ ડેવીઝનું "બુદ્ધિઝમ" Buddhism નામનું પુસ્તક પાનું ૭૫—૭૬ અને મુખરજી કૃત Men and Thought પાનું ૩૪, ૫૯, ૬૬, ૬૭.

# શિશુનાગ વંશના રાજાઓ

| | નામ | ઇ. સ. પૂર્વે | | | | રાજ્યકાળ |
|---|---|---|---|---|---|---|
| (૧) | શિશુનાગ | ૮૦૫ | થી | ૭૪૫ | = | ૬૦ |
| (૨) | કાકવર્ણ | ૭૪૫ | ,, | ૭૦૯ | = | ૩૬ |
| (૩) | ક્ષેમવર્ધન | ૭૦૯ | ,, | ૬૫૯ | = | ૫૦ |
| (૪) | ક્ષેમજિત્ | ૬૫૯ | ,, | ૬૨૩ | = | ૩૬ |
| (૫) | પ્રસેનજિત્ | ૬૨૩ | ,, | ૫૮૦ | = | ૪૩ |
| (૬) | બિમ્બિસાર અથવા શ્રેણિક | ૫૮૦ | ,, | ૫૨૮ | = | ૫૨॥ |
| (૭) | અજાતશત્રુ અથવા કુણિક | ૫૨૮ | ,, | ૪૯૬ | = | ૩૨॥ |
| (૮) | ઉદયાશ્વ | ૪૯૬ | ,, | ૪૮૦ | = | ૧૬ |
| (૯) (૧૦) | અનુરૂદ્ધ } મુંદ } | ૪૮૦ | ,, | ૪૭૨ | = | ૮ |
| | | | | | | ૩૩૩ |

(ડૉ. ત્રિભુવનદાસ લ. શાહના "પ્રાચીન ભારત વર્ષ"
ગુજરાતી ભાગ ૧ લો, પાનું ૨૩૮ મું)

(૧) બુદ્ધ ભગવાન્—ઇ. સ. પૂર્વે ૬૨૩ થી ૫૪૩ = ૮૦
(રાધાકુમુદ મુખરજી)

(૨) મહાવીર ભગવાન્—ઇ. સ. પૂર્વે ૫૯૯ થી ૫૨૭ = ૭૨
શિશુનાગ વંશની વંશાવલી શ્રીમદ્ભાગવતના ૧૨ મા સ્કંધમાં પણ થોડા ફેર સાથે મળે છે.

પુરાણો, બૌદ્ધ ગ્રંથો અને જૈન ગ્રંથોમાં આ શૈશુનાગ વંશના રાજાઓ સંબંધી હકીકત આવે છે, પણ સમય તથા હકીકતમાં ઘણો પાઠફેર જોવામાં આવે છે.

## જૂના દેશો અને નગરો અને આજનાં નામો

| | | | |
|---|---|---|---|
| { | ૧ | મગધ | = આજનું બિહાર, બંગાળ અને થોડો મધ્યપ્રાંત. |
| | ૨ | રાજગૃહ | = મગધની રાજધાની—આજે ખંડીયેર છે. ત્યાં નાનું ગામ છે. પટનાની દક્ષિણે |
| { | ૩ | કોશલ | = આજનું અયોધ્યા, અવધદેશ. |
| | ૪ | શ્રાવસ્તિ | = અયોધ્યાનું પાટનગર. |
| | ૫ | વૈશાલી | = વૈદેહી જનકપુર, મિથિલા નગરી, આજનું ગોરખપુર જ્યાં આવેલું છે તે સ્થાન. પટનાની પૂર્વે |


# આયર્લૅન્ડનો મુક્તિયજ્ઞ

**આયર્લેન્ડમાં સીનફીનની પ્રવૃત્તિનો ઇતિહાસ**

(લેખકઃ—રા. રા. મંગળદાસ મંછારામ પકવાસા, સોલીસીટર)

આયર્લેન્ડનો મુલક બ્રિટીશ સત્તાથી કેવી રીતે સ્વતંત્ર થયો તેનો અગત્યનો અહેવાલ, હિન્દની સ્વતંત્રતા ઇચ્છનારે અવશ્ય જાણવા જોગ છે. આયરીશ લોકોએ સ્વરાજ્યની પ્રાપ્તિ કરવા માટે જે લડત ચલાવી હતી અને અનેક પ્રકારના ભોગો આપ્યા હતા, તેનું ઉમદા ચિત્ર આપવામાં આવ્યું છે. હિન્દ અને આયર્લેન્ડની વારંવાર સરખામણી થાય છે, તે શા માટે થાય છે તે સમજવા આ પુસ્તક વાંચો.

**મૂ. રૂ. ૦–૧૨–૦. ચૌદ આનાની ટીકીટ મોકલનારને ઘેરબેઠાં.**

મળવાનું ઠેકાણું:—"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

# PRABHURAM ANANT PHARMACY

## प्रभुराम अनंत औषधालय

### भुलेश्वर, मुंबई

**અસરકારક અને ઉત્તમ દેશી દવાઓનો મોટો સંગ્રહ**

જેને માટે પુના, મુંબઈ, અમદાવાદ, રાજકોટ વગેરે એકઝીબીશનોમાંથી સોનાના ચાંદ તથા ફર્સ્ટ કલાસ સર્ટિફિકેટો મળેલાં છે

દરેક દવાનું પોસ્ટ પેકીંગ ખર્ચ જુદું પડશે

**स्थंभक**

દુઝતા અર્શને માટે ઘણોજ ઉત્તમ ઉપાય. ગમે તેવી જાતનું લોહી પડતું હોય, તે આ દવા ફકત ત્રણજ વખત લેવાથી બંધ થઈ જાય છે.

કીંમત (૮ ભાગવાળી) ઔંસ ૧ ની બાટલીના રૂ. ૨.

**KANAK**

**कनक.**

ક્ષય, ઉધરસ, દમ અને ચાલુ નબળાઈને માટે ઘણીજ અસરકારક શુદ્ધ સોનાની બનાવટની દવા.

માત્રા—પાંચ ટીપાં કાચના વાસણમાં એક ઔંસ પાણી સાથે, દિવસમાં જમ્યા પછી ત્રણ વખત. પાંચથી દશ વરસની ઉમરનાં બાળકને માટે ૩ ટીપાં, પાંચ વરસની અંદરનાને ૨ ટીપાં.

કીંમત ૧ ઔંસની બાટલીના રૂા. ૬,

**अमृत**

ક્ષય, ઉધરસ, ઝીણો તાવ, નબળાઈ અને કબજીયતમાં એક ઉત્તમ ઔષધ તરિકે; વાજીકરણ, સારક, અને લોહી સુધારનાર એક પ્રયોગ તરિકે, તથા રોગી અને નિરોગી બન્ને માટે એક પુષ્ટિદાયક ખોરાક તરિકે આ ચાટણ અમૂલ્ય છે.

કિંમત બરણી ૧ ના રૂા. ૩, ૩ા, ૪. સાદું, રૂપેરી અને સોનેરી.

**मघवंत**

ડાયા બીટીસ. મધુમેહ માટે ખાસ ઈલાજ. મહિના દિવસના કોર્સના રૂા. ૧૨). પરેજી તથા વાપરવાની વિગત સાથે મોકલવામાં આવે છે.

બીજી શાસ્ત્રોકત દવાઓ માટે સવા આનાની ટીકીટ બીડી કેટલોગ મંગાવો.

જયાકુંવરનું પુસ્તક—'ગુજરાતી' પ્રિન્ટીંગ પ્રેસ તથા અહિંથી મળશે.

**પત્રવ્યવહાર:—મેનેજીંગ ડાયરેકટર : પ્રભુરામ અનંત ફાર્મસી**

વૈદ્યભુવન, કેથીડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર, મુંબઈ નં. ૨. એ શીરનામે કરવો.

ગુજરાતી જનતાનું માનીતું તથા આદર સત્કાર પામેલું

લવાજમ:
મુંબઈ અને હિંદુસ્તાન માટે રૂ. ૬.
બર્મા માટે રૂ. ૭

# "ગુજરાતી" પત્ર

દર રવિવારે પ્રકટ થાય છે.

લવાજમ:
હિંદુસ્તાન બહાર
રૂ. ૧૧ અથવા
શિલીંગ ૧૮

## (નિયમો તથા લાભો)

**ગુજરાતી** માટે કોઈ પણ માસથી બાર માસના ગ્રાહક થઈ શકાય છે.
બાર માસથી ઓછા મહિના માટે ગ્રાહક કરતા નથી.

**ગુજરાતી**નું લવાજમ આગાઉથી-પ્રથમથી જ લેવાનો રિવાજ છે.

**ગુજરાતી**ની એક વાર્ષિક ભેટ, બાર મહિનાના ગ્રાહકને મફત મળે છે.

**ગુજરાતી**નો દિવાળીનો એક ખાસ સાહિત્ય અંક, કૃષ્ણાંક અને બીજા વિશિષ્ટ અંકો, એક સુશોભિત મોટું ભીંત કેલેન્ડર પંચાંગ જાનેવારી માસમાં મફત આપવામાં આવે છે.

**ગુજરાતી**ના ગ્રાહકોને ગુજરાતી પ્રેસમાંથી પ્રકટ થયેલાં સર્વ પુસ્તકો કીફાયત ભાવે મળે છે.

**ગુજરાતી**ના અગ્ર લેખો મનનીય અને માર્ગદર્શક હોય છે.

**ગુજરાતી**માં ચાલુ સામાજિક વાર્તા દર અઠવાડીએ વાંચવા મળે છે.

**ગુજરાતી**માં પુસ્તકોની સમાલોચના વિદ્વાનોને હાથે થાય છે.

**ગુજરાતી** એકધારી વાંચન ૬૩ વર્ષ થયાં પુરૂં પાડે છે.

**ગુજરાતી**માં શિષ્ટવાચન દર અઠવાડીએ આવે છે.

**ગુજરાતી**માં બારે રાશીનું અઠવાડિક ભવિષ્ય સચોટ રીતે આપવામાં આવે છે.

**ગુજરાતી**માં સીનેમાના અવલોકનો પ્રકટ થાય છે.

**ગુજરાતી**નું વેપારીબજારનું અવલોકન, 'વાણિજ્ય અને નાણાં બજાર' ખાસ વેપારી આલમને ઉપયોગી નીવડે છે.

**ગુજરાતી**માં દર અઠવાડીએ બનતા અગત્યના બનાવોનો સાર સંક્ષેપમાં સારી રીતે આપવામાં આવે છે.

**ગુજરાતી**ના એક વર્ષ માટે ગ્રાહક થનાર દર વર્ષ ગ્રાહક તરીકે રહેવા ઇચ્છા રાખે છે.

**ગુજરાતી પત્રની ઓફીસ** સાસુન બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

વેદસ્તુતિ પરની શ્રીમહાપ્રભુ વલ્લભાચાર્યજીની
સૂક્ષ્મટીકા અને કારિકા સહિત

ગુજરાતી પ્રેસનું સંસ્કૃત

# સચૂર્ણિક ભાગવત

મૂળ સંસ્કૃત શ્રીમદ્ભાગવત બહુ મોટા અક્ષરોમાં છૂટા પાના પર છાપ્યું છે અને તેના પરની સંસ્કૃત ચૂર્ણિકા ટીકા પણ વ્યાસોને, પુરાણીઓને સપ્તાહમાં વાંચવા સુગમ પડે તેવા મોટા સંસ્કૃત અક્ષરોમાં છાપેલી છે.

શ્રીમદ્ભાગવતના (૧) શાસ્ત્ર, (૨) સ્કંધ, (૩) પ્રકરણ અને (૪) અધ્યાય; એ ચારેના અર્થની સરળ સમજણ શ્રીવલ્લભાચાર્યજીના મત પ્રમાણે આપવામાં આવેલી છે.

પૃષ્ઠસંખ્યા: ૧૯૦૦ વજન ૮।। રતલ

કિં. રૂ. ૧૪

ટપાલ ખર્ચ રૂ. ૩ અલગ

અગાઉથી પેટે રૂ. ૫) મોકલી રેલ્વે રસ્તે વી. પી થી મંગાવો

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ-મુંબઇ